# મલબારીનાં
# કાવ્યરત્નો

# મલબારીનાં કાવ્યરત્નો

## મર્હૂમ બેહેરામજી મેહેરવાનજી મલબારીના

કાવ્યગ્રંથોમાંથી ચૂંટી ક્હાડેલી કવિતાઓનો સંગ્રહ

અરદેશર ફરામજી ખબરદારે

લખેલા ઉપોદ્ઘાત સાથે

પ્રકાશક

ફિરોજ઼ બેહેરામજી મલબારી

મુંબઈ

"નિર્ણયસાગર" મુદ્રાલય

સંવત્ ૧૯૭૩ ઈ. સ. ૧૯૧૭

# ગુર્જરભૂમિને અર્પણ

( અનુભવિકાની અર્પણપત્રિકામાંથી )

( ગરબો )

ધન ધન ગરવી ગુજરાત! માતુશ્રી મારી રે!
નિરખી વદનકમળ રળિયાત, ગાઉં બલિહારી રે.

ઘણે વરસે, દેવી સાક્ષાત્! ભેટ થઈ તારી રે,—
નડી અડચણ દશ ને સાત, ધારી અણધારી રે.

પણ એકે દિવસ મારી માત! ન તુજને વિસારી રે;
ગાળી નાંખી આ ઝુરતી જાત, વિરહ સંભારી રે.

જોગ થયો હવાં, નહિ ભ્રાંત, માતુશ્રી પ્યારી રે;
મળ્યાં નેત્ર નેત્ર સંગાથ, આંખ બન્ને ઠારી રે.

અર્પ્યાં પુષ્પ નમીને, સુપાત્ર! અલ્પ ઉપકારી રે,—
પુત્રભાવથકી કહું માત્ર, આરતી ઉતારી રે!

# પ્રસ્તાવના

મારા મુરબ્બી પિતાજીની કવિતાઓમાંથી ચૂંટી કહાડેલો આ સંગ્રહ વાચક આલમની હજૂર રજુ કરતાં મને કાંઈક રવેશે ખુશાલી કરતાં દલગીરી વધારે ઉપજે છે, કારણ કે જે કાર્ય એમણે હાથ ધરેલું તે પૂરૂં કરવાને માટે જીંદગીએ એમને યારી આપી નહીં. એમની હૈયાતીમાં જ એમનાં કાવ્યોની નકલો મોટે ભાગે ખપી ગઈ હતી અને જો કે બીજી સુધારેલી આવૃત્તિઓ છપાવી બહાર પાડવાને એમણે અનેક વાર કોશિશ કરી હતી, તે છતાં રાજદ્વારી તથા પ્રજાલાભનાં અનેક કામોને લીધે તેઓ તે પાર પાડી શક્યા ન હતા. પિતાજીએ પોતાનાં કાવ્યોમાં સુધારો કરવાનું શરૂ પણ કીધું હતું, પણ ઉપર જણાવ્યા પ્રમાણે તેઓ બીજાં અગત્યનાં કામોમાં એટલા તો ગુંથાઈ ગયા હતા, અને ખસુસ કરીને "સેવાસદન" તથા ધરમપોર ખાતેનું ખહીનું "સેનેટોરિયમ" પગભર કરવાને એટલા તો આતુર હતા, કે એક પણ નવી કવિતા લખી શક્યા નહીં યા તો જૂનાં કાવ્યો સુધારાવધારા સહિત પાછાં બહાર પાડી શક્યા નહીં. કાવ્યો રચવાં એ પિતાજીની જીંદગીની ઓર જ મઝા હતી, જો કે તે મઝા ભોગવવાને એમને કવચિત જ ફુરસદ મળતી હતી. કાવ્યની મઝા કરતાં એમને દેશની સેવા કરવામાં, અને ખસુસ કરીને ગરીબોનું ભલું કરવામાં, કાંઈ ઓર જ ગમત પડતી હતી, અને તેથી જ છેલ્લાં દસબાર વરસ દરમિયાન એમનાથી એક પણ નવું કાવ્ય લખી શકાયું નહીં, કારણ કે તે સઘળાં વરસો માત્ર ગરીબોને જ અર્પણ કીધેલાં હતાં. કવિતા રચવી એ પિતાજીના મનથી એક જાતનો વિનોદ હતો. તેથી એમના થાકેલા મનને ઘણી જ રાહત મળતી હતી. તેઓ કાંઈ કાગળ કલમ લેઈને ખાસ કવિતા રચવાને માટે કોઈ દિવસ બેસતા ન હતા, પરંતુ જ્યારે પણ કોઈ બુલંદ કવિતામય વિચાર તથા રસિક શ્લોક એમના ધ્યાનમાં આવતો ત્યારે પોતાની નાનકડી નોંધ-

પોથીમાં તે ટાંકી મૂકતા હતા, અને ફુરસદ મળવે તેને એક સુંદર કાવ્યનું રૂપ આપતા હતા. જ્યારે પણ નિદ્રાદેવી એમની સાથે રીસે ભરાતી ત્યારે પિતાજી સરસ્વતીની પૂજા કરતા હતા, અને એમનાં ઘણાં કાવ્યો તેવી પૂજા દરમિયાન જ રચાયાં હશે.

ઈ. સ. ૧૯૧૨ ના જુલાઈ માસમાં પિતાજી સીમલા ખાતે હૃદય એકાએક બંધ પડવાથી ગુજર પામ્યા બાદ ચોતરફથી એમનાં કાવ્યો માટે મને જ્યારે પૂછપરછ થઈ, ત્યારે મને ખ્યાલ આવ્યો કે એમની સઘળી કવિતાઓમાંથી ચૂંટી કહાડેલો એક સંગ્રહ છપાવવો બહુ જ અનુકૂળ થઈ પડશે. પણ એ કામ મારા એકલાથી તો બની શકે તેમ હતું જ નહીં. હાલના પારસીઓમાં ગુજરાતી ભાષાનું જ્ઞાન કેટલું અપૂર્ણ હોય છે, તે તો સર્વેને રોશન છે. હું પણ સાતમી ચોપડી વેર શીખેલો છું, પણ કહેવાને શરમીંદો છું કે મારી જન્મભાષાનું મારૂં જ્ઞાન એટલું તો કાચું છે કે પિતાજીનાં કેટલાંક કાવ્યોનો માત્ર અર્થ સમજવો પણ મને કઠણ પડે છે. વાંચનાર મારી "તોફ્રો" કલમથી લખાએલી આ પ્રસ્તાવનાનો મુકાબલો જો મી. ખબરદારની નાદર કલમથી લખાએલા ઉપોદ્‌ઘાત સાથે કરશે તો મારો ગુજરાતી ભાષા ઉપર કેટલો નજીવો કાબુ છે તે તેઓને સ્પષ્ટ માલમ પડશે. ઉપલા કારણને લીધે આવો એક સંગ્રહ છપાવવાનું જોખમ મારે શીર લેવું, એ મને બેહુદું લાગ્યું, અને બીજા કોઈ સલાહકારની શોધમાં પડ્યો. મેં નિશ્ચય કીધો કે તે સલાહકાર પોતે પણ કવિ હોવો જોઈએ, કારણ કે એક કવિ જ બીજા કવિની કદર બરાબર બૂજી શકે, અને તેનાં કાવ્યોની ખુબીખામીઓનું તોલ ચોક્કસ કહાડી શકે. સુભાગ્યે એવો એક સલાહકાર મેળવવામાં મને ઝાઝો વિલંબ લાગ્યો નહીં. મી. અરદેશર ફ્રામજી ખબરદારના નામથી વાચક આલમ અજાણી તો હશે જ નહીં. પિતાજીને મી. ખબરદારનાં રસિક કાવ્યોને માટે ઊંચો મત હતો, અને મી. ખબરદાર પણ પિતાજીનાં કાવ્યો

તેમ જ કાર્યોને અંતઃકરણથી વખાણતા હતા, અને પિતાજીની સાથે એમને પણ સારી પિછાન હતી. પરંતુ હું એમને તે વખતે બિલકુલ ઓળખતો નહીં હતો, અને તેથી એમને તકલીફ આપવાને મને જરા આંચકી લાગી. તોપણ હિંમત કરી એમની સલાહ પૂછાવી જોઈ, અને એ ભાઈનો વળતો જ જવાબ એટલો તો કદરદાન અને દિલોજાનીભર્યો હતો કે મને ઘણી હિંમત આવી, અને મારા પિતાજીનાં કાવ્યરત્નો ચૂંટી કહાડી તેનો એક નાનકડો સંગ્રહ બનાવવાનું કામ મેં એ ભાઈને આપખુશીથી સોંપ્યું, અને એ ભાઈએ તે ઘણા જ ઉત્સાહથી ઉપાડી પણ લીધું. એમનો આભાર આ તકે જેટલો માનું તેટલો થોડો છે. **મી.** ખબરદાર આજ વરસો થયાં મદ્રાસમાં વસે છે, અને ત્યાં એકલે હાથે પોતાનું કામ ગુપચુપ કર્યાં જાય છે. કમનસીબે એમની તબિયત લાંબો વખત થયાં નાદરૂસ્ત ચાલે છે, અને કાન તથા માથાના સખ્ત દુખારાથી એ બીચારા બહુ પીડાય છે. તે છતાં પણ પિતાજી તરફની એમની માન અને મોહબતની લાગણી એટલી તો તીક્ષ્ણ છે કે જરા પણ હાંસલ વગર આ સંગ્રહ બહાર પાડવાનું કામ એમણે માથે ઊઠાવ્યું, અને અનેક મુશ્કેલીઓ વચ્ચે તે કામ પાર પણ ઉતાર્યું છે. પિતાજીનાં કાવ્યો એમણે માત્ર ચૂંટી જ નથી કહાડ્યાં, પરંતુ તે સઘળાં ઘણી જ અચ્છી રીતે ક્રમવાર ગોઠવ્યાં છે. તે ઉપરાંત લગભગ દોઢસો પાનાનો વિદ્વત્તાભરેલો "ઉપોદ્ઘાત" લખીને એ ભાઈએ મારા એમની તરફના કરજમાં ઘણો વધારો કર્યો છે. ટુંકમાં કહુ તો બધી મેહેનત એમણે જ કીધી છે; મેં તો માત્ર ઉપર ટપકેથી કેટલાંક છેલ્લાં "પ્રુફો" તપાસી જોયાં છે. જો આ નાનકડો સંગ્રહ વાચક આલમની પ્રશંસા પામે તો તે **મી.** અરદેશર ખબરદારની ખંત તથા મેહેનતને અંશેઅંશ આભારી છે.

છેલ્લે મારે એટલું જ જણાવવું છે કે પિતાજીનાં લગભગ સઘળાં કાવ્યો અસલ જેમ છપાયાં હતાં તે જ પ્રમાણે હાલ પાછાં છાપ્યાં છે, અને **મી.** ખબરદારે તેની ભાષા યા રચનામાં જવલ્લે જ ફેરફાર કર્યો છે.

વાંદરા, તા. ૮ આગસ્ટ ૧૯૧૭.} **ફિરોજ બેહેરામજી મલબારી.**

# ઉપોદ્ઘાત

## ( મલબારીની જીવનપ્રવૃત્તિ અને કાવ્યકળાના અવલોકન સાથે )

( રોળા )

"પૂર્વજન્મનાં પાપ નર્મદાજળ શુદ્ધ કરશે,
નવીન જન્મ શૂરવીરથકી એ ખોળો ભરશે.
હું કયાં જોવા રહું, નવીન એ જન્મ જ તારો?
માતાદુઃખમુઝવણે ગાળી નાંખ્યો જન્મારો.

હશે ન મુજ મન દુઃખ વિશેષે એહ વિષેનું;
અર્પી દઉં સો જન્મ, એવડું, મા! તુજ લ્હેણું!
સો આપું લઈ એક, સહસ્ર આપું હું એકે,
ગુર્જરદેશ ફરી જોઉં દીપતો સત્ય વિવેકે."

( "ગુજરાતનું ભાવી ગૌરવ," પૃષ્ઠ ૯૨ )

વર્ષાના વેગથી ધસતા પૂર જેવાં, આ હૃદયના ઉછળતા સ્નેહથી નીકળેલાં વચનો જે સત્પુત્રના મુખમાંથી વહ્યાં છે, તેને માટે ગુર્જરમાતાને શું ઓછું અભિમાન હશે? જે પુત્રે "માતાદુઃખમુઝવણે ગાળી નાંખ્યો જન્મારો" એ શબ્દો માત્ર કવિતામાં કહેવાને અર્થે જ યોજ્યા ન હતા, પરંતુ જેના જીવનનો સરવાળો જ ખરી રીતે એ ચાર શબ્દોમાં આવી રહેલો જ્યારે આપણે જોઈએ છીએ, ત્યારે તેની આ દૃઢ માતૃભક્તિ માટે આપણને શું ઓછી માનવૃત્તિ પેદા થાય છે? ગુર્જરદેશને કર્ત્તવ્યે

બહાર પડીને "નવીન જન્મે" દીપતો જોવાને જે વીરપુરુષે "સ્વાધીનતાનો શંખ" દેશેદેશ વગડાવ્યો છે તેનું પુણ્યસ્મરણ ગુજરાતના હૃદયમાંથી કદી પણ ભૂંસાય તેમ નથી.

"અર્પી દઉં સો જન્મ, એવડું, મા! તુજ લ્હેણું!" એ વિરલ શબ્દો સ્વર્ગસ્થ **મલબારી**એ જ્યારે લખ્યા હશે ત્યારે તેમના મનમાં પોતે એક **પારસી** હોવાનું ભાન સ્પષ્ટ થયલું લાગે છે. ધર્મ અને આચારમાં ઘણે ભાગે સામ્ય ધરાવતી પુરાતન હિન્દની બ્હેન ઇરાનભૂમિથી એ જ ધર્મના રક્ષણ માટે દેશનો ત્યાગ કરીને **પારસી**ઓના પૂર્વજો જ્યારે કુદરતી રીતે હિન્દ તરફ વળ્યા, ત્યારે ગુર્જરમાતાને દ્વારે જ તેમને પ્રથમ આશ્રય મળ્યો અને ત્યારથી **પારસી**ઓ એ ઉદાર ધર્મમાતાના પુત્રો તરીકે જ લેખાવા લાગ્યા. પોતાની ઉપર થયલા આ જીવનદાનના ઉપકારનો બદલો બની શકતે વાળવાની કોઈ પણ તક તેઓએ ગુમાવી નથી અને હજારો **પારસી**ઓએ એ **માતા**ના રક્ષણ માટે પોતાનું લોહી કેવી રીતે રેડ્યું હતું, તેની સાક્ષી "કિસ્સે સંજાણ" સબળ રીતે પૂરે છે. હિન્દની કરોડોની વસ્તી જુઓ, અને તેમાં, ઘઉંમાં કાંકરાની પેઠે, **પારસી**ઓની થોડા હજારની સંખ્યા લ્યો, અને પછી કહો કે **પારસી**ઓએ પોતાનું ઋણ વાળવાને ઓછા પ્રયત્નો કીધા છે? રાજદ્વારી, સાંસારિક અને આર્થિક વિષયોના માર્ગ ખોળી જુઓ, લોકકલ્યાણના પુણ્યસ્થાનમાં અને દુઃખમાં દબાતા મનુષ્યમાત્રનાં હૃદયદ્વારમાં દૃષ્ટિ ફેંકો, કે અજ્ઞાનના અન્ધારમાં પડેલા આત્માને પોતાની સતત ગર્જનાથી જગાડવા મથતા સાહિત્યના વિશાળ સમુદ્રમાં ડૂબકી

ભરો, પણ આ મુઠ્ઠીભર **પારસીઓએ** એક **દાદાભાઈ નવરોજી**, **એક સર ફીરોઝશાહ મહેતા**, એક **સર જમશેદજી જીજી-ભાઈ**, એક **જમશેદજી તાતા**, એક **સોરાબજી બંગાલી**, એક **દિનશાહ વાચ્છા**, એક **કેખુશરો કાબરાજી** કે એક **બેહેરા-મજી મલબારી** જેવા એ દરેક માર્ગ ઉપર પોતપોતાનો પ્રકાશ પાડતા સૂર્યચંદ્રો અને બીજા અનેક ન્હાના મ્હોટા તારાઓ ગુજરાતને અને હિન્દ સુદ્ધાંને જે અર્પણ કીધા છે, તે તેમની સેવાના પ્રત્યક્ષ અને જીવંત પુરાવા છે! હાલના કેટલાક એકાક્ષિ હિન્દુ વિદ્વાનો **પારસીઓની** શુદ્ધ સેવાનો આ વિરાટ્ પ્રદેશ જોઈ શકતા નથી તેથી દલગીર થવા જેવું નથી, કારણ ઇતિ-હાસ એ સર્વ ભૂતની આરસી છે અને એ સેવાઓનું જે શુદ્ધ અને પ્રકાશિત પ્રતિબિમ્બ એ આરસીમાં પડેલું છે, અને હવે પછી પણ પડશે, તે એ વિદ્વાનોની ઝાંખી અને સંકુચિત દૃષ્ટિથી સ્પષ્ટ જોઈ શકાય તેમ નથી. **મલબારીએ** એક **પારસી** લેખેનું પોતાનું ઋણ ફીટાડયું નથી એમ કોણ કહેશે? એકાન્ત અને શાન્ત સાધુજીવન ગાળીને અન્ત સૂધી દેશસેવામાં જ મચ્યાં રહી એમણે પોતાનું જીવન ધન્ય કર્યું છે, અને જો કે ઉપર પ્રારમ્ભમાં ટાંકેલી પંક્તિઓમાં પ્રદર્શિત થયલા કાંઈક અધીરાઈ અને નિરાશાના ભાવ પ્રમાણે ગુર્જરદેશનો "નવીન જન્મ" જોવાને **મલબારી** સ્થૂળ શરીરમાં રહ્યા નથી, છતાં એમના એ જ પંક્તિઓમાં સબળ અને અચૂક શક્તિથી પ્રભા ફેંકતા સ્વદેશભક્તિના ઊંડા અને તેજસ્વી શબ્દોમાં ગુર્જરમાતાને ચરણે એમણે એક, સો અને હજાર જન્મો અર્પણ કીધા છે,

તે જ એમના આત્માની દૃઢતા, એકાગ્રતા, વિશાળતા અને અમરતા સિદ્ધ કરે છે.

## મલબારીની જીવનકથાની આવશ્યકતા

મહાપુરુષોની જીવનકથા એટલે એ મહાપુરુષોમાં વસેલા **પરમાત્માના** અમર અંશની ઐહિક જીવનકથા છે. **પરમાત્મા** તો અગોચર અને અકલ છે, પણ **પરમાત્માના** અમર અંશની દિવ્યતા અને પ્રભુતા મહાપુરુષો દ્વારા ઉતરીને સિદ્ધ થાય છે અને અન્ધારામાં પડીને ફાંફાં મારતા પૃથ્વીપરના અનેક ક્ષુદ્ર જીવોને એ દિવ્યતા અને પ્રભુતાનો પ્રકાશ મહાપુરુષો દ્વારા એક વાર ફરીથી **પરમાત્મા** તરફ દોરવે છે. એથી જ મહાપુરુષોનાં જીવન સામાન્ય દુનિયાને હમેશાં પૂજાપાત્ર અને માર્ગદર્શક હોય છે. **મલબારી** બેશક આધુનિક હિન્દુસ્થાનના—બલ્કે બ્રિટિશ શેહેનશાહતના એક મહાપુરુષ હતા. આ વચનો કાંઈ આ લેખકનાં જ નથી, પરંતુ એમના મરણપ્રસંગે બ્રિટિશ સામ્રાજ્યના એટલે આપણા માયાળુ અને મહાન શેહેનશાહ શ્રી જ્યૉર્જ પંચમે હિન્દના તે વેળાના વાઈસરાય ઉપર કરેલા તારમાં ખુલ્લું જણાવ્યું હતું કે "**મલબારીના** મરણથી આખા દેશને ભારે ખોટ ગઈ છે."* એવા મહાપુરુષના જીવનની કથા જાણવાની, તેના જીવનનાં રસ, માર્ગ, દિશા, કેંદ્ર આદિ અનેક

* "Please convey to the family of Malabari the sincere regret with which the Queen and I have heard of the death of our old friend. His death will be a loss to the country."

મર્મસ્થાન ઉકેલવાની અને તેમાંથી બોધ અને પ્રકાશ મેળવવા પ્રયત્ન કરવાની પ્રત્યેક મનુષ્યની ફરજ છે.

આ ન્હાના લેખમાં એ જીવનકથાનું વિસ્તૃત વર્ણન કરવાનો ઉદ્દેશ નથી. **મલબારી**ની જીવનકથા ખુદ એમની હૈયાતીમાં તેમ જ એમના સ્વર્ગવાસ પછી અનેક વિદ્વાન અને નામાંકિત પુરુષો અને વિદુષી સન્નારીઓને હાથે હિન્દુસ્થાનમાં તેમ જ ઇંગ્લાંડ, ફ્રાન્સ આદિ યુરોપની ભાષાઓમાં અને **અમેરિકા, આસ્ટ્રેલિયા, જાપાન** વગેરે દેશોમાં પણ આલેખાયલી છે. આ લેખમાં તો માત્ર એ જીવનની રેખા જ દોરવાનો પ્રયાસ છે.

કવિ, લેખક, વિચારક, સંસારસુધારક, રાજનીતિજ્ઞ, દીનવત્સલ, પરદુઃખભંજન આદિ અનેક રૂપે **મલબારી**ની કીર્ત્તિ જગત્પ્રસિદ્ધ છે. **મલબારી**એ અનેક દિશામાં પ્રવૃત્તિ કીધી હતી, અને એ બધામાં પોતાની ફરજ અને જનબન્ધુઓનું કલ્યાણ એ એમના મુખ્ય આશયો આપણી સન્મુખ તરી નીકળે છે. ઘણા જાહેર પુરુષોનાં જીવન આન્તર અને બાહ્ય રૂપે ભિન્નભિન્ન હોય છે, પરંતુ **મલબારી**નું શુદ્ધ જીવન એ કોટિમાં ના પડતાં ખરા મહાપુરુષોની જાહેર અને ખાનગી જીવનની એકરૂપતા દર્શાવતું હતું. **મલબારી**ના જીવનની મ્હોટાઈ એમાં જ હતી. એથી જ એ જીવનનો વિકાસ ઉત્તરોત્તર કેમ ચાલ્યો તેનું દર્શન અહિં સંક્ષેપમાં કરી જવાનો આપણે પ્રયત્ન કરીશું અને એ મહાજીવનના હૃદયની પ્રભુતાની પિછાન મેળવીને બની શકતો સદ્બોધ પામીશું. **મલબારી**નું હૃદય એક કવિનું હૃદય હતું, અને એ હૃદયના તારો કોમળમાં કોમળ સૂર તેમ જ

પ્રચંડમાં પ્રચંડ ઉદ્દઘોષ ઝીલવાને સમર્થ હતા. એ કવિહૃદયને લીધે જ **મલબારીની** અનેક પ્રવૃત્તિને પુષ્ટિ તેમ જ સિદ્ધિ મળી હતી; અને જમાનાઓ પછી એમની એ બહુવિધ પ્રવૃત્તિ કદાચ વિસારે પણ પડે, છતાં જ્યાં સૂધી ગુજરાતી ભાષા જીવશે, ત્યાં સૂધી તો **મલબારીની** એક ગુર્જરકવિ લેખેની કીર્ત્તિ અચળ પ્રકાશથી ઝળહળતી રહેશે, એમ 'કહેવામાં કોઈ પણ રીતનું સાહસ નથી.

## જન્મકાળ અને કુટુંબસ્થિતિ

હિન્દુસ્થાનમાં વ્યાપાર માટે આવેલી " કુંપની બહાદૂરનું રાજ્ય " સ્થપાઈ ચૂકયું હતું અને માંહોમાંહે વિગ્રહમાં ડૂબેલાં હિન્દનાં અનેક દેશી રાજ્યોની આસપાસ એક અદૃશ્ય જાળી વિંટળાઈ ગઈ હતી, તેનું હિન્દની કેટલીક લડાયક જાતિઓને ભાન થતાં એ જાળીમાંથી છૂટાં થવાનો અને પરદેશીઓને દેશપાર કરવાનો એક છેલ્લો પણ સબળ પ્રયત્ન તેઓએ કીધો; પરંતુ પ્રભુની ઇચ્છા કાંઇક ન્યારી જ હતી. જે વૃક્ષો કેવળ જૂનાં થઈને ફળ આપતાં બંધ થયાં હતાં અથવા કેવળ નિર્માલ્ય ફળ આપતાં હતાં, અને જેનું જીવન અનેક રોગિષ્ઠ વેલાઓથી જકડાઇને હ્રાસ (decay) પામતું હતું, તે વૃક્ષોને પાછાં સુંદર અને મિષ્ટ ફળો આપતાં કરવાને માટે બીજી સબળ, તરુણ અને મનોહર ફળ આપતી ડાળીઓની ખૂંટી મારવાની જરૂર હતી. પરમાત્માએ જ સર્વ સ્થિતિ જોઈને હિન્દમૈયાનો હાથ બ્રિટાનિયાના હાથમાં મૂકયો, કારણ એનાં યોગ, રક્ષણ, શિક્ષણ અને અનુસરણમાં જ હિન્દનું પુનરુજ્જીવન નિર્માણ પામ્યું

હતું. ઈ. સ. ૧૮૫૭ નો બળવો નિષ્ફળ ગયો, "કંપની બહાદૂર"ના હાથમાંથી બ્રિટિશ પાર્લમેણ્ટે પોતાના હાથમાં હિન્દની સત્તા લીધી અને બ્રિટિશ પ્રજાજનના સામાન્ય હકનું હિન્દ પણ ભાગીદાર બન્યું.

આ સંક્રાંતિકાળની થોડાં જ વર્ષ આગળ, ઇ. સ. ૧૮૫૩ ની સાલમાં તા. ૧૮ મી મેને દિને વડોદરા શેહેરમાં બેહેરામજી મેહેરવાનજી મલબારીનો જન્મ થયો હતો. એવા કાળમાં દેશની વિહ્‌વળ સ્થિતિ, નવા રાજ્ય અને કેવળ જૂદી રહેણીકહેણીવાળા નવા રાજ્યસત્તાધીશ સાથેના યોગથી નવા સિદ્ધાંતોનો યોગ, એ યોગથી લાભ કે ગેરલાભનો સમ્ભવ, આદિ અનેક પ્રશ્નોનો ઊહાપોહ થતા હતા, અને તેથી એ કાળની છાપ એમાં પેદા થયલાં બાળકો ઉપર કુદરતી રીતે પડે તેમાં શંકા જેવું નથી. મલબારીનું બાલ્યજીવન આ સંક્રાંતિકાળમાં જ ગયું હતું અને તેથી હિન્દ અને બ્રિટનના સમ્બન્ધ માટેનો વિચાર જ એમના એ પછીના જીવનનું કેંદ્ર બન્યો હતો.

મલબારીના પિતાનું નામ ધનજીભાઈ મહેતા હતું અને તે વડોદરામાં ગાયકવાડ સરકારની નોકરીમાં એક સાધારણ "કલાર્ક" હતા. એમના એ પિતાનું મરણ એમની પાંચ વર્ષની કુમળી વયે થયું અને એમનાં અનાથ માતા ભીખીબાઈ પગરસ્તે મુસાફરી કરતાં, ન્હાના પુત્રને સાથે લઈને, અનેક વિટમ્બણાઓ ખમીને વડોદરાથી પોતાના પિતાને ત્યાં સુરત આવ્યાં; પણ દુર્ભાગ્યે ત્યાં પણ દુઃખ જ જોવાનું હતું, કારણ તે જ રાતે

એમના પિતાનું ઘર તેમની તમામ પૂંજી સાથે આગમાં બળીને ભસ્મ થઈ ગયું ! એમ છતાં અભાગિની વિધવા પુત્રીને પિતાએ માયાથી પોતાની છાયામાં લીધી. મલબારીનું નિવાસસ્થાન હવેથી સુરત થયું. પિતાની ગરીબ સ્થિતિ, બીજાં શક્તિમાન કુટુંબીઓની બેપરવાઈ, પુત્રની કેળવણી માટેની ચિંતા, વગેરે કારણોને લીધે મલબારીનાં માતાએ બીજુ ઘર કીધું. મલબારીના એ ઓરમાન પિતા મેહેરવાનજી નાનાભાઇ મલબારીને તેમના આ સાવકા પુત્ર તરફ કશી મમતા હતી નહિ. તેમની કરિયાણાંની દુકાન હતી અને મલબારથી સૂખડ આદિ વસાણું મંગાવીને એ વેપાર કરતા હતા, જે ઉપરથી તેમનું નામ મલબારી પડયું હતું. આ લગ્ન પછી થોડાં જ વર્ષ ગયા કેડે મેહેરવાનજી ઉપર એક આફ્ત આવી પડી. મલબારથી એમનો તમામ માલ લઈને આવતું એક દેશી વહાણ ભરદરિયે ભાગ્યું અને સર્વ માલ ડૂબી ગયો. આ બનાવથી મેહેરવાનજીની સ્થિતિ કફોડી થઈ પડી અને વેપારવણજ બંધ કરવો પડયો. પોતે થોડુંઘણું હકીમું તો અગાઉ જાણુતા જ હતા એટલે હવે તો એ હકીમા ઉપર જ પોતાનો નિર્વાહ કરવાનો વખત આવ્યો. ન્હાના બેહેરામને ઘણી વેળા કાવા તથા વસાણું ઘૂંટવાં પડતાં અને દુકાનના કામની દેખરેખ પણ રાખવી પડતી. પૈસાની તાણને લીધે માત્ર ત્રણસેં રૂપિયાની ખાતર કુટુમ્બી ઘર ગીરવી મૂકાયું અને ઘણો વખત સૂધી એટલાં પણ નાણાં પાછાં ભરપાઈ નહિ થઈ શકાયાથી એ ઘર પણ વેચાઈ ગયું. મેહેરવાનજીનો સ્વભાવ મૂળે તામસી હતો, તેમાં આ વૃદ્ધાવસ્થામાં આવેલી

ગરીબાઈને લીધે વધુ ચીડાઉ બન્યો હતો, અને પોતાના વૈદાના ધંધામાં ન્હાના બેહેરામ પાસેથી સખતાઈથી કામ લીધા સિવાય બીજી કશી રીતની માયા આ પોતાના સાવકા પુત્ર તરફ તે બતાવતા ન હતા.

## માતાનું શિક્ષણ તથા અનુસરણ

મનુષ્યજીવન ઉપર પ્રસંગની જબરી અસર હોય છે. આપણી મરજી અને શક્તિથી પર એવાં કોઈ અદૃશ્ય બળનો હાથ આપણા જીવનને દોરી જતો જોવાનો આપણને ઘણી વેળા અનુભવ થાય છે. જીવનના આધારભૂત હેતુ તથા નિયમોનું બંધારણ ઘણું કરીને બાલ્યકાળમાં જ થતું હોવાથી તે વેળાના પ્રસંગોમાં જ જીવનની આનુષંગિક સામગ્રી ભરેલી હોય છે અને તેના અદૃશ્ય બળથી જ મનુષ્યનું ગુણલક્ષણ બંધાય છે. દિવસના પ્રકાશની સામગ્રી ઉગતા પ્રભાતમાં જ ભરેલી છે અને તેમ જ "બચપણની બલિહારી"માં[1] "અગમ બુદ્ધિ ત્રિભુવનની"[2] દેખા દે છે. જીવનના સત્ય સ્વરૂપની ઓળખ મલબારીને એ બાલ્યકાળમાં જ થઈ હતી. મહાકવિ શેક્સપીઅરે કહ્યું છે તેમ સંકટ ફિલસૂફીનું મીઠું દૂધ પાય છે,[3] અને ખરૂં જોતાં એ સંકટનું જ દૂધ ધાવીને મલબારીનું બાલ્યજીવન ઉછેર પામ્યું હતું. એ સર્વ સંકટમાં એમની સમદુ:ખભાગિની એમની માતા હતી, અને પ્રભુના મહાઆશીર્વાદરૂપ એ જ માતા એમના

૧—૨. "બચપણની બલિહારી,"—પૃષ્ઠ ૧૫. ૩. "Adversity's sweet milk, Philosophy."-Romeo and Juliet. III iii, 55.

આત્મા પર પરમાત્માનો અચળ પ્રકાશ પાડનાર તથા એમના હૃદયમાં તેનો દિવ્ય રસ પૂરનાર હતી. "The hand that rocks the cradle is the hand that rules the world,"[1] એમ કહેવાયું છે તેમાં ઘણું સત્ય છે. પુત્ર તરફ ભીખીબાઈનો પ્રેમ ગાઢ હતો. તેમનું જીવન ઘણે ભાગે પરાર્થે જ હતું. સર્વની સેવા કરવામાં એમને અપૂર્વ આનંદ મળતો હતો; જાતપરજાત, આડોશીપાડોશી, ગરીબ તવંગર, એ સર્વને સરખી રીતે ચહાતાં, દુ:ખી સાથે આંસુ સારતાં અને પૈસામાંથી પણ પાઈ આપતાં. પોતે છાલોપાલો સારી રીતે જાણતાં હોવાથી કંઈક લોક એમની પાસે આવતાં, કેમકે એમના હાથને "જશ" હતો. ન્હાનો બેહેરામ માતાના આ ધાર્મિક કામમાં સાથેનો સાથે રહેતો, અને એવી રીતે દુખિયાંની દાઝ કરવાનું અમૂલ્ય શિક્ષણ ન્હાની વયથી જ મેળવતો ગયો. માતાના જીવંત દૃષ્ટાંતના આ સંસ્કાર મલબારીના આખા જીવનના માર્ગદર્શક બન્યા હતા. દુ:ખીની દાઝ લેવી એ જ એમના જીવનનું એક મુખ્ય સૂત્ર હતું. "સુખના સાથી બહુ બહુ સોંઘા, મ્હોંમાગ્યા મળી આવે,"[2] એ તો દુનિયાનો રોજનો અનુભવ છે, પણ

"દુ:ખનો સાથી એક કરોડો સુખસાથી વિસરાવે;<br>
દિલનો સાથી આપ, પ્રભુ! મુને નથી જોઈતો સુખનો,<br>
સાથી દુ:ખનો દે, પ્રભુ! દુ:ખનો,<br>
જેને લોભ કશો નહિ સુખનો!"[3]

---

૧. "પારણું હિંચતો હાથ, તે તો સર્વ જગતનો નાથ,"—W. S. Ross (Saladin). ૨-૩. "દુ:ખનો સાથી,"—પૃષ્ઠ ૧૯.

એ મલબારીના હૃદયના ઉચ્ચાર એમના જીવનના આ-ચારમાં ઉતરીને સિદ્ધિ પામ્યા હતા અને એ પોતે જીવનપર્યંત દુઃખના સાથી બની રહ્યા હતા.

## અભ્યાસકાળ

સુરત શેહેરમાં નાનપુરામાં આવેલાં મલબારીના ઘરની પાછળ જ નરભેરામ મહેતાજીની નિશાળ હતી, તેમાં આસરે ૭ વર્ષની વયે ન્હાના બેહેરામને ભણવા મૂકયો હતો. હિન્દુ તથા પારસી છોકરાઓ એ નિશાળે ભણવા આવતા હતા, અને નિશાળનું કામ જૂની દેશી પદ્ધતિ ઉપર ચાલતું હતું. છોકરાઓ પર નરભેરામનો જબરો ત્રાસ હતો અને નેતરના સપાટાથી તે દેહાંત દંડના જેવી, ઘોડીયું ઘાલીને લગભગ નગ્નાવસ્થામાં ભરબપોરે તડકામાં સૂકાતા નાંખવાની શિક્ષા છોક-રાઓને તેમના વાંક પ્રમાણે ચઢઉતર પ્રમાણમાં થતી હતી! મલબારી સ્વભાવે રમતિયાળ પણ બહુ પોચા દિલના હતા અને નિશાળમાં કોઈ તોફાની છોકરાને શિક્ષા થતી તો તે જોઈને પોતે જ ધ્રૂજવા તથા રડવા મંડી જતા. એવી રીતે ત્રણેક માસ જતાં એક દિવસે એક મસ્તીખોર છોકરા ઉપર નરભેરામ મહેતાજીની ઇતરાજી થઈ અને તેને છેલ્લામાં છેલ્લી પાયરીની શિક્ષા મળી: મલબારીથી આ ત્રાસ જોઈ શકાયો નહિ, સાંઝે ઘેર આવતાની સાથે સખત તાવ આવ્યો અને શીતળા આવ્યા. ભીખીબાઇએ અનેક પ્રાર્થના અને ધર્મદાનની માનતાઓ લીધી અને તેમનો આ વ્હાલો પુત્ર થોડેક વખતે સાજો થયો. નર-

ભેરામ મહેતાજીનું સ્મરણ તેમને તુરત જ થયું, પણ જ્યારે તેમને જણાવવામાં આવ્યું કે તે બિચારા પણ કૉલેરાના ભોગ થઈને એ અરસામાં સ્વર્ગવાસ પામ્યા હતા ત્યારે તેમની અજાયબીનો પાર રહ્યો નહિ, કારણ આવા વિકરાળ મહેતાજીને પણ જેર કરીને આ દુનિયાથી ઉઠાવી લઈ જનાર કોઈ બીજી જબરી વ્યક્તિ હોઈ શકે એમ તેમણે કદી પણ જાણેલું કે માનેલું નહિ! અસ્તુ. એ પછી સુરતની પારસી પંચાયતની સ્કૂલમાં મલબારીને મૂકવામાં આવ્યા. અહિં ધર્મનું શિક્ષણ એક પારસી અધ્યારૂ આપતો હતો અને ત્રાસમાં નરભેરામ મહેતાજીને પણ ટૂંઢાવી જાય તેવો હતો. એનું રમુજી વર્ણન મલબારીએ પોતાના અંગ્રેજી કાવ્ય "The Indian Muse in English Garb" એ નામના પુસ્તકમાં ઘણી સારી રીતે કીધેલું છે. અહિં પણ થોડો વખત ગુજરાતી શીખ્યા પછી મલબારીને "સર જમશેદજી ઍંગ્લો–વર્નાક્યુલર સ્કૂલ"માં મૂકવામાં આવ્યા અને ત્યાં તે ત્રણેક વર્ષ સૂધી હતા.

## સુરતની જાહોજલાલીના અદ્‌ભુત રસનું સિંચન

સુરત શેહેરની જાહોજલાલી એક વેળાએ ઓર હતી. મલબારીએ પોતે કહ્યું છે તેમ સુરત "સોદાગર સંસ્થાન" હતું અને "સુરતી લાલા સ્હેલાણીઓથી" ભરપૂર હતું. પરદેશ સાથેના વેપારથી દોલતની રેલછેલ એ એક વેળાના રંગીલા શેહેરમાં ભારે મહિમાથી વહી રહી હતી. દોલતની ખુમારીએ ન્હાનાં મ્હોટાં સર્વનાં ચિત્ત ડોલાયમાન કીધાં હતાં, અને નાચરંગની સતત મસ્તીમાં તમામ વસ્તી ચકચૂર બની હતી. એ સર્વ

મોજમઝાનું વર્ણન મલબારીએ "સુરતી લાલા સ્હેલાણી"[૧] એ મથાળા હેઠળ એ સુરતને જ મનપસંદ લાવણીમાં સરળ, મોહક અને સચોટ રીતે ઘણી છટાદાર બાનીમાં કીધેલું છે. આગ, રેલ અને ખુમારીની ખુવારીમાં એ શેહેર પાછળથી પડી ભાગ્યું, છતાં એની અસલ રસિકતાનાં ઊંડાં મૂળ ઘણે ભાગે રહેવા પામ્યાં હતાં. સુરતની એ મસ્તી ખુદ મલબારીના જ શબ્દોમાં જોઈએ:

"નાચ ને મુજરા, ફૂલના ગજરા, ઉડે ફુવારા અત્તરના,
દેશદેશથી આવે ગવૈયા, વરસ સાઠથી સત્તરના."[૨]

*    *    *    *

"નાચરંગ વાહવાહ શા શોભે! પાક પારસીનાં મુકતાદ,
મુસલમાનની ઈદ મુબારક, વાહરે કુંચની હૈદરાબાદ!
જો કિલ્લા મેદાનમહિં અહિં માણેકઠારીનો શો ઠાઠ!
હોળી, દિવાળી, બળેવ, દશરા,–વરસતણા દિન ત્રણસેં સાઠ;
શ્રાવણ શિળી સાતમનો મહિમા,–સ્વર્ગ અદેખું છે દેખી;
ગાનતાને ગુલતાન બનેલા સુરત! તારી શી શેખી!"[૩]

*    *    *    *

"ખ્યાલ અખાડા રોજ રાતના, કલગી તોરા ને કુસ્તી,
ઘોડદોડ ને દડીમારની સમી સાંઝ ચાલે મસ્તી.
ગોરી ગરબા ગાય શેરીએ, ભાગળ આગળ થાય ભવાઈ,
રામજણીઓ ગાય મરસિયા, સુણતાં આવે આંખ ભરાઈ."[૪]

જે શેહેરમાં આવો વાયુ વાઈ રહ્યો હતો ત્યાં મલબારીનો

૧. પૃષ્ઠ ૭૪.    ૨–૩. પૃષ્ઠ ૭૯.    ૪. પૃષ્ઠ ૮૦.

બાલ્યકાળ પસાર થયો હતો. મલબારીને મૂળથી જ સંગીત ઉપર ઘણો ભાવ હતો અને ઈશ્વરકૃપાથી પોતાનો હલક પણ સારો હોવાથી ન્હાનપણમાંથી ગીતો ગાવાનો શોખ પડ્યો હતો. ઉપર જણાવ્યા પ્રમાણે ખ્યાલ અખાડા અને ગરબાની તો સુરતમાં ખોટ જ ન હતી, એટલે એમના ખીલતા આત્મા ઉપર સંગીતની અસર સ્વાભાવિક રીતે થઈ હતી; તેમાં પણ એમનો આત્મા એક કવિનો આત્મા હોવાથી એ સંગીતને ઊંડી રસિકતાથી ગ્રહણ કરતો હતો. દશબાર વર્ષના આ બાળક ઉપર શ્રીકૃષ્ણની બાળલીલાનાં ગાન સાંભળ્યાથી ઊંડી છાપ પડી હતી અને ઘણી વાર ઝાડોમાં ભરાઈને, મીઠા હલકે વાંસળી વજાડીને, નદીને આરે કે કૂવાને કાંઠે પાણી ભરતી અબળાઓનાં ચિત્ત એ પોતાની તરફ આકર્ષતો, કે છતો થઈને પણઘટ ઉપર નાજુક રમણીઓને પાણી ભરવાનાં દોરડાં ખેંચવામાં સહાય થતો! અદ્‌ભુત જીવનના અભિલાષ રસિકતાથી જ ભરેલા હોય છે તો આ કવિનું ઉછરતું બાલહૃદય અદ્‌ભુતરસાત્મક ( romantic ) હોય કે બને, તેમાં આશ્ચર્ય પામવા જેવું નથી. નવાઈ જેવું તો એ છે કે આ ઉમ્મરે પૂગેલી અબળાઓ ઘણી વેળા આ બાળક આગળ હૃદય ખોલીને પોતાનાં સુખદુઃખની વાતો કરતી અને એ બાળક સંપૂર્ણ અનુકંપા લાવીને સમયોચિત સૂચના કરતો!

## સુરતના ખ્યાલીઓનો પ્રસંગ

ઉપર કહ્યું તેમ સુરતમાં રોજ ખ્યાલ અખાડા થતા અને એક વેળાના પ્રસિદ્ધ કલગીતોરાવાળાઓના લાવણીઓમાં થતા

શીઘ્ર સંવાદ સાંભળવા અને બને તો તેમાં ભાગ લેવાનો ન્હાના મલબારીને ઘણો શોખ હતો. સુરતના મ્હોલ્લા અને ફળિયાઓમાં ખ્યાલીઓ અને જાચકો ગાતા ગાતા ફરતા, કંઈ કંઈ પ્રેમકથા કરતા, કૈક વીરોનાં શૌર્યગાન, કૈક ધર્મની પુણ્યભર આખ્યાયિકાઓ, કૈક ઇતિહાસના રસમંત્ર કે પ્રભુનાં પ્રાણપ્રફુલ્લ ભજનોની ધુન ભરતા હતા. એ સર્વ ખ્યાલીઓના ગાને મલબારીના સંસ્કારી હૃદયમાં અજબ પ્રેરણા પૂંકી હતી. સુરતના ખ્યાલીઓના બે વર્ગ હતા. એક કલગીવાળા અને બીજો તોરાવાળાને નામે ઓળખાતો. કલગીવાળા શક્તિના પૂજારી હતા અને પાર્વતીને પોતાની ઇષ્ટદેવી માનતા, અને તોરાવાળા શિવના ભક્ત હતા. અજબ જેવું છે કે આ વર્ગોનું મૂળ હિન્દુધર્મની ફિલસૂફીમાં રહેલું હોવા છતાં એ વર્ગોના અનુયાયીઓમાં નાતજાતનો કશો ભેદ હતો નહિ, અને હિન્દુ, મુસલમાન, પારસી આદિ તમામ ધર્મવાળા એમાં એકસરખી રીતે ભાગ લેતા. એ પ્રમાણે સુરતમાં તે વેળાએ કલગીવાળાઓનો ઉસ્તાદ એક વ્હોરો હતો જેનું નામ અલ્લાહબક્ષ હતું, અને તોરાવાળાઓનો ઉસ્તાદ એ પક્ષના અસલ સ્થાપકના ચેલાનો ચેલો બહાદૂરસિંગ નામે સુરતના લાઇનના રસ્તાનો એક સાધારણ દરવાન હતો. મલબારીના બાલ્યકાળમાં કલગીવાળાની ચ્હડતી હતી અને તોરાવાળાનો વર્ગ નિર્બળ હોવાથી મલબારીના મૂળ સ્વભાવ પ્રમાણે તેમણે એ નિર્બળ વર્ગનો પક્ષ પકડ્યો, અને બહાદૂરસિંગના એક અફીણી ચેલાનું દિલ એ નવા આવનારે જીતી લીધું, જેના પરિણામમાં મલબારીને તેણે આસરે બે હજાર

ખ્યાલ, ગઝલ, ઠુમરી વગેરે શીખવ્યાં. એવી રીતે આટલી ન્હાની ઉમ્મરમાં કવિતા, સંગીત વગેરેના અંકુરો મલબારીના હૃદયમાં પોષાયા અને તેનું સુન્દર પરિણામ મલબારીનાં અનેક લાગણી-ભર કાવ્યોમાં આપણે પાછળથી જોઈ શકયા છીએ. એ કલગી-તોરાવાળાઓના ભરબજારમાં થતા ઐતિહાસિક અખાડાઓમાં ન્હાના મલબારીને હાથમાં જોડા પકડી ઊભા રહીને કાંઈ કાંઈ લાવણીઓ શીઘ્ર જોડી કહાડીને જોશભેર બોલતા સાંભળવામાં આવતા, અને એ લાવણીઓમાં ધર્મ કે ફિલસૂફી કરતાં સ્હામા પક્ષની નિન્દાનાં મર્મવચનોનો ભાર વિશેષ હોવાથી એ બોલાઈ રહેતાં જ, હાથમાં પકડેલા જોડા સાથે, તેમને દમભેર ઘર તરફ પલાયન કરી જતા જોવાની રસિકજનને મઝા પડતી! સ્વર્ગથી ભ્રષ્ટ થઈને નીચે પડેલી ગંગા ઉત્તરોત્તર હીન દશા પામી મલિન બનીને ખારા સમુદ્રે ભળી ગઈ, તેમ આ ખ્યાલીઓના ધર્મ-સંવાદો બંધ થયા, અને તેને સાટે કેવળ નિન્દાગાન જ ચાલુ રહ્યાં, જેમાંથી વાક્ચાતુર્યને બદલે મુષ્ટિચાતુર્યના પ્રયોગ સ્વાભાવિક રીતે થવા માંડ્યા; અને હવે તો, સાપ ગયા અને લીસોટા રહ્યા તેમ, એ વર્ગોના કોઈ કોઈ અધમ અનુયાયીઓ જ કહિં કહિં નજરે પડે છે. પણ આપણને તો મલબારીના બાલ્યકાળના રસિક ખ્યાલીઓની સાથે જ અહિં કામ છે. મલબારીના કવિહૃદયને એ ખ્યાલીઓથી જ પોષણ મળ્યું હતું અને એમના કવિત્વના અંશો જે સિંચન પામીને ફાલીફૂળીને વિસ્તાર પામ્યા હતા તે સર્વ એ ખ્યાલીઓનાં જ શિક્ષણને આભારી હતું. મલબારીના કાવ્ય-ગુરુ એ ખ્યાલીઓ જ હતા, અને રા. ન્હાનાલાલ કવિએ પેલા "નવજીવનની પ્રેરણા" પૂંકતા મધુર ગીતમાં ગાયું છે કે,

"હઈડે મ્હારે હતું ગીતડું, અલી કોયલડી!
એ તો ગાયું ત્હેં આજે અમોલઃ

*  *  *  *

બોલી ઘેલા ઘેલા મદબોલ,
બોલી કાલા કાલા બ્રહ્મબોલ,
મીઠડું ટ્હૌકજે રે અલી કોયલડી!"–[1]

તેમ મલબારીના કવિહૃદયમાં જે ગીત હતું તે એ ખ્યાલીઓએ જ પ્રથમ ગાયું અને તેઓના "ઘેલા ઘેલા મદબોલ" અને "કાલા કાલા બ્રહ્મબોલ"થી જે ટહુકા મલબારીના હૃદયમાં રેડાયા તેનાથી જ એમના રસિક જીવનના રાસ જામ્યા અને ભરપટ્ટે રેલાયા!

## માતાનું મૃત્યુ અને જીવનની સંક્રાંતિ

કુદરત મનુષ્યનું હૃદય વિચિત્ર રીતે ઘડે છે. જીવનનું ચક્ર સૂક્ષ્મ પ્રસંગોની ધરી ઉપર ફરતું રહે છે અને દેશકાલાનુસાર જૂદા જૂદા ચીલામાં જતું તથા નવા નવા ચીલા પાડતું એ ચક્ર પોતાની ગતિ પ્રમાણે આગળ વધે છે. પ્રત્યેક જીવનના તડકાછાંયા તે તે જીવનના માર્ગ અને તેને છાઈ રહેલા આકાશને આભારી હોય છે અને તેમાં આગળ વધતા મનુષ્યનું હૃદય ઘડાય છે તથા એ તડકાછાંયામાં જીવનનાં તેજ અને અન્ધારનો વિવેક ગ્રહણ કરતાં શીખે છે. સૂક્ષ્મ પ્રસંગોમાં મહત્તાની વિભૂતિ સમાયલી હોય છે, એ મહા-

---

૧. ઇન્દુકુમાર નાટક, પૃષ્ઠ ૩૮.

પુરુષોના જીવનના સંક્રાંતિકાળના નજીવા બનાવો સ્પષ્ટ કરી આપે છે. ભાભીના એક મર્મવચનથી નરસિંહ મહેતા કૃષ્ણના અનન્ય ભક્ત થયા અને જગતમાં પૂજાયા તો એ જ ધનુષ્ય અને એ જ બાણ છતાં મહાધનુર્ધારી અર્જુન કાબાને હાથે લૂંટાયો અને કશું કરી શકયો નહિ, એવું પ્રસંગપ્રસંગનું વિચિત્ર માહાત્મ્ય છે. મલબારીના જીવનનો સંક્રાંતિકાળ પણ એવા જ કોઈ સૂક્ષ્મ પ્રસંગને આભારી હતો, તે અહિં આપણે જોઈશું.

મલબારીની વૃત્તિ ન્હાનપણમાં રમતિયાળ અને રસિક હતી તે આપણે ઉપર જોઈ ગયા છીએ. એમને કસરતનો પણ સારો શોખ હતો અને ગાઉના ગાઉ કોઈ બાળમિત્રને લઈને પગે ચાલી શકતા. કુસ્તી અને મુક્કાબાજીની કળા પણ તેમણે સારી પેઠે સમ્પાદન કીધી હતી અને શરીરે ઘણા વામન છતાં સ્નાયુઓ સબળ અને ખીલેલા હતા. અંગ્રેજી ચોથા ધોરણમાં જ્યારે એ અભ્યાસ કરતા હતા ત્યારે એક દિને બપોરની છુટ્ટી વખતે સ્કૂલના એક બારણાને એક બાજુથી બન્ધ કરી ચાર પાંચ છોકરાઓએ મજબૂત પકડી રાખીને તે એકલે હાથે બીજી બાજુથી જોર કરીને ઉઘાડવાની મલબારી સાથે હોડ બકી. મલબારીએ બીજો કાંઈ પણ ખ્યાલ આણ્યા વગર એ બીડું ઝડપ્યું. કોઈને ખબર ન હતી કે એ બારણાના ચાપડા સડેલા હતા. મલબારીએ તો એક મહાસમર્થ પ્રયત્ન કીધો, જેમ કરતાં બારણાના ચાપડા નીકળી પડ્યા અને આખા બારણા સાથે પોતે પેલી બાજુના છોકરાઓ પર તુટી પડ્યા! જો કે કોઈને કાંઈ ગમ્ભીર ઇજા થઈ નહિ, પણ આ જાતની

મસ્તી જોઈને સ્કૂલના માસ્તરો ગભરાયા. સ્કૂલના હેડમાસ્તર મિ. જીવચરામ આગળ આ બધા અપરાધીઓને ઊભા કરવામાં આવ્યા અને પરિણામમાં દરેક છોકરાને એક એક ડજન ફટકા ખાવાની સજા મળી. પણ મલબારીએ આ સજાને આધીન થવાની ના પાડી. મિ. જીવચરામ શિક્ષણનિયમમાં આગ્રહી હતા અને પોતાનો કરેલો ફેંસલો પાછો ફેરવે તેમ ન હતું, તેમ જ મલબારી પણ એ ફટકા ના ખાવા તેટલા જ નિશ્ચયપૂર્વક હતા. આખરે મિ. ડોસાભાઈ માસ્તરે પોતાના હાથમાં નેતર લઈને મલબારીને ફટકા ખાવા સમજાવ્યા. તેમણે હાથ ધર્યો, પણ પહેલો ફટકો ખાતાં જ ધ્રૂજીને બેભાન જેવા થઈ ગયા. માસ્તરો ગભરાયા અને તેમને શુદ્ધિમાં લાવ્યા. પણ મલબારી જેવા હુશિયાર થયા તેવા જ મિ. જીવચરામના મ્હોં પર પોતાનાં પુસ્તકો મારીને ત્યાંથી નાઠા! માળપરથી ઉતરવાનો દાદર ત્રણ કે ચાર ફલાંગે કૂદી વટાવીને તે ત્યાંથી જોરભેર દોડતા પોતાની વ્હાલી માતાકને ફરિયાદ કરવા ગયા.

પણ કાળની કેવી વિચિત્ર ગતિ! ભીખીબાઈ તો કૉલેરાથી પીડાતાં ખાટલે પડ્યાં હતાં. પહાડ પરથી ઉતરીને ભરી પૃથ્વીને ડૂબાડી દેવાનું ભયભીત સ્વરૂપ ધારણ કરતો, પૂર વેગથી ધસતો, પાણીનો ધોધ બીજા પહાડોની ઊંડી ખીણમાં સપડાઈ જાય અને ત્યાં તેનાં પાણી બન્ધાઈ જઈને શાન્ત સરોવરરૂપ બને, તેવી તે વેળાની મલબારીના મનની સ્થિતિ હતી. રોષમય ફરિયાદ કરવાનું તો તે ભૂલી જ ગયા અને માતાની

સારવાર કરવામાં પડ્યા. બે રાત અને ત્રણ દિન સૂધી તેમણે માતાની આગળ હાજર રહીને ખડે પગે સેવા કીધી, પણ પ્રભુનું નિર્માણ હતું તે થયું અને ભીખીબાઈનો કૃતકૃત્ય આત્મા ત્રીજે દિને સાંઝે પુત્રને આશીર્વાદ દઈને પ્રભુની દરબારમાં દાખલ થયો. મૃત્યુ શું તે પહેલી જ વાર ન્હાના મલબારીની દૃષ્ટિએ પડ્યું, અને માતા જો કે મરણ પામી હતી તોપણ એક ઘડી સૂધી તેમને તેનું ભાન ન હતું. તેમની દૃષ્ટિથી મનાયું જ નહિ કે માતાનો હેતાળ આત્મા તેનું ખોળિયું ક્યારનુંયે છોડી ગયો હતો. આડોશીપાડોશી એકઠાં થયાં, નમાયા બાળકની તેઓએ દયા ખાધી અને ભીખીબાઈના સતત સેવારૂપ દેહને સૂર્યસંસ્કાર દીધો.

આ સૂર્યસંસ્કારની સાથે જ મલબારીના બાલ્યજીવનની સમાપ્તિ થઈ. પોતાના મૃત્યુવેળાએ માતાએ જે બાળકનો હાથ પકડ્યો હતો તેને મૃત્યુની એક જ પીંછીએ પુખ્ત ઉમ્મરનો માણસ બનાવી દીધો! અન્તરના ઊંડાણમાં જે સર્પ વળ ખાતો અનેક ચાળા કરતો હતો તેને મૃત્યુની જાદુઈ વાંસળી વાગતાં હૈયાપરની પુષ્પમાળારૂપ બની રહેવાનું સરજાયું હતું. મૃત્યુની તપેલી તાવણી ઉપર મનના રમતિયાળ ફુવારાનાં જળબિન્દુઓ છછણીને ઉડી ગયાં. માતાના મરણને બીજે જ દિનથી બાળક મલબારીની મુખાકૃતિ કોઈ બુઢ્ઢા દાનેશમંદના જેવી બની ગઈ! મૃત્યુના રંગો રસિક જનને ઇંદ્રધનુષ્યના રંગો જેવા સુન્દર લાગે છે, કારણ એ ઇંદ્રધનુષ્ય જીવનનાં અનેક તોફાનો શમી જવાના સન્દેશારૂપ પ્રગટ થાય છે એટલું જ નહિ, પણ એ

ઇંદ્રધનુષ્ય મનુષ્યની સ્થૂળ જગતમાં ગોથાં ખાતી દૃષ્ટિને પોતાના પૂલ ઉપરથી ઉતારી લઈ જઈને પ્રભુના અલૌકિક ધામની ઝાંખી કરાવવાનું પણ સામર્થ્ય ધરાવે છે. એ જ મૃત્યુએ મલબારીના જીવનમાં પણ મહત્વનો ફેરફાર કીધો. પોતાની આજુબાજુની ભૂમિને ધગધગતા લાવા અને ઉડતી ગરમ રાખથી વેરાન અને ભયભીત બનાવી દેતા જ્વાલામુખી પહાડની પડોશમાં બાંધેલા કિલ્લાની ઊંચી દિવાલોની મધ્યમાં સુન્દર બગીચા વચ્ચે કોઈનું નિવાસસ્થાન હોય અને એ દિવાલોની પેલી પાર શું છે તે તે જાણતો ન હોય કે જાણવાની દરકાર પણ કરતો ન હોય, અને કોઈ અકસ્માતથી એ દિવાલો તૂટી પડે અને તેની સામે અચબુચ ઊભા થયલા ભયંકર અને અતકર્ય દેખાવથી તેની જે સ્થિતિ થાય તથા તેનું મન જે ક્ષોભ પામે, તેવું જ કાંઈ મલબારીને થયું હતું! ભગવાન બુદ્ધને તેમના રાજપિતાએ દુઃખ કે મૃત્યુનો ઓળો પણ નહિ પડે એવા રમ્ય સ્થાનમાં દુનિયાનાં અનેક સુખ વચ્ચે રાખ્યા છતાં કાળની બળવાન ગતિએ તે લીલાસ્થાનમાંથી બહાર હડશેલ્યા અને ત્યાં દુઃખ અને મૃત્યુનું દર્શન થતાં જ તેમના ઊંડા સંસ્કાર જાગ્યા અને દૃષ્ટિ આગળનો કોઈ જાડો પડદો સરી જતાં એ મહાત્માનું જીવન દુનિયાના ઉદ્ધાર માટે કેવળ નવી દિશામાં પ્રવૃત્ત બન્યું! મહાપુરુષોના જીવનમાં મૃત્યુએ એવા જ ભાગ ભજવ્યા છે અને તેથી જ એ મૃત્યુના ગમ્ભીર પ્રસંગમાં ઉપર જણાવ્યું છે તેમ રસિક જનને સુન્દરતાનો જ અનુભવ થાય છે.

માતાના મૃત્યુ અગાઉ મલબારી જેટલા રમતિયાળ અને હાસ્યરંગી હતા, તેટલા જ એ મૃત્યુ પછી ગમ્ભીર અને તત્ત્વદર્શી બની ગયા. ભર્યા જગત વચ્ચે એમને પોતાનું કોઈ પણ હવે લાગ્યું નહિ, અને સૃષ્ટિનાં ઊંડાં સત્યો જે મ્હોટી ઉમ્મરે પણ સાધારણ બુદ્ધિના માણસને સમજાય નહિ તે આ બાર વર્ષની ઉમ્મરના બાળકના સંસ્કારી આત્મા આગળ અનુભવથી તરી નીકળ્યાં. ઓરમાન પિતાની માયા તો કશી રીતે હતી જ નહિ, તેમાં તેમની વૃદ્ધાવસ્થા અને ગરીબાઈને લીધે ઉદરપોષણનો પ્રશ્ન પણ ન્હાના મલબારીના મનમાં ખડો થયો. ભણવું અને ભણાવવું એ બે નિયમ તુરતમાં બન્ધાયા. સુરતની ડિકસન પાદરીવાળી મિશન સ્કૂલમાં મલબારી દાખલ થયા અને એ ભલા તથા દેવાંશી પાદરીની સહાનુભૂતિ અને સમ્ભાળ હેઠળ એમણે અંગ્રેજી ભાષાનો અભ્યાસ ખન્તથી ચાલુ કર્યો, અને પોતાની અપૂર્વ બુદ્ધિશક્તિથી સર્વ શિક્ષકોનો ચાહ મેળવ્યો. આ કાળની વિપરીતતા તો એ હતી કે સ્હવારના દસથી સાંઝના ચાર વાગ્યા સૂધીમાં સ્કૂલમાં પોતે ભણવું, અને સ્હવારના સાતથી નવ સૂધી તથા સાંઝના છ થી આઠ વાગ્યા સૂધી રોજ પોતાનાથી ન્હાના બાળકોને ખાનગી શિક્ષણ આપવા જવું!—મોડી રાત સૂધી ગુજરાતનાં પ્રાચીન કાવ્યરત્નો પ્રેમાનન્દ, શામળ, અખો કે દયારામનાં કાવ્યતેજનો કે ઈંગ્લંડના ભવ્ય મહાકવિઓ શેકસ્પીઅર, મિલ્ટન, વર્ડ્સ્વર્થ કે ટેનિસનના કાવ્યટંકારનો રસથી અભ્યાસ કરવો અને માત્ર ચાર કલાકની ભાગીતૂટી નિદ્રા ભોગવવી:

મલબારીની એ વેળાની દિનચર્યાનો આ હિસાબ જોઈ લ્યો અને પછી જુઓ કે એમની તે વેળાની દશા કેવી કઠણ અને દયાપાત્ર હતી અને એમનો આત્મસંયમ કેવો પ્રબળ અને પ્રભાવશાળી હતો ! માતાના મૃત્યુ પછીનાં આ બે ત્રણ વર્ષમાં એમની કાવ્યશક્તિ પણ સ્વતંત્રપણે ખીલતી જતી હતી અને એ જ અરસામાં એમના પ્રથમ પુસ્તક "નીતિ-વિનોદ"માંની ઘણીખરી કવિતાઓ લખાઈ હતી. એ કાળમાં પણ મલબારી તદન અસુખી ન હતા. સુખદુઃખનું ત્રાજવું ડોલતાં ડોલતાં ચે સરખું થઈ રહે છે, તેમ મલબારીને લક્ષ્મી દેવીનાં રીસામણાં ભોગવવાં હતાં તો બીજી બાજુથી સરસ્વતી દેવી અને કાવ્ય દેવીના અતુલ્ય આનન્દ આપતા લાડનો પણ એ કાળમાં જ લ્હાવો મળ્યો હતો.

## મુંબઈમાં આગમન અને સ્થિતિ

ઉપર જણાવેલી મિશન સ્કૂલમાં મલબારી એક વર્ષ સૂધી રહ્યા અને એ અરસામાં તેમણે સારી પેઠે અભ્યાસ કીધો. "મૅટ્રીકયુલેશન"ની પરીક્ષા ગમે તેમ કરીને પસાર કરવી, એ તેમની મ્હોટામાં મ્હોટી ઉમેદ હતી. આજના જમાનામાં તો કેળવણીના બહોળા ફેલાવાને લીધે "ગ્રૅજ્યુએટ" થવાની નવાઈ રહી નથી, પણ તે વખતમાં તો "મૅટ્રીકયુલેટ" થવામાં ભારે માનની નિશાની હતી. રેવરંડ ડિક્સનની પિતાતુલ્ય મમતા અને તેમના કાળજીપૂર્વક શિક્ષણથી મલબારીના અભ્યાસને ઘણી સહાય મળી અને તે ઝડપથી આગળ વધવા માંડ્યો. અંગ્રેજી ભાષાના જ્ઞાનમાં અને બીજા વિષયોમાં મલબારીની

નિપુણતા જોઈ સર્વને આશ્ચર્ય લાગતું અને ગણિતમાં કાચા હોવા છતાં રેવરંડ ડિકસને એમને "મૅટ્રીકયુલેશન"ની પરીક્ષામાં દાખલ થવાનો આગ્રહ કીધો. એ પરીક્ષા આપવા માટે તે વેળાએ મુંબઈ જવું પડતું અને તેથી મુંબઈ જવાનો ખર્ચ તથા એ પરીક્ષામાં બેસવાની "ફ્રી"નાં નાણાંનો પ્રશ્ન ખડો થયો. મલબારીનો સ્વભાવ કોઈની પાસે માગવા જાય તેવો ન હતો. આખરે સુરતના એક નાણાં ધીરનાર મહાકંજુસ પારસી નામે જીવાજી કુસાઈને કાને એ વાત આવી અને ઈશ્વરની કોઈ અગમ્ય કૃપાથી તેણે મલબારીને પોતાના છોકરા મારફતે બોલાવ્યા અને તેમના હાથમાં વીસ રૂપીઆ જોરજુલમથી આપ્યા કે એ લઈને મુંબઈ જવું; એ નાણાંની ચિંતા કરવી નહિ અને જ્યારે બની શકે ત્યારે એ રૂપીઆ તે ધીરનારને પાછા આપવા: મલબારીએ આભારની ઊંડી લાગણી સાથે એનો સ્વીકાર કીધો અને પરીક્ષા આપવા મુંબઈ ગયા. જવાનું ભાડું દસ રૂપિયા તથા પરીક્ષાની "ફ્રી" દસ રૂપિયા: એટલે એ તો ત્યાં જ પૂરા થયા! "મૅટ્રીકયુલેશન"ની પરીક્ષા આપી, પણ ગણિતમાં કાચા જ પડ્યા એટલે નિષ્ફળતા મળી. મલબારીનો ઉતારો મુંબઈમાં એમના ઓરમાન પિતા મેહેરવાનજીના એક સગાને ત્યાં હતો, પણ પરીક્ષામાં નિષ્ફળ થયા એટલે પાછું સુરત જવું કે મુંબઈમાં રહીને ઉદરપોષણનાં સાધનો ખોળી કહાડવાં, એ બે પ્રશ્નો ઊભા થયા. અહિં પણ પ્રભુકૃપાની જ સહાય મળી. ડાકટર રૂસ્તમજી બહાદૂરજી, જે એમની માતાની એક સખીના સત્પુત્ર થતા હતા, તેમના

પ્રયત્નથી મલબારીને મુંબઈની પારસી પ્રોપ્રાયટરી સ્કૂલમાં રૂપિયા વીસના દરમાયાથી માસ્તરની નોકરી મળી. એ સ્કૂલના માલેકોએ આ પંદર વર્ષના છોકરાનાં જ્ઞાન અને ચાલાકી જોઈને જલદીથી એમના પગારમાં વધારો કર્યો. મલબારી બીજાં ખાનગી શિક્ષણ પણ આપવા જતા, જેથી થોડા વખતમાં એમની કમાણી રૂપિયા દોઢસો સૂધી થવા લાગી. ગરીબાઈનું કડવું દુઃખ મલબારીને હવે હતું નહિ. જે છોકરો ગજવામાં એક પાઈ વગર મુંબઈ આવ્યો હતો તે થોડા વખતમાં સ્વતંત્ર રીતે કમાતો થઈને ત્યાં આરામ અને સ્વસ્થતાથી હવે રહેવા લાગ્યો. મુંબઈનાં કેટલાંક જાણીતાં અને ખાનદાની પારસી કુટુમ્બોમાં કેટલોક વખત મલબારી શિક્ષક લેખે રહ્યા હતા અને પછી પોતાનું જૂદું ઘર માંડીને તેમણે સ્વતંત્રપણે કામ ચલાવવા માંડ્યું. આ બધા અરસામાં "મૅટ્રીક્યુલેશન"ની પરીક્ષા એમની દૃષ્ટિમર્યાદા આગળ ઝૂમ્યાં કરતી હતી અને ઘણી ખન્તથી ગણિતશાસ્ત્રની સ્થૂલ હૃદયની દેવીની કૃપા મેળવવાની મેહેનત કર્યા છતાં ત્રણ ત્રણ વખત એ પરીક્ષામાં નિષ્ફળ ઉતર્યા, પણ આખરે ઇ૦ સ૦ ૧૮૭૧ માં એ દેવીની અનુકંપા મેળવીને એમણે એ પરીક્ષા પસાર કીધી.

## પ્રથમ કાવ્યપુસ્તક "નીતિવિનોદ"ની પ્રસિદ્ધિ

"તરંગો સૌ ઘૂમે સાથે દુઃખની ભરતી વિશે,"[1]—એ જેટલું ખરૂં છે, તેટલું જ સુખની વસન્ત આવતાં પણ વૃક્ષે વૃક્ષે અને

૧. પ્રકાશિકા, "અટૂલી બાળા"—પૃષ્ઠ ૧૩૨.

રોપાએ રોપાએ ફૂલોનો બહાર સાથેલાગો ખીલી નીકળે છે, અને પૃથ્વીની ઉપર ખોબે ખોબે તેનો નિસાર થાય છે, એ પણ સત્ય છે. દુઃખની ભરતીનાં મોજાંઓએ મલબારીને આજ સૂધી એમથી તેમ અનેક દિશામાં અનેક ખડકો સાથે અથડાવ્યા હતા, પરંતુ એ સર્વની સ્હામે તેમણે ટક્કર ઝીલી હતી અને પ્રભુકૃપાથી હવે તે કિનારા પર સલામત પ્હોંચ્યા હતા. તેમના ભાગ્યમાં હવે વધુ વખત અન્ધારામાં ભટકવાનું હતું નહિ અને તેથી સુખની ઉષા ઉગતાં જગતના ભર્યા પ્રકાશમાં તેમનું જલદીથી આગમન થયું. ગુજરાતી વ્યાકરણના પિતા રેવરંડ ટેલર એમના એક પરીક્ષક હતા. આ વિદેશી વિદ્વાને ગુજરાતી સાહિત્યની સ્તુતિપાત્ર સેવા બજાવી હતી તે મલબારીની જાણમાં હોવાથી તેઓ એક દિન પોતાની ગુજરાતી કવિતાઓના હસ્ત-લેખ લઈને કાંઈક અચકાતે અચકાતે એ વિદ્વાન ગૃહસ્થની પાસે ગયા. રેવરંડ ટેલર એ સર્વ કવિતા જોઈ જઈને આશ્ચર્ય પામ્યા. આટલી ન્હાની ઉમ્મરના એક જુવાનના હાથે લખાયલી આ કવિતાઓમાંની કેટલીકની સુન્દરતાથી તે ખુશી થયા, તેથી પણ વધુ અશુદ્ધ ભાષા બોલનારા અને લખનારા તરીકે સામાન્ય રીતે મનાયલા એક પારસી જુવાનની કલમથી આવું શુદ્ધ, મધુર અને રૂઢ ગુજરાતી લખાયલું જોઈ તે અજબ અને આનન્દિત થયા. રેવરંડ ટેલરે મલબારીને બની શકતું ઉત્તેજન આપ્યું અને આ કવિતાઓને છપાવી બહાર પાડવાનો તેમને આગ્રહ કીધો. મલબારીને હજી એક બીજા સબળ પ્રસંગનો લાભ મળવાનો બાકી હતો તે આ ટાણે પૂરો થયો. જાણીતા

ભાષાશાસ્ત્રી અને સંસ્કારી શિક્ષણપ્રવીણ ( Educationist ) રેવરંડ ડાકટર જ્‌હૉન વિલ્સનની સાથે રેવરંડ ટેલરે મલબારીની ઓળખાણ કરાવી આપી. ડાકટર વિલ્સન પણ ગુજરાતી ભાષાના સારા અભ્યાસી હતા અને તેમણે મલબારીની કવિતાઓ ઘણા રસથી વાંચી અને વખાણી, એ કવિતાઓના સંગ્રહને પોતે જ "નીતિવિનોદ" કરીને નામ આપ્યું અને તેને બહાર પાડવાની પણ ગોઠવણ કરવામાં તે રોકાયા. મુંબઈના કેળવણીખાતા તરફથી નકલ ૩૦૦, સર કાવસજી જેહાંગીર રેડીમની નકલ ૭૫, સર મંગળદાસ નથુભાઈ નકલ ૫૦, સર દીનશાહ પીટીટ નકલ ૨૫, અને બીજા ગૃહસ્થો તરફથી મળીને ઘણી સારી સંખ્યામાં એ પુસ્તકના ગ્રાહકોનાં નામ આગળથી નોંધાયાં. આ પ્રમાણે શરૂઆતમાં ઉત્તેજન તો ઘણું સારૂં મળ્યું, પણ બીજી કેટલીક અનિવાર્ય અડચણોને લીધે તથા છાપાખાનાનો બંદોબસ્ત કરતાં ઘણો વખત નીકળી ગયો, અને "નીતિવિનોદ" ઇ. સ. ૧૮૭૫ માં બહાર પડયું. ઘણા થોડા માસમાં એ પુસ્તકની તમામ પ્રત ખપી ગઈ અને ઇ. સ. ૧૮૭૬ માં એની બીજી આવૃત્તિ પણ આગળથી મળેલા સારા આશ્રય સાથે ફરીથી બહાર પડી. ગુજરાતી સાહિત્યમાં અને તે પણ કવિતા જેવા સંકુચિત ક્ષેત્રમાં આવું એક કાવ્યપુસ્તક આમ થોડા વખતમાં લોકપ્રિય થઈ જાય, એ જ તેની આન્તર ખુબીમાં કાંઇક સબળ અંશ હોવાની સાક્ષી પૂરે છે. મલબારીના આ પુસ્તકમાં કહેવાતી પારસી ગુજરાતીનો ભાષાસંકર હતો નહિ, પણ શુદ્ધ અને

રૂઢ ગુજરાતીમાં અનેક પરિચિત છંદો અને ગરબીઓમાં કવિતાઓ લખાઈ હતી. આ પુસ્તકે જેટલા પારસીઓને અચરત કીધા તેથી પણ વધુ હિન્દુ વિદ્વાનોને વિસ્મય પમાડ્યા. મલબારી ઉપર મ્હોટા મ્હોટા વિદ્વાનોનાં પ્રસંશાપત્રો થોકબંધ આવવા માંડ્યાં અને તેમની કીર્ત્તિ તમામ ગુજરાતમાં અને ગુજરાતી ભાષા બોલતી પ્રજામાં જોતજોતામાં પ્રસરી. કવિ દલપતરામ ડાહ્યાભાઈ, રા. મનઃસુખરામ સૂર્યરામ, રા. રણછોડભાઈ ઉદયરામ, કવિ શિવલાલ ધનેશ્વર આદિ ગુજરાતના પ્રસિદ્ધ વિદ્વાનો અને કવિઓએ એમની ભાષા અને કવિતાનાં ખુલ્લે દિલે વખાણ કર્યાં. ગુજરાતી પિંગળના નિયમસર અને શુદ્ધ ગુજરાતી ભાષામાં કવિતા લખનાર તરીકે પારસીઓમાં મલબારી પહેલા જ હતા, અને એમ લખીને તેમણે બતાવી આપ્યું કે પારસીઓ જો ચહાય તો આ બાબતમાં પણ પાછળ પડે તેવા ન હતા.

આ "નીતિવિનોદ"માંની અને ત્યાર પછીનાં પુસ્તકોમાંની કવિતાઓના ગુણદોષ માટે આગળ ઉપર બોલવામાં આવશે, પણ અહિં એના સમ્બન્ધમાં એક બે વાત નોંધવાની અગત્ય છે. મલબારીને આ પુસ્તકની ફતેહ માટે ઘણી શંકા થતી હતી. એમના પોતાના જ શબ્દોમાં આપણે તે જોઈશું: "વર્ણસંકર અને ગુણહીન પારસી ગુજરાતીમાં મેં આમાંની એક પણ કવિતા રચી નથી, તેથી રખે પારસી વાંચનારને એ ભાવે નહિ. બીજું મ્લેચ્છજાતિનો હું એક પારસી, પવિત્ર ગુજરાતી સાથે આમ લાડ કરૂં તો હિન્દુઓ રખે મને હસી કહાડે! અને

દુર્દૈવે જો આમ બને તો, સ્વદેશમાં દંડ આપવાની બ્હીકથી ન્હાસી વિદેશે બન્ધમાં પડ્યા સરખું થશે! પણ ભાષા અને કવિતા સામાન્ય પવનની પેઠે અમુક પુરુષનો માલ નથી."[1] મલબારીની આ શંકા અને તેનું સમાધાન બન્ને સાથે સાથે જ થયાં છે. એમની એ શંકામાં કાંઈ સત્ય હતું જ અને એવી જ શંકા આ લેખના નમ્ર લેખકને પણ થઈ હતી, અને પરિણામમાં પારસી અને હિન્દુ ટીકાકારોમાંના કેટલાક ગર્વિષ્ટ, જ્ઞાનોન્મત્ત કે પોતાનું તેટલું જ સારૂં માનવા અને મનાવવાવાળા લેખકોના અયોગ્ય પ્રહારનો તેને અનુભવ થયો હતો. અસ્તુ. પણ સાહિત્યના પ્રજાતંત્રમાં તો "ભણે તેની ભાષા" એ જ નિયમ પ્રધાન પદ ભોગવે છે અને તેમાં જાતિ કે વયનું કશું બન્ધન હોતું નથી. મલબારીની શુદ્ધ ગુજરાતી ભાષા માટે એક તરફથી જેમ કેટલાક પારસીઓને સખત અભાવ હતો તેમ બીજી તરફથી કેટલાક હિન્દુઓને એવી શંકા હતી કે એ ભાષા મલબારી જેવા એક પારસીને હાથે લખાય તેમ હતું જ નહિ, અને કોઈ હિન્દુ કવિ અથવા વિદ્વાનની કવિતાઓ મલબારીને નામે બહાર પડી હતી! આવી રીતની શંકા એટલે સુધી વધી હતી કે એક હિન્દુ પત્રમાં ખુલ્લી રીતે મલબારીની નિન્દા થઈ હતી, પણ મલબારીએ એના ઉત્તરમાં એવા ઈર્ષાથી ભરપૂર કથનનો યોગ્ય તિરસ્કાર કરીને એવા લેખકોને જાહેરમાં "ચૅલેન્જ" દીધું અને "નીતિવિનોદ"ની ભાષામાં અને તેના જેવી જ બીજી કવિતાઓ, ઉપલા લેખકો કહે તેવી શરતે, લખી આપવા

૧. "નીતિવિનોદ"ની પ્રસ્તાવનામાંથી.

જણાવ્યું. અલબત, એનો પ્રત્યુત્તર પછી કોઈએ આપ્યો નહિ, અને આપી શકે તેમ હતું પણ નહિ. પરંતુ આવી રીતના વાદથી એટલું તો સ્પષ્ટ જણાય છે કે મલબારીને એ પ્રકારની અણધારેલી મુંઝવણોમાંથી પસાર થવું પડયું હતું.

## પ્રથમ અંગ્રેજી કાવ્યપુસ્તકની પ્રસિદ્ધિ

લગભગ આ જ અરસામાં—એટલે ઇ. સ. ૧૮૭૬ માં—મલબારીનું બીજું પુસ્તક, અંગ્રેજી કાવ્યોમાં લખાયલું, "The Indian Muse in English Garb," એ નામે બહાર પડયું. આ પુસ્તકે મલબારીની ખ્યાતિ ઈંગ્લંડ અને તમામ સુધરેલી દુનિયામાં પસરાવી. આટલી ન્હાની ઉમ્મરનો આ દેશી જુવાન અંગ્રેજી જેવી સમ્પૂર્ણ ખેડાયલી ભાષા ઉપર આવો સરસ કાબુ ધરાવી શકે એટલું જ નહિ, પણ તે ભાષાના પિંગળના નિયમ પ્રમાણે રસિક કાવ્યો લખી શકે, તે જોઈને કોઈ પણ વિદેશી વિદ્વાન આશ્ચર્ય પામ્યા વગર રહે નહિ. શેહેનશાહબાનુ વિકટોરિયા, મહાકવિ લૉર્ડ ટેનિસન, પ્રોફેસર મૅકસ મૂલર વગેરે યૂરોપીય મહાપુરુષો અને સન્નારીઓ તરફથી મલબારીને પ્રસંશાપત્રો મળ્યાં. હિન્દમાં કોઈ સબળ વ્યક્તિનો ઉદય થયો હતો એમ સર્વ કોઈને લાગ્યું અને ઉપલા અંગ્રેજી કાવ્યપુસ્તકમાં હિન્દને લગતા ઘણા દેશી પ્રશ્નો ચર્ચાયલા હોવાથી યૂરોપના વિદ્વાનો અને રાજદ્વારી પુરુષોનું લક્ષ એવી રીતે હિન્દની તે વેળાની સ્થિતિ તરફ ખેંચાયું. મલબારીની કીર્ત્તિ મુંબઈ અને ગુજરાતની સાંકડી દૃષ્ટિમર્યાદા ભેદીને તમામ હિન્દુસ્થાન તથા

ઈંગ્લંડ અને યૂરોપના સુધરેલા દેશોમાં પસરી, અને એ દેશોના રાજદ્વારી તથા સાહિત્યપ્રિય સજ્જનોના હૈયામાં હિન્દની રાંક પ્રજા માટે કાંઈ વધુ જાણવાની જિજ્ઞાસા ઉશ્કેરવા વિજયી નિવડી. આ પુસ્તક **મિસ મેરી કાર્પેન્ટર**ને અર્પણ કરવામાં આવ્યું હતું. આ ભલી અંગ્રેજ બાનુએ પોતાની હિન્દની બ્હેનપણીઓની સાંસારિક સ્થિતિને ઊંચે ચ્હડાવવા પોતાથી બનતું કર્યું હતું અને મલબારીએ તેની વાજબી રીતે કદર કીધી હતી.

## મલબારીનું લગ્ન

મલબારીના જાહેર જીવનની શરૂઆત, આપણે ઉપર જોઈ ગયા છીએ તેમ, આશાજનક હતી, અને એ શરૂઆતથી જ દૈવયોગે એમને દુનિયાના કેટલાક મહાપુરુષો જોડે સમ્બન્ધ બન્ધાયો. એ જાહેર જીવનનો આગળ વધતો ક્રમ આપણે તપાસીએ તે અગાઉ મલબારીની ખાનગી જીંદગીનો એક સફો અહિં નોંધવા વગર ચાલે તેમ નથી. મનુષ્યજીવનમાં લગ્નનો પ્રસંગ અગત્ય કરીને ગમ્ભીર અને પવિત્ર ગણાય છે, કારણ કે એ પ્રસંગમાં જ પ્રભુનો લીલાવિસ્તાર અને આત્માનો ઉન્નતિક્રમ સમાયલો છે. સ્નેહના રંગ અને પ્રકાર અનેક છે, અને માતાપિતાના જન્મધર્મથી ઉપજતા સહજ અને સ્વાભાવિક પ્રેમથી માંડીને આખા જગતને આત્મવત્ ગણતાં ગણતાં પ્રભુ પ્રતિના દિવ્ય અને પવિત્ર પ્રેમમાં, આખરે સર્વ રંગો એક શુદ્ધ શ્વેત પ્રકાશમાં સ્થિત થાય છે તેમ, તે પરિણમે છે. આ દિવ્ય સ્નેહનાં બીજ લગ્નસ્નેહમાં જ રહેલાં છે અને એક જ્યોતિમાંથી

જેમ હજારો જ્યોતિ સળગાવી શકાય છે, તેમ બે આત્મા અને બે હૃદયનું પ્રકાશમિલન થતાં તેમાંથી જે જ્યોતિ પ્રગટ થાય છે તે જ જીવનના બીજા અનેક જ્યોતિનો ઉત્પાદક બનીને આખરે એ દિવ્ય સ્નેહ તરફ દોરવી લઈ જવાનું સાધન બને છે. એથી જ દુનિયાના દરેક ધર્મમાં લગ્નપ્રસંગને મહત્વનો ગણેલો છે અને જરથોશ્તી ધર્મમાં તો દરેક સાચા જરથોસ્તીને માથે લગ્ન કરવાની ધાર્મિક ફરજ નાંખેલી છે.

મલબારીને મુંબઈમાં ઠરીઠામ થયાને લગભગ પાંચ વર્ષ થયાં હતાં અને એ અરસામાં પોતે સારૂં કમાતા થયા હતા. અનેક વિષયોનો અભ્યાસ ચાલુ હતો અને ભવિષ્ય માટે સ્વપ્નસૃષ્ટિમાં અનેક ચિત્રો આલેખાતાં હતાં. સૂર્યના ગુણમાં તેજ અને ગરમી એ બન્ને છે, તેમ દેહબદ્ધ આત્માના ગુણમાં પણ બુદ્ધિ અને હૃદય છે. કેવળ બુદ્ધિથી જ આત્માનો સન્તોષ કે ઉદ્ધાર નથી. મલબારીની બુદ્ધિ જ્યારે પ્રકાશમય હતી ત્યારે તેમનું હૃદય પણ, એમની માતાના ઉતરી આવેલા વારસાને અનુસરીને, જેમ કંઈકને આશ્વાસન આપતું હતું તેમ પોતે પણ આશ્વાસન શોધતું હતું. માતાના મરણ પછી હૃદયને જે ન્યૂનતા લાગતી હતી તે પૂરાવાનો પ્રસંગ આવ્યો. યૌવનની નવવસન્તની પ્રેરણાનો વાયુ ફૂંકાયો અને હૃદયના તારો ઊંડા અને રસિક નાદ જમાવતા ઝણઝણી રહ્યા. મલબારી જે ઘરમાં રહેતા હતા તે ઘરની માલિકને ત્યાં એમના હવે પછીના જીવન અને સુખદુ:ખની ભાગિયણ મળી આવી. બન્નેનાં હૃદય એકમેક તરફ ખેંચાયાં અને થોડા જ વખતમાં મલબારીનું લગ્ન

એમની એકવીશ વર્ષની ઉમ્મરે થયું. બાઈ ધનબાઈજી ઘણાં જ સુશીલ અને પ્રેમી હતાં અને જોકે પોતે હાલમાં અપાતી પાશ્ચાત્ય કેળવણીનો પ્રસાદ પામ્યાં ન હતાં, તોપણ તેમણે પોતાના આત્માર્પણ, પતિભક્તિ આદિ અનેક સદ્દ્ગુણોથી મલબારીનું હૃદય જીતી લીધું હતું. લગ્નમાં બુદ્ધિની સમાનતા જોઈતી નથી, પણ આ જન્મપર્યંતના સમ્બન્ધને નિભાવવા અને દીપાવવા આત્માર્પણ, સહનશીલતા અને અખંડ એકનિષ્ઠ સ્નેહની પ્રથમ આવશ્યકતા છે. મલબારી જેવા વિદ્વાન, કવિ અને દીનવત્સલને માટે તો એમના હૃદયને પોષનાર એવી એક વ્યક્તિની જ જરૂર હતી અને પ્રભુકૃપાએ એમને એવી જ અર્ધાંગના મળી. કવિઓની મનોરથસૃષ્ટિ ઘણી ઊંચી હોય છે, અને તેઓની રસિક કલ્પના ઊંચી કક્ષામાં વિહાર કરતી હોવાથી આ સ્થૂળ જગતમાંની કોઈ પણ વસ્તુ તેઓને સમ્પૂર્ણ સન્તોષ આપી શકતી નથી. ગોવર્ધનરામભાઈએ એમના "સરસ્વતીચંદ્ર"માં કવિ તરંગશંકરને મ્હોંડેથી કહેવડાવ્યું છે તેમ જે રસ અને સૌન્દર્ય આ સ્થૂળ સંસારમાં જડતાં નથી તે કવિઓ પોતાની કવિતામાં શોધે છે. મલબારીના કવિહૃદયની ઊંચી કલ્પનાસૃષ્ટિને પણ આવા જ આઘાત થયા હોય તો તેમાં નવાઈ નથી. પણ એની સાથે જ એમની બુદ્ધિ પૂર્વના ઊંડા તત્ત્વજ્ઞાનથી પણ રંગિત હોવાને લીધે એમનો સંસારદીપ અનેક વાયુના ઝપાટા લાગ્યા છતાં અખંડ તેજથી બળ્યાં કીધો અને એમનું દાંપત્યજીવન સુખી અને સફળ નિવડ્યું. આ ભાગ્યવાન્ યુગલને ત્યાં ત્રણ પુત્રી અને બે પુત્રોની વૃદ્ધિ થઈ હતી અને એ સર્વ પરસ્પર સ્નેહમાં

ઉછરીને પોતાનાં પવિત્ર માતાપિતાનાં નામને યોગ્ય થયાં. મલબારીના આવા સંસારસુખમાં એક જ આઘાત થયો હતો. એમની મ્હોટી પુત્રી જે એમના ઘરના ફિરસ્તા જેવી હતી અને જેનું ટૂંકું જીવન એહના દર્શનરૂપ હતું, તે ઈ. સ. ૧૯૦૭ માં એક ત્રણ અઠવાડિયાના બાળકને મૂકીને સ્વર્ગવાસ પામી. પિતાના હૃદયનો અવાજ તો પિતાના જ અનુભવનો હોય છે, પણ મલબારીએ એ પ્રસંગે પણ એક તત્ત્વજ્ઞાનીને છાજે તેવા ધૈર્યથી આ દુઃખ સહન કીધું અને પ્રભુના કૃત્ય પ્રત્યે સંતોષભાવના સ્થિર કીધી. મલબારીનાં સંતાનમાં હાલમાં બે પુત્રો અને બે પુત્રીઓ હૈયાત છે. મ્હોટા પુત્ર ભાઈ ફિરોજ બારિસ્ટર થયલા છે અને મુંબઈની હાઈ કૉર્ટમાં એક ઊંચા ઓદ્ધા ઉપર છે. પિતાની લેખકવૃત્તિ એમનામાં પણ ઉતરેલી છે અને પોતે એક અંગ્રેજી પુસ્તકના કર્ત્તા છે.[1] એ ઉપરાંત મલબારીની ઉત્તરાવસ્થામાં તેમની અનેક પ્રવૃત્તિમાં એ ભાગ લેતા હતા, અને તેમના અવસાન પછી પણ તેમનાં અનેક અધુરાં રહેલાં કાર્યને પાર પાડવા માટે પોતાથી બની શકતું કરે છે, જેમાં આ મલબારીના કાવ્યસંગ્રહની યોજના પણ એમને જ આભારી છે. મલબારીના બીજા પુત્ર જેહાંગીર વેપારમાં પડેલા છે અને પિતાના જેવા જ શાંત, નિરભિમાન અને નમ્ર સ્વભાવના છે. મલબારીનાં બીજાં પુત્રી મિસ ફિરોજા ઇંગ્લંડમાં ડાકટરની પદવી મેળવીને નેત્રવિદ્યાનાં ખાસ ડાકટર લેખે કામ કરે છે અને સૌથી ન્હાનાં

---

૧. "*Bombay in the Making,*" with an Introduction by Sir George Clarke (now Lord Sydenham).

પુત્રી મિસ દૌલત હજી વિદ્યાર્થી છે. મલબારીનું સાદું ઘર મુંબઈ આગળ વાંદરામાં દરિયાકિનારા પર આવેલું છે અને એ સન્તને આશ્રમે કંઈ કંઈ યાત્રાળુઓ પધારી, પોતાના આત્માને ઠારીને, આશીર્વાદ અને અભિવંદન દેતા ગયા હતા, જે સર્વના આત્મ-શબ્દો હજી પણ જાણે એ સાગરના ધુંધવાઈ ધુંધવાઈને આવતા ગમ્ભીર સ્વરોમાં પડઘા પામે છે. સન્તજનોના આશ્રમના વાતાવરણમાં જ કાંઈ અલૌકિક પ્રભુત્વ પ્રસરેલું હોય છે અને એ આશ્રમની આજુબાજુ પડેલા પ્રત્યેક પત્થરમાંથીયે જાણે તેજની ધારા ફૂટીને આપણા હૃદયના ઊંડાણને અડકતી અને અજવાળતી હોય તેમ લાગે છે. એવે આશ્રમે મલબારી જો ચાહત તો સંસાર આપી શકે તેવાં તમામ સુખમાં ચેનથી રહી શકત, પણ એમના અંતરાત્માએ પોતાનાં જનબન્ધુઓનાં દુઃખમાં જાતે દાઝયાં કરીને તે બની શકે તેમ ઘટાડવાનો પ્રયત્ન કરવામાં જ પોતાનું શ્રેય માન્યું, અને દિવસના પ્રકાશ કરતાં રજનીના અન્ધારને વધુ વ્હાલો કરી તેનાં જ ચિત્રોમાં પોતાનાં હૃદયસ્વપ્નો જોયાં અને દોર્યાં!—અને હવે તો આ સંસારનો કોલાહલ તજીને, નીચલી પંક્તિઓમાં જણાવ્યા પ્રમાણે, ખુદ એ રજનીનો ઘુંઘટ ઉઘાડીને તેનાં પ્રત્યક્ષ દર્શન કરવા અને તેનું અમરગાન સરવા કાનથી સાંભળવાને એ ગયા છે:

"ઓ રજની! ત્હારે કાજ
મૂકી દઈશ હું આ સઉ સાજ!
ઓ રજની! જોવા તુંને,
આ બુદ્‌બુદ ફોડીશ હું તે!

ગૃહજાળ, લક્ષ્મીની જાળ, રચી મુજ શિરે રહે બુદ્બુદને,
એ બુદ્બુદ ફોડી, તોડી બન્ધીના બન્ધ, જોઈશ હું તુને !"—[1]

## મલબારી એક પત્રકાર લેખે

મલબારીના જાહેર જીવનની શરૂઆત એમનાં ગુજરાતી તથા અંગ્રેજી કાવ્યપુસ્તકોથી થઈ, એમ આપણે ઉપર જોયું છે. આ વેળાએ એમની ઉમ્મર માત્ર ૨૪ વર્ષની હતી. પણ મલબારીનો આત્મા એક કવિની સ્વપ્નભૂમિમાં જ રમણ કરવાને સરજાયો ન હતો. એમના જીવનનું બંધારણ, આપણે ઉપર જોઈ ગયા તેમ, અનેક સંકટો વચ્ચે નીચોવાઈ નીચોવાઈને જે રૂપ પામ્યું હતું, અને એની આજુબાજુના વાતાવરણની એની ઉપર જે અસર થઈ હતી, તે બધું જોતાં એમનો સંસ્કારી આત્મા કેવળ ઉચ્ચ આશયો જ ધારણ કરીને કલ્પનાસૃષ્ટિમાં એકલવાયો ભમ્યાં કરે તે બનવાજોગ ન હતું. એમને તો એક આખા દેશની કરોડોની સંખ્યામાં વસતી રાંક પ્રજાની અધમ ગતિને ઉચ્ચતર સ્થિતિ પ્રાપ્ત કરાવવાનું પુણ્ય નિર્માણ થયું હતું, અને તેના સાધનરૂપ અનુકૂળ પ્રસંગ આ વેળાએ ઉત્પન્ન થયો. મુંબઈના જાણીતા અંગ્રેજી વર્ત્તમાનપત્ર "ટાઈમ્સ ઑવ્ ઈન્ડીઆ"ના તે વેળાના અધિપતિ મિ. માર્ટિન વૂડની સાથે દૈવયોગે સર કાવસજી જેહાંગીર રેડીમનીએ મલબારીનું ઓળખાણ કરાવ્યું. મિ. વૂડે મલબારીની પ્રતિભા તથા લેખનશક્તિની તુરત પિછાન

૧. ગોવર્ધનરામનો "સરસ્વતીચંદ્ર," ભાગ ૪ થો, પૃષ્ઠ ૩૪.

કીધી અને મલબારીને જાહેર વિષયો ઉપર લેખો લખી મોકલવા આમંત્રણ કીધું. મલબારીના રસિક અને ઊંડી વિવેચનપદ્ધતિથી લખાયલા સચોટ અને માર્મિક લેખો ઉપલા પત્રમાં આવવા લાગ્યા અને એ રીતે મલબારીએ મિ. વૂડના અનુભવી હાથ હેઠળ એક જાહેર પત્રકાર લેખેનું શિક્ષણ સફળતાથી મેળવ્યું. મલબારીનો આ ઉદ્યોગ એમના હૃદયને ગમતો હતો અને એમના હાથમાં જે આ યંત્ર આવ્યું તે હવે પછી હિન્દની સરકાર તથા પ્રજાના શરીરતંત્રની સૂક્ષ્મ પરીક્ષા કરવાનું તથા તેનાં આરોગ્ય અને વૃદ્ધિ માટે યોગ્ય ઉપાયો સૂચવવા અને જાતે કરી બતાવવાનું એમનું એક મુખ્ય સાધન થઈ પડ્યું.

મલબારીના પત્રકાર લેખેના આ જીવનમાં એમનું મુખ્ય લક્ષ્ય એક રાજદ્વારી, સાંસારિક અને—બને તો—ધાર્મિક સુધારક લેખે બહાર પડવાનું હતું. અંગ્રેજોના સમ્બન્ધમાં આવ્યાથી કુદરતી રીતે હિન્દની પ્રજાનું ધ્યાન પાશ્ચાત્ય દેશોના સુધારા તરફ ખેંચાયું, અને તેમાં એ સુધારા મુંબઈની ન્હાની પણ આગળ પડતી પારસી કોમે પોતાનામાં જલદીથી દાખલ કરવાની કોશિશો કરવા માંડી. એ “સુધારાનો પવન” જેમ પારસીઓ તેમ જ હિન્દુઓમાં પણ ફેલાયો હતો અને જૂના તથા નવા વિચારવાળાઓ વચ્ચે જાહેર વર્ત્તમાનપત્રો અને મેળાવડાઓમાં જબરાં યુદ્ધો ચાલતાં હતાં. આવા મન્થન-કાળમાં સ્વાભાવિક રીતે ઘણે ભાગે તરુણવર્ગ સુધારાપક્ષનો જ હાથ પકડે છે, પણ અનુભવની ખામીને લીધે એ સુધારાનાં

મૂળતત્ત્વોને ભૂલી જઈને કેટલાક તરુણો પોતાના પૂર્વજોએ ઊંડી અને સૂક્ષ્મ બુદ્ધિથી દેશકાલાનુસાર બાંધેલા રૂડા નિયમોનો એકદમ ત્યાગ કરીને માત્ર પાશ્ચાત્ય પ્રજાઓની બાહ્ય રહેણીકહેણી, તેઓનાં ખાનપાન અને તેઓના કેટલાક અનુચિત રિવાજોનું જ અનુકરણ કરે છે જેથી अतो भ्रष्टः ततो भ्रष्टः એમ બન્ને બાજુથી ભ્રષ્ટ બને છે, મલબારી તરુણ હતા, પણ એમનો આત્મમન્થનકાળ સુભાગ્યે ઘણા સારા સંજોગો વચ્ચે પસાર થયો હતો. એમનું હૃદય સંકટની નિશાળમાં ઘડાયું હતું અને એમના સંસ્કારી આત્મા ઉપર રેવરંડ ડિકસન અને ડાકટર વિલ્સન જેવા દેવાંશી અને કુશળ ગુરુઓની ગમ્ભીર છાયા પડી હતી. આ શુભ યોગથી આ પૂર્વપશ્ચિમના સંગમ આગળ હિન્દી મહાસાગરનાં જે પાણી ઉછાળા મારતાં હતાં, તેમાં મલબારીએ પોતાની નૌકા આત્મસંયમથી ઝૂકાવી અને એ મહાસાગરનાં પાણીમાં છૂપાયલા ખડકોથી તેને સદા દૂર રાખવા તે શક્તિમાન થયા.

આ મન્થનકાળનાં કેટલાંક પ્રેરક બળને આધીન થઈને કેટલાક ઉત્સાહી યુવાનોએ ઈ. સ. ૧૮૭૬ માં મુંબઈમાં "The Indian Spectator"—"હિન્દી પ્રેક્ષક"—એ નામે એક સસ્તું સાપ્તાહિક વર્ત્તમાનપત્ર ક્હાડ્યું. એ પત્રમાં મલબારી પોતાના લેખો અવારનવાર મોકલવા લાગ્યા. થોડાક વખત પછી એ જ પત્રના મલબારી એક સહકારી તંત્રી લેખે નીમાયા અને ઘણાક સાંસારિક વિષયો ઉપર એમણે તેમાં પોતાની કલમ ચલાવી. એ જ અરસામાં મિ. માર્ટિન વૂડે

"ટાઇમ્સ ઑવ્ ઇન્ડીઆ" સાથેનો પોતાનો સમ્બન્ધ છૂટો કીધો અને "ધી બૉમ્બે રીવ્યુ" નામે એક સ્વતંત્ર સાપ્તાહિક પત્ર ક્‌હાડવા માંડ્યું. મિ. વૂડે મલબારીને પોતાની સહાયમાં લીધા. આ નવું પત્ર દેશી રાજ્યો અને પ્રજાવર્ગના ખાસ હકોની લડત લડવા માટે ક્‌હાડવામાં આવ્યું હતું, અને એના સમ્બન્ધમાં દેશી રાજ્યોનાં ઉત્સાહ તથા સહાય મેળવવા પ્રયત્ન કરવાને માટે ઈ. સ. ૧૮૭૮ માં મલબારી ગુજરાત અને કાઠિયાવાડના પ્રવાસે ગયા. મલબારીનો આ પ્રવાસ જો કે પોતાના પત્ર માટે ઘણો ફળદાયી નિવડ્યો નહિ, પણ એ દરમિયાન એમને ઘણા રાજામહારાજાઓ, વિદ્વાનો, ધંધાદારીઓ, ખેડુતો, વગેરે પ્રજાજનના તમામ વર્ગોની સાથે સમ્બન્ધમાં આવવું થયું અને એ સર્વના પરિચયથી એમના જાતિ અનુભવમાં પુષ્કળ વધારો થયો. મલબારી એક પ્રવાસી લેખે ઘણા સૂક્ષ્મ અવલોકનકાર હતા અને ગાડીઘોડે બેસીને ફરવા કરતાં મ્હોટે ભાગે એમને પગે ચાલીને બધું બારીકીથી જોવાની ટેવ હતી. કવિ દલપતરામે કહ્યું છે તેમ, "રથ બેશી ચૌટાતણી ચીજો નહિ જોવાય," અને તે જ પ્રમાણે મલબારીએ સ્થળે સ્થળે જાતે ફરીને તથા મ્હોટાથી ન્હાનામાં ન્હાના મુફલિસ આદમીઓની સાથે વાતચીત કરી, તેઓનાં અંતરમાં ઉતરીને ગુજરાત તથા કાઠિયાવાડના પ્રજાજનના જીવનનું અવલોકન ખરી રસિક રીતે કીધું. આ પ્રવાસનું વર્ણન કરતા ઘણા લેખ ઉપર જણાવેલા "ધી બૉમ્બે રીવ્યુ" પત્રમાં એમણે આપવા માંડ્યા અને પાછળથી એ પ્રવાસમાં

મળેલા અનુભવનું દોહન કરીને "ગુજરાત અને ગુજરાતીઓ" એ નામે એક પુસ્તક એમણે અંગ્રેજીમાં પ્રસિદ્ધ કર્યું. આ પુસ્તકે મલબારીની કીર્તિમાં વધુ ઉમેરો કર્યો. ગુજરાતમાં વસતા હિન્દુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી, મારવાડી, શ્રાવક, આદિ તમામ પચરંગી મનુષ્યોની વિલક્ષણતા, માન્યતા, રહેણીકહેણી, ધર્મભાવના, વગેરેનું લલિત, સચોટ અને હાસ્યરસથી ભરપૂર વર્ણન આ પુસ્તકમાં કરવામાં આવેલું છે. મલબારીની પીંછીથી એક ઉત્તમ કળાવાનને જેબ આપે તેવાં મનોહર ચિત્રો દોરાયાં હતાં અને તે જીવંત નમૂનાઓ પરથી મૂર્તિમંત થયાં હતાં તેથી વધુ આકર્ષક બન્યાં હતાં. આ પુસ્તક દેશી તેમ જ પરદેશી જનોમાં ઝડપથી લોકપ્રિય થઈ ગયું, અને એની ઘણી આવૃત્તિ ત્યાર પછી બહાર પડી છે. આ પુસ્તકની પ્રશંસા ઈંગ્લંડ, ફ્રાન્સ અને અમેરિકાનાં ઘણાં જાણીતાં વર્ત્તમાનપત્રો અને માસિકોમાં થયલી છે, એ જ એની બહોળી વિખ્યાતિનું માપ છે.

ઉપર જણાવેલું પત્ર "ધી ઈન્ડીઅન સ્પેક્ટેટર" આ અરસામાં "મુશ્કેલીએ દમ ખેંચતું હતું" અને એના માલિકોને ચાલુ ખોટમાં ઉતરવું પડતું હોવાથી તેઓએ તેને એક વ્હોરાને વેચી દીધું. થોડા જ વખતમાં એટલે ઈ. સ. ૧૮૮૦ની શરૂઆતમાં મલબારીએ આખરે એ પત્ર પોતે વેચાતું લઈ લીધું. પોતાના ઉચ્ચ આશયો અને નિયમો પ્રમાણે આ પત્ર ચલાવવામાં મલબારીને કાંઈ જેવી તેવી મુશ્કેલીઓ નડી ન હતી, પણ તે એક વીરપુરુષને યોગ્ય દૃઢ આગ્રહથી એ

પત્રને વળગી રહ્યા, અને જો કે તે કમાણીના એક સાધન લેખે તો નિષ્ફળ જ નિવડ્યું, છતાં તેને આખા હિન્દમાં એક ઉચ્ચ નમૂના રૂપ અંગ્રેજી વર્ત્તમાનપત્ર તરીકે તેઓ દીપાવી શક્યા. એ પત્રના આ શરૂઆતના કાળમાં એમાંના લેખો પોતે જ લખવા, તેનાં "પ્રૂફો" પોતે જ તપાસવાં, તે છપાઈ રહ્યા પછી એ પત્રની નકલો પોતે જ વાળવી, બહાર ગામનાં ગ્રાહકો પર ટપાલમાં પણ તે પોતે જ બીડવી અને ગામનાં ગ્રાહકોમાં પોતે જ ગાડી કરીને વહેંચવા નીકળવું!— એક પત્રકારની આ મુશ્કેલીઓ જુઓ, અને તે મલબારીના જેવા ઉચ્ચ ઉડ્ડયનોમાં વિહાર કરતા આત્માની આ સ્થૂળ મુસીબતોનો ખ્યાલ કરો! પણ મલબારીએ એથી જરા પણ હારી ખાધું નહિ. એ પત્ર ચલાવવા માટે ધીમે ધીમે કેટલાક સહૃદય મિત્રોની મદદ મલબારીને મળતી રહી હતી. આ પત્રની કીર્ત્તિ આખા હિન્દુસ્થાનમાં અને વિલાયતમાં પ્રસરી અને દૃઢ થઈ. ઘણી વેળા અનેક જાહેર પ્રશ્નો અને રાજાપ્રજાની વિરોધભાવનાના પ્રસંગો ઊભા થતાં જ્યારે હિન્દુસ્થાનનાં જૂદાં જૂદાં વર્ત્તમાનપત્રોમાં જોશભરી ચર્ચા ચાલતી અને તેમાં હડાયુદ્ધ થતું, કે જાહેર પુરુષો અને સરકાર વચ્ચે કડવાશ ઊભો થતો, તે વેળાએ એ પોતે એમના આ પત્ર મારફતે એ પ્રશ્નો પર કાંઈ નવો જ પ્રકાશ ફેંકતા અને તેઓનું નિરાકરણ એવી સતેજ બુદ્ધિ અને સરળ વૃત્તિથી કરતા, કે તે સર્વનું સમાધાન થતું અને અઘરા પ્રશ્નોનો સહેલાઇથી ઉકેલ થતો. મલબારીના હૃદય પર કોઈ પણ રીતનું આવરણ

હતું નહિ, તેમ જ કોઈ પણ ખાસ મંડળના સાંકડા વિચારોથી તે કદી બંધાયું ન હતું, એટલે અપક્ષપાતપણે પોતે પોતાના વિચારો દર્શાવતા અને દીર્ઘદૃષ્ટિથી પોતાને જે ખરૂં લાગતું તે દેશી કે પરદેશીને સાફ દિલે કહી દેતા. એમની આવી રીતિથી એમને માટે રાજા કે પ્રજામાં ઘણું માન રહેતું અને સર્વ કોઈ એમની સલાહ પૂછતા. લૉર્ડ નૉર્થબ્રૂકથી માંડીને હિન્દુસ્થાનના દરેક વાઈસરાય તથા ગવર્નરની ખાસ મિત્રાચારીનું માન મલબારીને મળ્યું હતું, અને રાજ્યવહિવટને લગતા અગત્યના સવાલો માટે ઘણી વેળા સરકાર એમની સલાહ આગળથી લઈ રાખતી હતી. એક પત્રકાર લેખે મલબારીની લેખનશક્તિ કેટલી બળવાન થઈ પડી હતી, તેનું આ પ્રત્યક્ષ ચિત્ર છે.

મલબારીને એક ઊચી પ્રતિનું રોજીંદું પત્ર કહાડવાની ઘણી ઇચ્છા હતી, પણ તે તેઓ પૂરી પાડી શક્યા નહિ. એ એમ કહેતા હતા કે આ દેશના લોકમતને કેળવવા, તેને રાજનિષ્ઠ અને હિતકારક પન્થે દોરવવા તથા સરકાર અને પ્રજા વચ્ચે ઊભી થતી ગેરસમજુતી દૂર કરવાને એક “પ્રેસ ઍક્ટ” એટલે છાપાને લગતા કાયદાની જરૂર ન હતી, પણ એક સાર્વભૌતિક (Imperial) અને વ્યવહારકુશળ છાપાની અગત્ય હતી. દૈવયોગે હિન્દ અને બ્રિટાનિયાનું ભવિષ્ય સાથે જોડાયલું હોવાથી એ બન્નેની પ્રજાઓએ પોતાના ગુણદોષોનું તોલન ખુલ્લા દિલે કરીને બન્નેએ સ્નેહ વધારવા એકમેકના ગુણોનો વધુ પરિચય કરવો, અને એ બે મહા-

પ્રજાઓના અંતરસંમિલનમાંથી એવો પ્રકાશ ઉત્પન્ન કરવો કે જેથી સારી દુનિયાને લાભ થાય, અને પૂર્વની પ્રજ્ઞા અને પાશ્ચિમની પ્રવૃત્તિના યોગથી પૃથ્વીપરના સર્વ જનબન્ધુઓને સુખ અને સન્તોષનો આસ્વાદ મળે: આવી આવી ઉચ્ચ ભાવના મલબારીના હૃદયમાં સતત ઘૂમતી હતી. જો કે એમની એ ભાવનાનું ફળ તો એમના પોતાના વખતમાં અપ્રાપ્ય હતું, છતાં મલબારી જેવા મહાપુરુષને તો એ ઇચ્છા ઇષ્ટ હતી અને એ કાર્ય પ્રાપ્ત કરવાને પ્રવૃત્ત થવામાં જ પોતાનો ધર્મ સમજાતો હતો. આવા વિચારના વધુ ફળ રૂપે ઈ. સ. ૧૯૦૧ માં એમણે "East & West"—"પૂર્વ અને પશ્ચિમ"—એ નામે એક માસિક પ્રવર્તાવવા માંડ્યું. યૂરોપમાં જે ઊંચી પ્રતિનાં માસિકો બહાર પડે છે, તેવી જ ઢબ પર આ પણ નીકળ્યું અને ઈંગ્લંડ તથા હિન્દના અમીર ઉમરાવો, રાજામહારાજાઓ, વિચારકો, વિદ્વાનો, વગેરેના લેખો એમાં આવવા માંડ્યા. એ માસિકમાં પૂર્વ અને પશ્ચિમના વિચારોની છૂટથી આપ–લે થતી હતી. પણ મલબારીએ જે દૃષ્ટિબિન્દુથી આ માસિક કહાડ્યું હતું તે ધીમે ધીમે કાંઈક ઝાંખું પડવા માંડ્યું, અને પાછળથી એમાં કેવળ તત્ત્વજ્ઞાન અને સાહિત્યને લગતા જ વિષયો લખાવા લાગ્યા, જો કે એ લેખોમાં પૂર્વ અને પશ્ચિમના વિચારોનું સારૂં સંમિલન થયલું દૃષ્ટિગોચર થતું. મલબારીના અવસાન પછી આ માસિક હજી ચાલુ રહ્યું છે, અને હાલમાં તે મલબારીના એક પરમ મિત્ર અને અંગ્રેજીમાં એમનું જીવનચરિત્ર લખનાર

સરદાર જોગેન્દ્રસીંગના કુશળ હસ્તમાં ગયું છે. મલબારીનું આ સાહિત્યસન્તાન અને પવિત્ર સ્મરણશેષ દિનપ્રતિદિન વૃદ્ધિ પામો, અને એમના ઉચ્ચ આશયોનું જે બીજ એમાં રહેલું છે તે કાળે કરીને ફાલીફળીને ઉપકારક બનો! અસ્તુ!

મલબારીનું એક પત્રકાર લેખેનું જીવન એવી રીતે ધન્ય બન્યું હતું. એમના લેખોની શુદ્ધ, સચોટ અને માર્મિક ભાષામાં કાંઈ અજબ મોહિની હતી, જે હિન્દુસ્થાનના બીજા કોઈ પણ અંગ્રેજી ભાષાના લેખકમાં જવલ્લે જ જણાતી હતી. ડહાપણ, દીર્ઘદૃષ્ટિ, જનસ્વભાવનું સચોટ જ્ઞાન, ઊંડી નિરીક્ષણ-શક્તિ, મનુષ્યમાત્ર તરફ સમભાવ, સતત ઉદ્યોગ, નિઃસ્વાર્થી સ્નેહવૃત્તિ, આદિ અનેક ગુણોથી એમના ઉત્તમ લેખો ભરપૂર છે. અંગ્રેજી કવિ ડ્રાઈડને કહ્યું છે કે,

"Errors, like straw, upon the surface flow;
He who would search for pearls must dive below."[1]

તેમ એક પત્રકાર લેખે મલબારીની ભૂલો ઉપલકિયા જોનારાઓને, પાણી પર તરતા તણખલાની માફક, જણાઈ હશે, પણ એમના લેખોનાં મોતી શોધી કહાડવાને માટે તો એમના હૃદયસાગરના ઊંડાણમાં ડૂબકી મારવાની અગત્ય છે. ભૂલ એ તો મનુષ્યત્વનું પુણ્યદ્વાર છે, અને એ દ્વારમાંથી જ પસાર થઈને દેવત્વ તરફ જવાય છે. મલબારીના ઉત્તમ અંગ્રેજી લેખોનો એક સંગ્રહ ઈશ્વર કરશે તો જલદીથી

1. Dryden's "All for Love: Prologue."

બહાર પડશે, અને એમના પરમાર્થી જીવનના ઉત્તમ વિચારોનો લાભ હાલની તેમ જ ભવિષ્યની પ્રજાને જરૂર મળશે જ. પત્રકારો તો ઘણા થયા છે અને થશે, પણ મલબારીનો પ્રભાવ ઓર જ હતો, અને એમના લેખો વાંચતાં—અને એમની કલમથી બીજા તેવા જ નવીન લેખો વાંચવાનું હવે ભાગ્ય નહિ રહેતાં—મહાકવિ વર્ડ્‌સ્વર્થનાં વચનોમાં કાંઈક ફેરફાર કરીને હૃદયથી એમ બોલી જવાય છે કે,

"But *he* is in *his* grave, and oh!
The difference to me!"[1]

## મલબારી અને સંસારસુધારો

વસન્ત ઋતુના આગમન આગળ પૃથ્વી ઉપર તીવ્ર પવન વાય છે, અને એ પવનના સપાટાથી જેમ પૃથ્વી ઉપર પડેલાં પાંદડાં ઘસડાઈ જાય છે તેમ ઝાડ ઉપર લટકતાં સૂકાં પત્રો પણ છેવટનાં ખરી પડે છે, અને આખરે તે પર ધીમે ધીમે નવી કુંપળો ફૂટીને પોતાના અલૌકિક હાસ્યથી વસન્તને વધાવે છે. જેમ દર વર્ષે કુદરતમાં ચાલતો આ ક્રમ આપણે અનુભવીએ છીએ, તેમ માનવસૃષ્ટિમાં પણ વખતોવખત બનતું આવે છે. ગરમ મોસમમાં જેમ બને તેમ થોડાં, હલકાં અને સુંવાળાં વસ્ત્રો આરામ આપે છે, તો ઠંડીમાં જાડાં, ગરમ અને ખરબચડાં વસ્ત્રો શરીરને હૂંફ આપીને તેનું રક્ષણ કરે છે. પ્રસંગ તેવું વર્ત્તન, એ તો જીવનનો પ્રથમ આદેશ છે, અને

1. Wordsworth: "She dwelt among the untrodden ways."

એ આદેશમાં જ જીવનનો સંવાદ (harmony) મળી શકે છે. જેટલો વ્યક્તિ માટે તેટલો જ સમષ્ટિ માટે પણ આ નિયમ ખરો છે, અને દુનિયાના ઇતિહાસ ઉપર નજર નાંખતાં આપણે એ જ જોઈએ છીએ કે જે જે પ્રજાઓ બદલાતી સ્થિતિને દેશકાલાનુસાર આધીન થઈને પોતાના રીતરિવાજોમાં યોગ્ય ફેરફાર કરતી રહી તે સર્વ પ્રજાઓ પોતાનું વ્યક્તિત્વ અને શ્રેષ્ઠત્વ જાળવી શકી હતી. પાણીના બળવાન રોહની સ્હામે થવામાં વીરત્વ કે ડહાપણ કામ લાગતાં નથી, પણ તેને યોગ્ય માર્ગ આપીને અનુકૂળ વાટે દોરવવાથી આસપાસની તમામ ભૂમિને ફળદ્રૂપ કરવાનું તે સામર્થ્ય ધરાવે છે, અને એવી રીતે તે વિરોધી ના થતાં ઉલટો ઉપકારક બને છે. આર્યભૂમિના ઇતિહાસમાં ઊંડી દૃષ્ટિથી જોતાં આપણને એવું જ કાંઈ દેખાય છે, કારણ જ્યારે જ્યારે દેશકાળ ફર્યો, ત્યારે ત્યારે એ પ્રજાના વિચારકો અને નેતાઓએ તે તે સ્થિતિને અનુરૂપ નવાં શાસ્ત્રો ઘડ્યાં, અને એવી રીતે ભરતખંડની જૂનામાં જૂની પણ અજબ આન્તરશક્તિ ધરાવતી પ્રજાનું જીવન કાળના અનેક મારા છતાં અખંડ અને સમગ્ર રહેવા પામ્યું. મહાભારતની લડાઈ પછી હિન્દમાં પાનખર ઋતુ બેઠી અને ધીમે ધીમે શિયાળાની રાત લાંબી થતી ચાલી. પરદેશીઓ અને મોગલોના હુમલા અને સારામાઠા રાજ્ય અમલ હેઠળ હિન્દની સ્થિતિ અસ્થિર અને વિહ્વળ બની. એ બધા અન્ધાધુન્ધીના વખતમાં હિન્દની પ્રજામાં અનેક રીતરિવાજો દાખલ થયા, અને તેમાં બાળલગ્નનો બૂરો ચાલ પ્રથમ હતો.

હિન્દની પાછલા વખતની નિર્બળતા અને કાયરતાનું મુખ્ય કારણ એજ હતું. અંગ્રેજોના આગમન પછી ધીમે ધીમે હિન્દમાં શાન્તિ પ્રસરી, અને દેશના વિચારકો તથા નેતાઓને દેશનો ફરીથી ઉદ્ધાર કરીને તેને પાછો તેની અસલ સ્થિતિએ લાવવાના ઉપાયો યોજવાનો વિચાર કરવા વખત મળ્યો. એ સર્વની પ્રથમ દૃષ્ટિ બાળલગ્નો ઉપર જ પડી, અને એ જ બાળલગ્નથી દેશમાં વધી પડેલી અનાથ વિધવાઓનાં અસહ્ય દુઃખોએ તેમનાં હૃદયને હલમલાવ્યાં. એ કાળમાં આપણા ગુજરાતમાં કવિ દલપતરામ, નર્મદાશંકર અને નવલરામ, તથા મહિપતરામ, ભોળાનાથ અને કરસનદાસ મૂળજી, વગેરે વીરપુરુષોના ભગીરથ પ્રયત્નો થયા હતા, અને હિન્દની પ્રજાને વળગી રહેલાં આ સૂકાં પત્રોને પોતાના મજબૂત સપાટાથી ખેરવીને ઉડાવી દેવાના મહા પ્રયાસો ચાલુ હતા.

આ હાનિકારક રિવાજોને જૂના વિચારવાળાઓ ધર્મ અને શાસ્ત્રને બ્હાને ચીવટાઈથી વળગી રહ્યા હતા, એટલે એ ધર્મ અને શાસ્ત્રની જ શાખ દઈને તેઓના આ ખોટા અને અજ્ઞાનથી બન્ધાયલા વિચારોનું ખંડન કરવાની ફરજ એ સર્વ સુધારકોને માથે પડી હતી. હિન્દુધર્મનાં મૂળતત્ત્વોમાં અને તેનાં શુદ્ધ શાસ્ત્રોમાં આ પાછળથી ઘુસી ગયલા આચારોનો છાંટો પણ ન હતો તે બતાવવા તેઓએ બનતું કર્યું. સુભાગ્યે એ જ અરસામાં યૂરોપીય સંસ્કૃત વિદ્વાન પ્રોફેસર મૅક્સ મૂલરે આર્યોનાં મૂળ ધર્મશાસ્ત્ર વેદોનું સંશોધન કીધું અને પાછળથી એ જ વિદ્વાને પોતાનાં "Hibbert Lectures"

એ નામે રસિક અને ઊંડી વિદ્વત્તાથી આપેલાં ભાષણોમાં દુનિયાના બધા ધર્મોનાં મૂળ અને વિકાસ ઉપર એ જ વેદોને આધારે સબળ પ્રકાશ નાંખ્યો. આપણે ઉપર નોંધી ગયા છીએ તેમ મલબારીને એક સંસારસુધારક લેખે બહાર પડવાની તીવ્ર ઇચ્છા હતી, અને જ્યારે પોતે ગુજરાતના પ્રવાસે ગયા હતા ત્યારે જ પ્રથમ એમના અંગ્રેજી કાવ્ય-પુસ્તક માટેનો <u>પ્રસંશાપત્ર</u> એમને મૅક્સ મૂલર તરફથી મળ્યો હતો. આ પત્ર ઉપરથી આ પૂર્વ અને પશ્ચિમના વિદ્વાનો વચ્ચે મિત્રાચારી બન્ધાઈ, અને મૅક્સ મૂલરે પોતાનાં ઉપલાં ભાષણો પ્રત્યે મલબારીનું ધ્યાન ખેંચ્યું, અને એ ભાષણોનાં ભાષાન્તર હિન્દની અનેક દેશી ભાષાઓમાં થવાની ઇચ્છા દર્શાવી. મલબારીને એ ભાષણોમાં ઊંડું સત્ય અને રહસ્ય દેખાયું, અને પોતે જે શોધતા હતા તે જ મળી આવેલું જોઈને સન્તોષ પામ્યા. મલબારીએ ઉમંગથી એ કાર્ય તુરત હાથમાં લીધું અને તે પાર પાડવા માટે અનેક ઉપાયો યોજ્યા. એમણે હિન્દના જૂદા જૂદા ભાગોમાં પ્રવાસ કીધો, ત્યાંના અમીર ઉમરાવો તથા વિદ્વાનોની સહાય માગી, સભાઓ ભરીને ભાષણો કીધાં અને એવી રીતે હિન્દની પ્રજામાં પોતાના અસલ ધર્મને માટે નવીન ઉત્સાહ ઉમેર્યો. સરકાર તરફથી પણ આ કામમાં મલબારીને કાંઈક મદદ મળી હતી, પણ મલબારીએ આ કાર્ય માટે લગભગ પાંચ વર્ષ સુધી ખરેખરી મેહેનત લીધી અને જૂદી જૂદી ભાષાના વિદ્વાનોની સહાયથી મૅક્સ મૂલરનાં ભાષણોનાં ભાષાન્તર સંસ્કૃત, હિન્દી, બંગાલી,

મરાઠી, તામિલ અને ગુજરાતી ભાષામાં બહાર પાડ્યાં. ગુજરાતી ભાષાન્તરનો અર્ધો ભાગ ખુદ મલબારીએ કીધો હતો અને બાકીનો એમના સહકારી મિ. નવરોજજી મનચેરજી મોબેદજીનાને હાથે થયો હતો. જો કે આ સર્વ પ્રવૃત્તિનું ધાર્યું પરિણામ તુરતમાં કાંઈ આવ્યું નહિ, તથાપિ એ ભાષણોની અસર ધીરે ધીરે હિન્દના જૂદા જૂદા ભાગોમાં પ્રસરી અને હિન્દુ સંસારસુધારાના કાર્યને ઘણી સહાયકારક થઈ પડી.

ઉપલાં ભાષણોનો હિન્દમાં બહોળો પ્રસાર કરવામાં મલબારીની મૂળ મતલબ એ હતી કે આ દેશમાં મજબૂત જડ ઘાલી બેઠેલા ઘણાક રિવાજોનાં મૂળ ધર્મશાસ્ત્રમાં છે, એવી જે સામાન્ય જનની માન્યતા હતી તે ખોટી હતી, અને મૂળ શાસ્ત્રોમાં એવા રિવાજોનું નામનિશાન પણ ન હતું, તે બતાવી આપવું. બ્રાહ્મણવર્ગે પ્રવર્તાવેલા આચારોની જાળમાં હિન્દુ સંસાર સજ્જડ જકડાયલો પડેલો હતો, જેમાંથી તેને છોડવવાને ભગીરથ પ્રયત્નો કરવાની જરૂર હતી. હિન્દી જનોને પોતાના પૂર્વજોની મ્હોટાઈની વાતો જ કરવામાં અભિમાન ઉપજતું, પરંતુ જે ઝરણાં કંઈક કાળનાં સૂકાઈ ગયલાં હતાં તેના સ્મરણમાં જ સન્તોષ માનવા કરતાં પોતાના પગ આગળ હજી પણ અમૃત વહેતી ગંગાને જોવા અને તેની શક્તિનો ઉપયોગ કરવામાં જે લાભ મળી શકે, અને તેથી પોતે પણ પોતાના પૂર્વજોના જેવા મહિમાવાન થઈ શકે, તે તે જોઈ શકતા નહિ. રામમોહન રાય, કેશવચંદ્ર સેન, મહાદેવ ગોવિંદ રાનડે, આદિ જેવા મહાપુરુષોએ એ પોતાના હિન્દી બન્ધુઓની આંખો

ખોલવા કાંઈ થોડું કીધું ન હતું. મલબારી જો કે જાતે હિન્દુ ન હતા, પરંતુ આત્માએ એક હિન્દી હતા, અને એ પોતાના હિન્દી પિત્રાઈઓના સંસારની દુઃખી સ્થિતિ જોઈને પોતે ખરી દાઝથી તે મટાડવાને તત્પર થયા. એ દુઃખોની છાપ એમના કવિહૃદયમાં તો ઘણાં વર્ષોથી પડેલી હતી અને એમના "નીતિવિનોદ"માં સંસારસુધારાને લગતા ઘણા પ્રશ્નો ઉપર હૃદયવેધક કવિતાઓ લખાયલી હતી. "પ્રીછે ના 'પતિ' અર્થ, પતિ ત્યારે મળે,"[1] એવા બાળલગ્નથી પીડાતી હિન્દુ નારીનાં દુઃખ જોઈને "પિતા! બચપણથી ના પરણાવો રે,"[2] એ કરુણ ગરબીમાં એવા સંસારનું લાગણીભર પણ તાદૃશ્ય ચિત્ર એમણે આપેલું હતું, અને છેવટે "ચાર મોત પિતા! તારે હાથ!" એ સચોટ શબ્દોમાં બાળલગ્નથી પરિણમતા ઘોર પાપના ભારનું સ્મરણ એ જ કાવ્યમાં દીધું હતું. "હિન્દુ આગેવાનોને સૂચના,"[3] એ કાવ્યમાં પણ હિન્દુ નરોને સખત ફટકો માર્યો હતો:

> "રાંડ મરે તો સાંઢ ફરે ને બ્રાહ્મણ સુખથી તે પરણાવે;
> કુંથ ચયા તો પંથ ઊઠીને ખટપટ જૂઠી ધૂમ મચાવે!"

આ સંસારસુધારાના કાર્યમાં બ્રાહ્મણવર્ગનો સ્વાભાવિક રીતે સખત વિરોધ હતો, અને હજી પણ છે, અને એ બ્રાહ્મણોથી અન્ધ જનોની માફક દોરાતા સામાન્ય પ્રજાજનમાં કેળવણીનો પૂરતો પ્રકાશ થાય નહિ ત્યાં સૂધી કોઈ પણ સુધારાની ફતેહ માટે મલબારીને શક હતો. પણ હિન્દની કરોડોની સંખ્યામાં વસતી પ્રજામાં સમગ્રપણે એવો પ્રકાશ

૧. પૃષ્ઠ. ૪૩. ૨. પૃષ્ઠ. ૪૭. ૩. પૃષ્ઠ. ૫૫.

થોડાં વર્ષમાં આવી જાય, એ અશક્ય હતું. મલબારી કહેતા કે ખુદ સરકાર જો આ સવાલ હાથમાં લે તો જ હિન્દની રીબાતી બાળાઓનો ઉદ્ધાર થઈ શકે. સરકારે જેમ સતી થવાનો અને દેવીને બાળકોનો ભોગ આપવાનો દુષ્ટ ચાલ કાયદો કરીને બન્ધ કીધો, તેમ બાળલગ્નો પણ કાયદો કરીને અટકાવે એવી મલબારીની ઇચ્છા હતી. એ પ્રશ્ન એમણે હિન્દના અધિકારી વર્ગમાં ઘણો ચર્ચ્યો હતો, તેમ જ ઈંગ્લંડમાં પણ એને માટે એમણે ઘણી ચર્ચા ઉત્પન્ન કીધી હતી; પરંતુ સરકારે પોતાની અસલ નીતિને અનુસરીને હિન્દી પ્રજાના સાંસારિક પ્રશ્નોમાં માથું મારવા સાફ ના પાડી. એ વેળાએ હિન્દના વાઈસરાયપદે લૉર્ડ રીપન હતા. હિન્દના પ્રજામતને આ સુધારાની તરફેણમાં લાવવાનું કાર્ય મહર્ષિ રાનડેને સોંપીને મલબારી પોતે ઈંગ્લંડ ગયા હતા. હિન્દમાં—અને ખાસ કરીને બંગાલામાં—સરકાર આ વિષયમાં માથું ઘાલે તે માટે સખત વિરોધ ઉત્પન્ન થયો હતો, અને જેમ મહર્ષિ રાનડેને તેમ મલબારીને અનેક નિન્દા અને કટુ વચનોનો માર સહેવો પડ્યો. પણ આખરે મલબારી ઈંગ્લંડથી પાછા ફર્યા અને વાઈસરાયની કાઉન્સીલે અનેક હિન્દી સભાસદોના વિરોધ છતાં—"સમ્મતિવયનો કાયદો" પસાર કીધો.

પોતાની આટલી બધી પ્રવૃત્તિનું પરિણામ આટલું જ આવેલું જોઈને મલબારીને ઘણી નિરાશા ઉપજી હતી. ખાસ કરીને પોતાના દેશી બન્ધુઓને જ આ તેમના નિર્મળ દેશ-સેવાના નિઃસ્વાર્થી કાર્યમાં વિરુદ્ધ પડેલા જોઈને એમને જેવો

તેવો ખેદ ઉત્પન્ન થયો ન હતો. એ દેશી બન્ધુઓમાં કાંઈ માત્ર જૂના વિચારવાળા કે વૃદ્ધો જ ન હતા, પણ નવી પાશ્ચાત્ય કેળવણી પામીને વિદ્યાલયની મ્હોટી મ્હોટી ઉપાધિઓ મેળવીને પ્રસિદ્ધિ પામેલા કેટલાક વિદ્વાનો પણ હતા. જેમ હિન્દી પ્રજા કુંભકરણની ગાઢ નિદ્રામાં પડીને પોતાનું સર્વસ્વ નાશ થતું હતું તે જોવાની પણ કાંઈ દરકાર કરતી ન હતી, તેમ બીજી બાજુથી પરદેશી અને પરધર્મી સરકારે પણ હિન્દના સાંસારિક વિષયો પ્રતિ કુંભકરણની જ સ્થિતિ ધારણ કીધી હતી, અને એ રીતે હિન્દુઓના આવા કેટલાક રાક્ષસી રીતરિવાજો અને વ્હેમોથી ભરેલા હિન્દુ સંસારને સુધારવાનું કાર્ય લંકાનો ગઢ જીતવા કરતાં પણ વધુ દુર્ઘટ થઈ પડયું હતું. વધારે ખેદજનક તો એ હતું કે ઘણા સુધારાવાળાઓ લોકોને બોધ દેવામાં એક્કા હતા, પણ તે પ્રમાણે જ્યારે પોતાને વર્ત્તન કરવાનો વખત આવતો ત્યારે અનેક બ્હાનાં કહાડીને પોતાનો યથાર્થ ધર્મ બજાવતા ન હતા. એવાઓને પણ મલબારીએ ઉઘાડા પાડવામાં પાછી પાની કહાડી ન હતી. એમણે ખુલ્લે ખુલ્લું કહી દીધું છે કે,

"બોલ્યું પાળો રે દેશિયો! નહિતર બોલો ન મિથ્યા બોલ;<br>
થૂંક્યું ચાટો કાં દ્વિ વેશિયો? પાળો આપ્યો પવિત્ર જ કોલ.<br>
ભાષણ ભૂંકો રે મનભાવતાં, લાંબા હાથ ને ફરતી ડોક;<br>
અવસર કામનો રે આવતાં, કાયર ન્હાસો મૂકી પોક!"[1]—

---

૧. "બોલ્યું પાળો.–પૃષ્ઠ ૫૬.

ખરૂં છે કે ન્યાતજાતનું બન્ધારણ ઘણું મજબૂત છે, અને એ ન્યાતમાં રહેનારાને ચાલતા આવેલા રિવાજોની વિરુદ્ધ થવું બહુ અઘરૂં કામ છે, છતાં જે પ્રજાના નેતા થવાની અને તેને યોગ્ય માર્ગે દોરવવાની અભિલાષા રાખે છે તેણે તો માત્ર કાર્ય પ્રતિ જ જોઈને પોતાનો ધર્મ બજાવવો જોઈએ, અને વખત આવ્યે પોતાના જ દૃષ્ટાન્તથી પોતાના સિદ્ધાન્તની પ્રતિષ્ઠા કરવી જોઈએ. એવા મનોબળ વગર કોઈ પણ સુધારાના કાર્યને પુષ્ટિ મળી શકતી નથી. મલબારીને પોતાને આ સર્વ પ્રવૃત્તિમાં અનેક દિશા તરફથી પ્રહાર જ થયા હતા, પરંતુ તેથી જરા પણ ડરી ના જતાં ઉલટા વધુ દૃઢતાથી તે એ કાર્ય પર જ મંડ્યા હતા, અને પોતાના મનોબળને તેમણે જરા પણ હઠવા દીધું ન હતું.

## મલબારીની પ્રકીર્ણ લેખનપ્રવૃત્તિ

આ બધા સંસારસુધારાની ગડમથલમાં મલબારીની લેખનપ્રવૃત્તિ કાંઈ મન્દ પડી ન હતી. ઉલટી તે તો દિન પ્રતિ-દિન વધુ પ્રકાશમય બનીને વધતી જ ચાલતી હતી. એમનું શરીર જેટલું ઉદ્યોગી હતું તેટલું જ એમનું મન પણ હતું. ઇ. સ. ૧૮૭૮માં એમનું બીજું ગુજરાતી કાવ્યપુસ્તક નામે “વિલ્સન વિરહ” બહાર પડ્યું. ડાકટર વિલ્સન તરફ એમનો કેવો પૂજ્યભાવ હતો અને એ વિદેશી ગુરુ માટે એમને કેટલી પ્રીતિ હતી, તે આ તેમના મરણ નિમિત્તે લખાયલા વિરહગાનથી જણાઈ આવે છે. આ પુસ્તકમાંના કેટલાક ભાગોમાં

લાગણી ખરા વેગથી વહી છે, અને એમાંનાં કેટલાંક કાવ્યો તો ઘણાં જ મધુર હોઈ કવિતાનાં ઉજમાળાં દર્શન આપતાં હતાં. એ માટે વધુ વિસ્તારથી આગળ ઉપર બોલવામાં આવશે. એની શૈલી "નીતિવિનોદ"માંનાં કાવ્યો કરતાં વધુ સરળ, સ્વાભાવિક અને સુન્દર હતી અને તેમાં વર્ણનશક્તિ તથા વિચારની સાથે કોમળ અને ઉચ્ચ ભાવોનું સારૂં મિશ્રણ થયું હતું. એ પછી ઈ. સ. ૧૮૮૧માં "સરોદે ઇત્તેફાક" નામે ત્રીજું ગુજરાતી કાવ્યપુસ્તક પ્રગટ થયું. આ ન્હાની પોથીમાં ફારસી શૈલીમાં કવિતા તથા ગીતો લખાયલાં હતાં, એટલે પારસી ભાઈઓને આ પુસ્તક "નીતિવિનોદ" કે "વિલ્સન વિરહ" કરતાં વધુ પસંદ આવ્યું. એની શૈલી અને એમાંના વિચારો જોતાં એમ લાગે છે કે એમાંની કવિતાઓ મલબારીની ઘણી ન્હાની ઉમરમાં લખાયલી હશે. એ પછી લગભગ એક દસકો સંસારસુધારાની લડતમાં ગયલો હોવાથી મ્હોટે ભાગે એમનાં લખાણ અંગ્રેજીમાં એમના "ઈન્ડીઅન સ્પેક્ટેટર"માં થયાં હતાં તે જ હતાં. એ પછી બાળલગ્નોનો અટકાવ કરવામાં સરકારની સહાય મેળવવા અને બ્રિટિશ પ્રજામતને કેળવવાના ઈરાદાથી મલબારી ઈ. સ. ૧૮૯૦માં યૂરોપને પ્રવાસે ગયા. મલબારીએ પોતાની પદ્ધતિ મુજબ ઇંગ્લંડમાં ફરીહરીને અંગ્રેજોની રહેણીકહેણીનો અભ્યાસ એ દરમિયાન બહુ બારીકી-થી કીધો, અને એના પરિણામ રૂપ ઈ. સ. ૧૮૯૩ માં એમણે પોતાનું ત્રીજું અંગ્રેજી પુસ્તક " The Indian Eye on English Life"—"અંગ્રેજોના જીવનની એક હિન્દીની નજરે તપાસ"—

એ નામે પ્રસિદ્ધિ પામ્યું. "ગુજરાત અને ગુજરાતીઓ" એ પુસ્તકની માફક જ આમાં પણ ઊંડું અવલોકન હતું, અને એક હિન્દી વિદ્વાન અને સંસારસુધારકની રસિક દૃષ્ટિએ એમણે અંગ્રેજોના સંસારના ગુણદોષો એ પુસ્તકમાં અપક્ષપાતપણે ચર્ચ્યા હતા. આ પુસ્તકે તમામ યૂરોપમાં મલબારીની કીર્ત્તિમાં ઘણો વધારો કર્યો, અને ખાસ કરીને અંગ્રેજોને પોતાને માટે એક મહાન હિન્દી શું ધારે છે તે જાણવાનું તે એક રસિક સાધન થઈ પડ્યું. એ પછી તુરત જ ઈ. સ. ૧૮૯૪માં એમનું ચોથું ગુજરાતી કાવ્યપુસ્તક "અનુભવિકા"ને નામે બહાર પડ્યું. આ ન્હાના સંગ્રહમાં ખરા અનુભવના જ ઉદ્‌ગાર એકઠા થયલા હતા, અને એમાં મલબારીની શૈલી વધુ સરળ અને ઘટ્ટ થયલી દેખાતી હતી. ભોજા ભગતના ચાબખા જેવાં એમાં ઘણાં માર્મિક પદો લખાયલાં હતાં. એ પુસ્તક સાચા પુત્રભાવથી "ધન ધન ગરવી ગુજરાત"ને અર્પણ કરવામાં આવ્યું હતું. એ અર્પણપત્રિકાનું કાવ્ય વાંચીને કયા ગુજરાતીની આંખમાં ઝળઝળિયાં નહિ આવશે? મલબારીનો "કામ કરો જી કામ" એ જ મુદ્રાલેખ આ પુસ્તકમાં વિસ્તાર પામેલો છે, અને "કામ જ ભક્તિ, કામ જ મુક્તિ, કામ સ્વર્ગવિશ્રામ," એ સીધા અને સચોટ પણ કાવ્યતેજમાં બોળીને કહાડેલા બોધથી આ ન્હાના પુસ્તકનું વાતાવરણ "નીતિવિનોદ" કરતાં વધુ કવિતામય લાગે છે. ઈ. સ. ૧૮૯૮માં મલબારીનાં છેલ્લાં બે ગુજરાતી કાવ્યપુસ્તકો—"આદમી અને તેની દુનિયા," અને "સંસારિકા"—પ્રસિદ્ધ થયાં. "આદમી અને તેની દુનિયા" એ પોથી-

માંનાં કાવ્યો ફારસી શૈલીમાં લખાયલાં હતાં. મલબારીનું હૃદય આ કાવ્યોમાં કાંઈક મોકળાશથી વહ્યું છે, અને તેમાં તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ દુનિયાના અનેક રંગોની ખોળ ચલાવી છે. આદમી તે કોણ, આદમી તે શું, જીંદગીનો હિસાબ, વગેરે સવાલો પર કાંઈ કાંઈ પ્રકાશ દિવ્ય ભૂમિથી આવીને એમના હૃદય પર પડેલો લાગે છે. આ કાવ્યોની ભાષા જો કે ફારસી મૂળના શબ્દોથી ભરેલી છે અને ફારસી બયતની ચાલમાં એ કાવ્યો રચાયલાં છે, પણ તે સર્વ શુદ્ધ અને કર્ણપ્રિય થયલાં છે. બાળાશંકર, મણિલાલ અને કલાપીની ગઝલો જે ઢબ પર લખાયલી છે તેવી જ ઢબપર આ બયતો પણ રચાયલી છે. હિન્દુ વાચકોનું લક્ષ એ પુસ્તક તરફ ખેંચાયું હશે કે નહિ, તે જરાક શંકાસ્પદ વાત છે, પરંતુ મલબારીની કાવ્યશક્તિનું માપ તો એ જ પુસ્તકમાં વિશેષ જડે છે. કલ્પના, ભાવ અને વિચાર એ કાવ્યોમાં સમતોલ રહેલાં છે, તેમ જ એ કાવ્યોમાં મલબારીના પોતાના આ દુનિયાને લગતા અનુભવોનો અર્ક સમાયલો છે. "સંસારિકા" એ મલબારીનું સૌથી છેલ્લું અને સૌથી વધુ જાણીતું ગુજરાતી કાવ્યપુસ્તક છે. "સંસારના અવલોકને સૂચવેલા વિચારોના" આ સંગ્રહે મલબારીનું નામ ગુજરાતી કાવ્યસાહિત્યમાં અમર કીધું છે. એમાંનાં કેટલાંક કાવ્યો મધુર અને ખરા રસથી ઉભરાતાં છે, પણ તે સર્વમાં એમનાં દેશભક્તિનાં કાવ્યો પ્રધાન પદ પામે છે. એ સર્વ કાવ્યોમાં એમણે યત્નનો જ બોધ દીધો છે, અને "યત્ન રત્ન જીવનનું, વીરા ! યત્ન વિના સૂનો સંસાર"[1] એ વચનોમાં એમણે ગુજરાતને

[1] "યત્નરત્ન,"—પૃષ્ઠ ૮૯.

પોતાનો છેલ્લો સન્દેશ આપ્યો છે. મલબારીનું જીવન એ પુસ્તક પ્રગટ થયા પછી પંદર વર્ષ સૂધી લંબાયું હતું, પરંતુ એ વર્ષોમાં મલબારીની પ્રવૃત્તિ વધુ અને વધુ પરદુઃખભંજનનાં કાર્યોમાં થયલી હોવાથી એમની તરફથી ગુજરાતને બીજાં વધુ કાવ્યોનો લાભ મળી શક્યો નહિ.

### "સંસારિકા" અને મિ. જાઇલ્સવાળી ખટપટ

મહાપુરુષોની કીર્ત્તિ જગતને જેટલી પ્રકાશિત લાગે છે, તેટલી જ ઘણી વેળા તે કંઈ કંઈ ક્ષોભનું કારણ પણ થઈ પડે છે. વિરાટ દેહનો વીર ચાલે અને ધરણી હાલે, તેમ વિરાટ આત્મા પણ જગતને હલાવે છે. સૂર્યનો પ્રકાશ સારા જગતને જગાડનાર, હુલાવનાર અને ઉપકારક બને છે, તો ઘૂવડ જેવાં કોઈકને તે અન્ધ પણ કરે છે, પણ તેમાં સૂર્યનો તે કોણ દોષ કહાડશે? જગતનું રામાયણ ઉઘાડીને વાંચી જોતાં કંઈ કંઈ કૈકેયીને કંઈ કંઈ રામની કીર્ત્તિ દેખી શકાતી નથી, તે આપણે અનુભવીએ છીએ, અને ઈર્ષાની આગમાં બળતી એવી કૈકેયીઓનું જો ફાવે તો કંઈ કંઈ રામોને બાર બાર નહિ પણ બારસો વર્ષના દેશવટે તેઓ મોકલી આપે! ઈર્ષા એ તો કીર્ત્તિની સાવકી મા છે, અને દશરથ જેવા એ લલનાના તેજમાં અંજાઈને બન્ધાઈ ગયલાઓને ઘણી વાર પોતાના ઉત્તમમાં ઉત્તમ અને વ્હાલામાં વ્હાલા પ્રિય જનને પણ અન્યાય કરીને રોતી આંખે દૂર કરવાનો પ્રયત્ન પ્રાપ્ત થાય છે. મલબારીના પોતાના સમ્બન્ધમાં પણ એવું જ બન્યું છે, અને એ જ ઈર્ષાએ એમને પણ કાંઈ ઓછા હેરાન કીધા ન હતા તે પણ કાંઈક આપણે અહિં જોઈએ.

મલબારીની કીર્ત્તિ ધીમે ધીમે વધીને શિખરે પુગી હતી. અને એમની અપક્ષપાત, દૂરદર્શી, પ્રબુદ્ધ અને વિવેકી રીતિએ ધીમે ધીમે એમણે રાજાપ્રજા વચ્ચે એક મધ્યસ્થનું સ્થાન લીધું હતું. આમ હોવાથી સ્વાભાવિક રીતે એક તરફથી પ્રજાના અગ્રેસરોમાં તેમનું જેટલું માન હતું, તેટલું બીજી તરફથી સરકારના ઉપરી અધિકારીઓમાં પણ તેમનું ભારે વજન અને ચલણ હતું. હિન્દના વાઈસરાયો અને ગવર્નરો પૈકી કોઈ પણ એમના જીવનનાં છેલ્લાં ત્રીશ વર્ષ દરમિયાન એમની ખાસ મુલાકાત લીધા વગર રહ્યા ન હતા, અને હિન્દને લગતા તમામ અગત્યના પ્રશ્નો માટે તેઓએ હમેશાં એમની સલાહ લીધી હતી. આવા એક તેજસ્વી હિન્દી માટે જેમ કેટલાક અજ્ઞાન અને એમના તેજમાં અન્ધ થયલા દેશીઓ બળ્યાં કરતા હતા, તેમ કેટલાક ન્હાના અધિકારીઓની પણ એમના પ્રતિ કટુ દૃષ્ટિ હતી. જેઓને હિન્દમાં આવીને નવાબ સાહેબ બનીને માત્ર સાહેબી જ કરવાની હોંસ કે ટેવ હતી અને દેશીઓ ગમે તેવા વિદ્વાન, સુદ્ધા તથા હૃદય કે મનની ગતિઓમાં બળવાન હોય છતાં તેઓ પોતાનાથી તો નીચા જ છે, એવી વૃત્તિ અને એવો મિથ્યા જાતિ અહંકાર જેઓ ધારણ કરી બેઠા હતા, તેવા કેટલાક અંગ્રેજ અધિકારીઓને તો પોતાના ઉપરીઓ તરફથી મલબારીને જે સત્કાર મળતો હતો તે ઘણો ખૂંચતો હતો. એવાઓને જોહુકમ કરવાની ટેવ મલબારીને ન હતી, એટલે એવા અધિકારીઓ કાં તો મલબારીનાં જાહેર કાર્યોને ગણકારતા નહિ કે કાં તો તેઓને વગોવીને પોતાના મલિન હૃદયનું છૂપું વેર

લેતા. આવો એક પ્રસંગ ઈ. સ. ૧૯૦૦માં બન્યો, કે જેનાથી હિન્દુસ્થાનનાં ઘણાં ખરાં દેશી અને અંગ્રેજી વર્ત્તમાનપત્રોમાં ખળભળાટ મચ્યો, અને તેના પડઘા છેક ઈંગ્લંડ સૂધી પૂગ્યા.

આ ખળભળાટનું મૂળ કારણ ઈ. સ. ૧૮૯૮માં મલબારીનું છેલ્લું ગુજરાતી કાવ્યપુસ્તક "સંસારિકા" બહાર પડ્યું તે હતું. ઇ. સ. ૧૮૯૭ માં પૂણા ખાતે થયલા કાંઈક રાજદ્વારી ઉદ્વેગને લીધે અને પછી પ્રખ્યાત તીલક કેસને પરિણામે મુંબઈ ઈલાકાનું રાજદ્વારી વાતાવરણ કાંઈક ભારી થયલું હતું, અને તેને લીધે કેટલીક નિર્દોષ હિલચાલો, લેખો કે ભાષણો માટે પણ સરકારને શક ઉત્પન્ન થયો હતો. એ બધી પ્રજાની હિલચાલોનું હૃદય તપાસવા માટે મુંબઈ ઈલાકામાં ઈ. સ. ૧૮૯૯માં દેશી ભાષાઓમાં પ્રગટ થયલાં પુસ્તકો, ચોપાનિયાં અને વર્ત્તમાનપત્રો ઉપર પોતાનો "રીપોર્ટ" મોકલવાનું કામ સરકારે મુંબઈના કેળવણીખાતાના વડા મિ. જાઇલ્સને સોંપ્યું હતું. મિ. જાઇલ્સનો આ રીપોર્ટ તા. ૨૪મી જુલાઈ સને ૧૯૦૦ને દિને બહાર પડ્યો. આ રીપોર્ટમાં દેશી લેખોને મ્હોટે ભાગે કાળા જ ચીતરીને, કે નિર્માલ્ય અને દોષિત લેખોનાં ચાંદાં જ ચૂંથીને, સરકારની નજર આગળ કીડીનો કુંજર કરી બતાવવાનો આ યુવાન અધિકારીએ ભારે ઉત્સાહ દેખાડ્યો! આ રીપોર્ટની પૂરી કિંમત તો તે વાંચ્યે જ જણાય એમ છે, કારણ એમાં એક અધિકારીને ના છાજે તેવી ભાષામાં કેવળ ઉછાંછળા, છિછરા, અને ઉચ્ચ સાહિત્યની ખુબીઓથી બેખબર વિચારોનો એમાં ખીચડો જ કીધેલો નજરે આવે છે. દયા-

રામ જેવા ગુજરાતને માન્યવર, રસિક અને ભક્ત કવિને એમાં ભારે અપમાનભર્યા શબ્દોથી નવાજ્યા હતા, જે શબ્દ માત્ર ગૃહસ્થાઈ અને રસિકતાથી હીન હતા. એ રીપોર્ટમાંની આવી બીજી અયોગ્ય અને અજ્ઞાન ટીકાઓ સાથે અહિં કામ નથી, પણ એમાં મલબારીનાં "સંસારિકા"માંનાં કેટલાંક કાવ્યો ઉપર ઈર્ષાથી, ગેરસમજથી કે પછી બીજા કોઈ કારણથી મિ. જાઈલ્સે જે પ્રહાર કીધા હતા, તે જ આપણે જોઈએ.

મલબારીનાં મોભ્ભા અને કીર્ત્તિને ઝાંખાં પાડીને સરકારની નજરમાં એમને ઉતારી પાડવાના પ્રયત્ન કરવામાં મિ. જાઈલ્સે "સંસારિકા"માંનાં પહેલાં બે કાવ્યો—"ગુજરાતનું ભાવી ગૌરવ" અને "આપ મરે બિન સ્વર્ગ ન જાય"—એની ઉપર પોતાની ટીકાનો પાયો રચ્યો હતો. મિ. જાઈલ્સે પોતાના રીપોર્ટમાં ખુલ્લે ખુલ્લું કહ્યું છે કે એ કાવ્યોમાં મલબારીએ લોકોને પોતાની ઉપર પરાધીનતા અને ગુલામગીરીની જે ભારી ઝૂંસરી પડી હતી તે સંપ કરીને ઉડાવી દેવાને ઉશ્કેર્યા હતા, અને એમાંની બે ત્રણ કવિતાઓ ખુલ્લી રીતે "દેશાભિમાની" હતી! આ શબ્દોથી પ્રથમ તો એ જ પ્રાપ્ત થાય છે કે આ મહાન વિચારક અધિકારીને મન "દેશાભિમાન" તે જાણે એક મહા પાપ હતું! આ શબ્દો પણ સ્વતંત્રતાની હવામાં ઉછરેલા અને પોતાના દેશને ગર્વ અને પ્રેમથી ચહાતા એક અંગ્રેજના મુખમાંથી નીકળ્યા હતા! જો "દેશાભિમાની" થવું એટલે "રાજદ્રોહી" થવું એવો જ અર્થ આ દેશના અધિકારીઓ કરતા હોય તો આ હિન્દ ભૂમિને માટે ઘણું કાળું

ભવિષ્ય જ ચીતરી શકાય. પણ સુભાગ્યે **મિ. જાઇલ્સ** જેવા ટૂંકી કે ઊંધી દૃષ્ટિવાળા અધિકારીઓ ઝાઝા મળ્યા નથી, અને મળ્યા છે ત્યાંયે પવનના ઝપાટાએ ઘણી વેળા દીવો બૂજાઈ જવાના કરતાં વધુ દેદીપ્યમાન થાય છે તેમ એવાઓના પ્રહારથી હિન્દીઓનાં અન્તરમાં દેશાભિમાનનો ઝરો વધુ જોશથી વહેતા થયો છે. પણ અહિં ખાલી આ શબ્દની વિપરીત વ્યાખ્યાની જ વાત નથી. અહિં તો **મલબારીનાં** એ કાવ્યોમાં **મિ. જાઇલ્સે** હિન્દી પ્રજાને સરકારની સ્હામે ઉશ્કેરણી કરવાની જે મહાન શોધ કીધી હતી તેનું કામ છે!

"ગુજરાતનું ભાવી ગૌરવ" એ કાવ્ય ખરેખરા ઊંડા દેશપ્રેમથી છલોછલ ભરેલું છે, અને એમાં સરકારની સ્હામે ઉશ્કેરણી કરવાનો ભાવ ક્યાં રહ્યો છે તે તો ગમે તેટલી લમ્બાઈ પહોળાઈ અને ઊંડાઈએ શોધતાં પણ ક્યાંયે અમને કે ગુજરાતી ભાષા જાણનાર કોઈને પણ જડતું નથી! એ આખા કાવ્યમાં ગુજરાતીઓને સ્વાર્થનો ત્યાગ કરીને, સ્વદેશની દાઝ હૈડે ધરીને, પરમાર્થ સાધવાનો તથા સ્વાધીન (Self-reliant) થવાનો પ્રબળ શંખ **મલબારીએ** વગાડયો છે. આ "શંખ" માર્ગે એમની શી હાક છે તે સાંભળીએ:

"માડી! ઊઠ, કર જોડ, ક્ષમા માગી લે વ્હેલી;
કર્ત્તવ્યે પડ બ્હાર હિન્દમાં સહુથી પ્હેલી!
રજપૂત વીર જગાડ, રાજ્યકર્ત્તા કર સાચા;
બ્રહ્મબાળ વિદ્વાન, જ્ઞાન જિજ્ઞાસુ જાચા.

દેશદેશ વગડાવ શંખ તુજ સ્વાધીનતાનો;
બધે એકતા ભજવ, પરાજય કરી ભિન્નતાનો.
પિટવ દાંડી પરમાર્થ, સ્વાર્થ સંહારી, માડી!
સુધરે પુત્ર પરિવાર, પરસ્પર પ્રીતે ઘાડી."[1]

આમાં કર્ત્તવ્યપરાયણતાના શુદ્ધ બોધ સિવાય બીજું શું છે તે કાંઈ સમજાતું નથી. પરંતુ મિ. જાઇલ્સે—અથવા તો એમના આ કાવ્યના ભાષાન્તરકારે—કેવળ રંગીન ચશમાં જ પહેરેલાં હોય ત્યાં તેમને શુદ્ધ શ્વેત પ્રકાશની કેવી રીતે પ્રતીતિ થઈ શકે? અસ્તુ. પણ આ કાવ્ય કરતાં પણ "આપ મરે બિન સ્વર્ગ ન જાય" એ કાવ્યની મતલબ માટે મિ. જાઇલ્સે વિશેષ વાંધો ઊઠાવ્યો હતો. એ તો એમ જ કહેતા કે એમાં મલબારીએ અંગ્રેજી રાજ્યની સ્હામે થઈને હિન્દને સ્વતંત્રતા મેળવવાનો બોધ કીધો હતો! અને એની પુષ્ટિમાં મિ. જાઇલ્સે એમાંની કેટલીક પંક્તિઓ ટાંકી બતાવી હતી. આ પંક્તિઓનું ભાષાન્તર એવું મારી મચડીને પોતાનો જ અર્થ ઊઠાવવા માટે કરાવેલું હતું કે તે જોતાં જ ગુજરાતી ભાષાના કોઈ પણ અભ્યાસીને હાસ્ય અને તિરસ્કાર ઉત્પન્ન થયા વિના ના રહે, એવું મિ. જાઇલ્સના એ રીપોર્ટ ઉપરથી અનુમાન બાંધી શકાય છે. આ કાવ્યનો મુખ્ય બોધ પણ સ્વાધીનતા મેળવીને દેશના હુન્નર ઉદ્યોગ ખીલવવાનો અને એવી રીતે દેશનું ધન દેશમાં જ રાખીને સાચું સુખ પ્રાપ્ત કરવાનો છે. ખરૂં છે કે આ વિષયને અંગે મલબારીએ સ્વાધીનતા—

---

૧. પૃષ્ઠ ૯૧.

( Self-help )ના લાભ દેખાડ્યા છે, અને ગમે તેવી પણ પારકી છાયામાં સાચું સુખ નથી અને "પરાઈ આશ સદાય નિરાશ" છે, તે બુલંદ અવાજે કહી બતાવ્યું છે. પણ ઉદાર-બુદ્ધિના અને કર્ત્તવ્યપરાયણતા સમજનારા કોઈ પણ અંગ્રેજ બચ્ચાને આ વિચારો ખૂંચે તેવા નથી. હિન્દને પરાધીન રાખવાથી એટલે હિન્દના હુન્નર ઉદ્યોગો નહિ ખીલવવાથી જે મહા હાનિ થઈ છે, અને જો હિન્દ સ્વાધીન હોત તો આ વેળાના યૂરોપના—બલ્કે ભરી દુનિયાના—મહાયુદ્ધના કાળમાં તે ઈંગ્લંડને અને બ્રિટિશ સામ્રાજ્યને કેટલું ઉપયોગી થઈ પડત, તે આજે એ જ અંગ્રેજો ખુલ્લી રીતે કબૂલ કરે છે. પણ આવા નિર્મળ અને દૂરદૃષ્ટિથી કરેલા બોધને માટે પણ મિ. જાઇલ્સ જેવા ટૂંકી દૃષ્ટિવાળાઓને વાંધો હોય છે, કારણ તેમણે તો યાવત્‌ચંદ્રદિવાકરૌ સાહેબી અને જોહુકમી જ ભોગવવાનાં સ્વપ્ન જોયાં કરવાં છે.

મલબારીની પવિત્ર નિષ્ઠા ઉપર આવો અધમ આરોપ મૂકાયલો જોઈને હિન્દનાં દેશી કે અંગ્રેજી પત્રોમાં ભારે ખળભળાટ ઉત્પન્ન થયો. મલબારી જેવા હિન્દના અને બ્રિટિશ સામ્રાજ્યના સાચા ભક્તને આવા સ્વરૂપમાં બતાવવા માટે સર્વ કોઈ આશ્ચર્ય પામ્યું. "ધી ઈન્ડીઅન સ્પેકટેટર"ના તા. ૧૬–૯–૧૯૦૦ના અંકમાં ખુદ મલબારીએ આ રીપોર્ટની સારી પેઠે ખબર લીધી, અને એ જ માસની તા. ૩૦મીના અંકમાં મિ. જાઇલ્સનાં જ્ઞાન, શક્તિ, હેતુ, આદિ ઉપર બહુ સબળ અને યોગ્ય ટીકા કરીને એ રીપોર્ટના શબ્દેશબ્દને

એમણે હવામાં ઉડાવ્યા. વધુ હાસ્યજનક તો એ હતું કે ખુદ મિ. જાઇલ્સને પોતાની સ્વભાષા અંગ્રેજી જ પૂરી શુદ્ધ રીતે આવડતી ન હતી તે તેમના એ જ રીપોર્ટમાંની ભાષામાંથી દાખલા દલીલોથી એમણે બતાવી આપ્યું! જેનું પોતાની ભાષાનું જ્ઞાન આટલું સાંકડું હતું તેવા અધિકારીએ પરભાષાના અને તે પણ કાવ્યમાં લખાયલા એક લેખને સમજવા કે તેની તપાસ કરવા તેની કેટલી યોગ્યતા હતી, તેનો નિર્ણય વાચકને જ કરી લેવાને મલબારીએ સોંપ્યો. હિન્દના એક છેડાથી તે બીજા છેડા સૂધી સર્વત્ર આ રીપોર્ટ અને તેના લેખક પ્રતિ તિરસ્કારની લાગણી પ્રસરી રહી. મુંબઈનું "ટાઇમ્સ ઑવ્ ઈન્ડીઆ," અલ્લાહાબાદનું "પાયોનિયર," કલકત્તાનું "બંગાલી," મદ્રાસ-નાં "હિન્દુ" અને "મદ્રાસ સ્ટૅન્ડર્ડ," વગેરે તમામ દેશી કે અંગ્રેજી વર્તમાનપત્રોએ સખતમાં સખત ભાષામાં મિ. જાઇલ્સના આ આરોપને વખોડી કહાડ્યો, અને મલબારીની સ્વદેશભક્તિ અને રાજભક્તિ કેટલી ઊંડી અને અચળ હતી તે માટે ઉત્સાહથી લખાણો કીધાં. ખુદ મલબારીએ આ બાબતમાં મુંબઈની સરકારને અરજી કીધી અને પોતાનાં ઉપર નોંધેલાં કાવ્યોનાં અંગ્રેજીમાં શુદ્ધ અને અક્ષરશઃ ભાષાન્તર કરી તથા કરાવીને મિ. જાઇલ્સનું ભાષાન્તર કેટલું એકતરફી અને ઊંધી જ મતલબ ઊઠાવનારૂં હતું તે બતાવ્યું અને સર-કાર પાસે ન્યાય માગ્યો. બીજી ગમથી મિ. જાઇલ્સે પોતાનું ગબડાવેલું ગાડું તે જ દિશામાં ગબડાવ્યાં કીધું અને પરિણામ એ આવ્યું કે સરકારની સ્થિતિ કાંઈક સૂડી વચ્ચે સોપારી

જેવી થઈ પડી. પણ મલબારી જેવા પ્રસિદ્ધ પુરુષનો લાગવગ આખરે વિજયી નિવડ્યો અને મુંબઇની સરકારે આખરે એક ખાસ ઠરાવ કરીને મલબારીનો ખુલાસો માન્ય રાખ્યો અને તેમની રાજભક્તિને અચૂક માની, પણ સાથે સાથે બીજી જ પળે મિ. જાઇલ્સે પણ પોતાની ટીકા પ્રતિપાદન કીધી હતી એમ ઠેરવ્યું! સરકારે દૂધમાં અને દહીંમાં એમ બન્નેમાં હાથ રાખ્યો અને "હું તો બેઉને લાગું પાય, નમો નમો" એમ કરીને સમાધાન કીધું. આ બાબતમાં મલબારીએ પોતાને સ્વચ્છ ન્યાય મળ્યો નહિ તે માટે અસન્તોષ દેખાડ્યો અને સરકારને પાછી અરજી કરીને હિન્દની વરિષ્ટ સરકાર ઉપર આ બાબતનાં સર્વ કાગળિયાં મોકલી આપવાની વિનતિ કીધી. એ અરજીમાં ખુદ ગુજરાતના માન્ય કવિઓ દલપતરામ તથા નર્મદાશંકરનાં ગદ્યપદ્ય જે સરકારી કેળવણીખાતા તરફથી સ્કૂલો માટે છપાઈને બહાર પડતાં હતાં તેમાંથી અનેક દૃષ્ટાન્તો પોતાની કરતાં પણ વધુ સખત ભાષામાં લખાયલાં તેમણે ટાંકી બતાવ્યાં. પણ પછી એ તકરારમાં ઘણા જાહેર પુરુષો વચ્ચે પડ્યા, અને ઈંગ્લંડમાં ખુદ બ્રિટિશ પાર્લમેણ્ટમાં ઉમરાવોની સભામાં લૉર્ડ નૉર્થબ્રૂક, લૉર્ડ રીપન અને લૉર્ડ રે, એ હિન્દના માજી વરિષ્ટ અધિકારીઓ અને ખેરખાહોએ મલબારીની પવિત્ર નિષ્ઠા અને અખંડ રાજભક્તિ માટે ભાષણો કરીને ઠરાવ પસાર કીધા. ગુજરાતના તે વેળાના વિદ્યમાન માન્યવર સાક્ષરો મનઃસુખરામ, ગોવર્ધનરામ તથા નન્દશંકર તુળજાશંકરે તેમ જ

રેવરંડ ટેલરે ખુદ આ વિષયમાં અનેક ચર્ચાપત્રો લખ્યાં હતાં. આખરે મલબારીનો તો સર્વત્ર વિજય જ બોલાયો.

આના સમ્બન્ધમાં મલબારીના એક અંગ્રેજ સ્નેહી અને ઇંગ્લંડની "ઇન્ડીઆ ઑફિસ"ના એક વૃદ્ધ અને આગેવાન સભાસદનો મલબારી ઉપર લખાયલો પત્ર જાણવા જેવો છે. હિન્દના સમાગમમાં આવેલા અને હિન્દની ઉન્નતિ માટે કાળજી ધરાવતા તમામ અંગ્રેજ અધિકારીઓનાં માન અને ભાવની ખાતરી આપીને મલબારીને તે લખે છે કે, "તમારા જેવા એક શુદ્ધ કવિની ઉચ્ચ પ્રેરણાની સાથે એક મૂર્ખ જ ચેડાં કહાડી શકે. તમારા જેવા એક મહાપુરુષના નામને એમ રાજદ્રોહીઓના સામાન્ય વર્ગની સાથે ભેળવી દેવાની ધૃષ્ટતા કરવી એ જ ઘોર પાપ જેવું છે. એવાં વચનો દરેક ખરા મિત્રને હડશેલીને શત્રુવર્ગમાં મોકલવાને પૂરતાં છે." વળી આગળ ચાલતાં તે લખે છે કે, "ટૂંકામાં આ સર્વ અનર્થનું મૂળ કારણ હિન્દની મુલકીખાતાની નોકરી—Indian Civil Service—માં જ રહેલું છે. એ ખાતાના અમલદારો મેહેસુલ ઉઘરાવવામાં અને ગુનાહોની તહ્વાસ કરવામાં જ એટલા ગુંથાયલા હોય છે કે બ્રિટિશ રાજ્ય તરફ પ્રજાનો પ્રેમ કુશળતાથી આકર્ષવાની તેમની જે પ્રથમ અને પવિત્ર ફરજ છે તે જ તેઓ ભૂલી જાય છે. ન્યાય અને મેહેસુલી ખાતાના કામના બોજા તળે તેઓ એટલા દબાયલા રહે છે કે જે પ્રેમી અને ધૈર્યવાન પ્રજાની ઉપર વસ્તુતઃ અનહદ સત્તા સાથે રાજ્ય કરવા તેઓ નિમાયલા છે, તેમની સાથે પોતાના હૃદયના

ઉદાર ભાવો ખીલવવાનો કશો વખત તેમને મળતો નથી!"—આ શબ્દોમાં કેટલું ઊંડું સત્ય છે તે પ્રત્યક્ષ છે. એટલા શબ્દો જ આપણી નજર આગળ કેટલા ગુંચવાડા ખુલ્લા કરે છે! હિન્દના રાજઅમલ( administration )ના બન્ધારણમાં જ આ મૂળ ખામી રહેલી છે, અને એને લીધે જ રાજાપ્રજા વચ્ચેનો એખલાસ મનમાન્યો વધી શકતો નથી. પણ એટલું તો આપણને કહેવા વગર ચાલતું નથી કે મલબારી જેવા સરકારદરબારમાં ભારી લાગવગ ધરાવનારા મહાપુરુષને જો આટલી મુશ્કેલીઓમાંથી પસાર થવું પડ્યું, તો બીજા સામાન્ય પ્રજાજનની સ્થિતિ એવી ગેરસમજમાં કેવી થઈ પડે તેનો ખ્યાલ આવાં દૃષ્ટાન્તોથી સરકારના ઉપરી અધિકારીઓએ કરવો જોઈએ. અસ્તુ.

## મલબારીનાં ધર્મકાર્યો

"વચન તેવું વર્તન," "કહેણી તેવી રહેણી," એ મહાપુરુષોનાં ખાસ લક્ષણોમાંનું મુખ્ય લક્ષણ છે. મલબારીનું જે જીવનચિત્ર આપણે ઉપર દોરી આવ્યા છીએ તેની મૂળ રેખા આપણને એમની નિર્બળ જનો પ્રતિની દાઝમાં જ મળી આવે છે. બાળલગ્નો, વિધવાનો પુકાર, સ્વદેશી બન્ધુઓની અધમ સ્થિતિ, દેશની પડતી અવસ્થા, આદિ જે જે વિષયો એમણે પોતાની જીંદગી દરમિયાન હાથમાં લીધા હતા, તેમાં એમના હૃદયની દાઝનું જ બળ વિશેષ હતું. એમના જીવનપ્રભાતમાં એમણે જાતે દુઃખ અને ગરીબાઈ વેઠ્યાં હતાં, એટલે પ્રભુકૃપાથી જ્યારે એમની પોતાની સ્થિતિ સારી થઈ ત્યારે એ

દુઃખોની કદર એ ખરા અનુભવથી કરી શકયા. એમની એ શુદ્ધ દાઝનું એક પ્રત્યક્ષ ચિત્ર એમના પોતાના જ એક કાવ્યમાં જડી આવે છે. "વગર ઊંઘની જીંદગી,"[1] એ કાવ્યની આરસી-માં એમના હૃદયનું પ્રતિબિંબ આબાદ પડેલું છે, જે આખું વાંચ્યેથી આપણને કાંઈ અપૂર્વ સત્ત્વનું ભાન થાય છે. અહિં આપણે તેમાંની થોડીક પંક્તિઓ જોઈએ:

"એ જ હરદમ છે હાલઃ દેખી વિધવા દુઃખી,
હું વિધવા બનું, લેઈ રંડાપો સર;
જોઉં લૂલી, કો લંગડી, કો અંધી, ભૂખી,
ઘડીભર બનું તેવો હું બેખબર."

દુઃખી જગતની સાથે આવી તન્મયતા તો એક સન્તના જ આત્માની હોય છે. દુઃખી જગતના વિચારોમાં જ રાત ને દિન એક સમાન જાગ્રત અવસ્થામાં જ જાય છે, અને

" જાય દુઃખ પારકે જાણે ભેજું ખસી;—
એ રીતના, રફીક, મારા બિસ્તર પર હાલ."

પણ એ સર્વમાં ફરજ એ જ મુખ્ય છે, અને તેથી જ આગળ વધતાં મલબારી કહે છે કે,

"મગર જે ફરજ તે જ અધિકાર અહીં,
તે સંસ્કાર છે સારી જીંદગીતણો."

એ ફરજ અને એ પ્રભુને હાથે મળેલો અધિકાર પાળતાં દુઃખ પણ સુખ જ છે, અને આપણા જીવનમાં લાગતી ન્યૂનતા પણ પ્રભુના કોઈ ઊંડા મર્મની સાધક બને છે,

" ને કોતાઈ છે મ્હોટાઈ હું ગમખારની.

---

૧. પૃષ્ઠ ૨૭૨.

હું કેવો સકર્મી ! હું કેવો સુખી !
હજારો ને લાખોનાં દુઃખમાં તણાઉં.
એક જીવ મારો છે લાખ જીવતરરૂપી—
ન મ્હોટો છતાં મ્હોટા મનનો ગણાઉં."—

કેવા આન્તરશક્તિના પ્રભાવશાળી શબ્દો ! મલબારી જેવા એક સાધુજન કે કવિ જ એવું સરળ પણ આત્મનિરૂપણનું મહાસત્ય કહી શકે !

મલબારીનું હૃદય જેટલું કોમળ હતું, તેટલી જ એમની બુદ્ધિ વિશાળ હતી અને તેટલું જ એમનું વર્ત્તન શુદ્ધ અને ઈશ્વિરાર્પણ હતું. જરથોશ્તી ધર્મનો મુખ્ય મંત્ર, "હુમત, હુખ્ત, હુવરેશ્ત,"—"સારૂં વિચારવું, સારૂં બોલવું, સારૂં કરવું,"—એમની રગેરગમાં કોતરાયલો હતો અને પોતે જે કાંઈ કરતા તેમાં પરમાર્થ એ જ સ્વાર્થ ગણતા. શ્રીમદ્ભગવદ્ગીતા તો બધાએ વાંચી હશે કે સાંભળી હશે, પણ મલબારીએ તો એ ગીતા જ પોતે ભજવી બતાવી છે, એમ કહીએ તો અતિશયોક્તિ જેવું નથી. એ ગીતાજીનો સારબોધ सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज—"સર્વ ધર્મો પરિત્યાગી શરણ એક મ્હારૂં લે,"—અને चेतसा सर्वकर्माणि मयि संन्यस्य मत्परः—"મ્હને સૌ કર્મો સમર્પી એકચિત્તે હું–લીન (થા),"—એ મલબારીના જીવનનો પણ સારબોધ છે. એમણે જે કાંઈ કીધું છે તે પ્રભુને જ સમર્પણ કરીને કીધું છે. કંઈ કંઈ દુઃખીઓને એમણે તનથી, મનથી અને ધનથી સહાય કીધી છે, અને મ્હોટે ભાગે એમની સખાવતો એટલી ગુપ્ત હતી કે ખુદ એમનું અન્તરનું સ્નેહી પણ કોઈ

જાણતું નહિ. મરકીના ભયાનક સપાટામાં કે દુષ્કાળના વિકરાળ ડાચામાં સપડાઈને મરતાં કંઈક જનની એમણે જાતે જઈને સારવાર કીધી હતી, અને તેમનાં દુઃખ ઓછાં કરવાને પોતાનાથી બની શકતું કીધું હતું. ગમે ત્યાં ઉગેલા ગુલાબનો ધર્મ સુગન્ધ જ પ્રસરાવવાનો છે, અને તે કોઈના ઉપકારના શબ્દો સાંભળવા માટે નહિ, કે નહિ કોઈની પાસેથી કશો કાંઈ સ્વાર્થ સાધવા. ગુણ એ જ ગુણીજનની સિદ્ધિ છે.

મલબારીનાં એવાં અનેક પુણ્યદાનમાં એમના હાથે જે ખાસ બે કાર્યો થયલાં છે અને જે એમનું પુણ્યસ્મરણ અનેક દુઃખી જીવોમાં સદા તાજું રાખશે, તે પતિયાળા સ્ટેટમાં ક્ષયનાં દર્દીઓને રાહત અને આરોગ્ય આપવા માટે બાંધેલું "ધરમપોર સેનેટોરિયમ," તથા મુંબઈમાં સ્થાપેલું "સેવા-સદન" છે. હિન્દી સ્ત્રીઓના ઉદ્ધાર માટે એમણે આખા જીવનમાં ભારે પ્રયત્નો કીધા હતા, અને એમના અનેક વિચારો અને અનુભવના પરિપકવ ફળ રૂપે આ "સેવાસદન"ની સ્થાપના થઈ હતી. સેવા અને સમર્પણ, એ જ આ સંસ્થાનો મુદ્રાલેખ છે. એમાં મુખ્ય કરીને યુવાન વિધવાઓ અને બીજાં જે કોઈ પોતાનું સર્વસ્વ પ્રભુને અર્પણ કરીને જનબન્ધુઓની સેવામાં જ ઉપકારક જીવન ગાળવા ઈચ્છતાં હોય તેવાં ધન્ય સ્ત્રીપુરુષોને આશ્રય મળે છે. આવી એક સંસ્થા મ્હોટા પાયા ઉપર અને હિન્દના ખૂણેખૂણામાં કામ કરી શકે તેવી કહાડવા માટે મલબારીને અભિલાષ હતો, પણ હજી સ્વાર્થમાં જ ઘણે ભાગે લપટાઈ રહેલા હિન્દીજનો તરફથી એમના આ ધર્મ-

કાર્યને પૂરતો ટેકો મળ્યો નહિ, છતાં એમણે પોતાનાથી બની શકયું તેટલું કરીને ઈ. સ. ૧૯૦૮માં આ પુણ્યકાર્યની સ્થાપના કીધી. એમના આ કાર્યમાં શરૂઆતથી જ એમના સાધુચરિત અખંડ સ્નેહી **રા. દયારામ ગિદુમલની** સહાય હતી, અને એ બન્ને પરમાર્થી આત્માઓએ સતત શ્રમ ઊઠાવીને આ "સેવા-સદન"ને એક ઉપયોગી અને ઉપકારક સંસ્થા બનાવી. મહર્ષિ રાનડેનાં પુણ્યચરિત વિધવાના પ્રમુખપદ હેઠળ ઘણી વિદુષી દેશી અને યૂરોપીય સન્નારીઓ આ સંસ્થામાં ભારે ઉત્સાહથી કામ કરે છે, અને ઘેરેઘેર અને ગામેગામ ફરીને અનેક યુવતીઓ અને સ્ત્રીઓમાં જ્ઞાન અને સેવાસમર્પણનો પ્રકાશ ફેલાવે છે. એવી રીતે હિન્દની સ્થિતિને પાછી ઉચ્ચતર કરવાના પ્રયાસો યોગ્ય સ્થાને થાય છે. આ સંસ્થા માટે મલબારીને ખાસ સ્નેહ અને પક્ષપાત હતો, અને તેના વધુ પુરાવા લેખે એમણે પોતાની જીંદગીના વીમાની રૂપીઆ વીસ હજારની પૉલીસીઓ પણ એ જ સંસ્થાને અર્પણ કીધી હતી. મલબારીએ જે મહાપુણ્યનું બીજ વાવ્યું હતું તે ઉગ્યું છે, અને પત્રપુષ્પથી ભરપૂર ખીલીને તેનાં મિષ્ટ ફળો એક દિન હિન્દમૈયાના આત્માને ઠારશે, એવી સર્વ કોઈની શ્રદ્ધા છે.

## જીવનસન્ધ્યા અને સમાધિ

મલબારીની જીવનસરિતાના પ્રફુલ્લ પ્રવાહને અને એ પ્રવાહનાં પાણીથી સીંચાઈને લીલોતરીથી ભરપૂર બનેલી પાસેની તેમ જ દૂરની ભૂમિને જોતા જોતા આપણે હવે કિનારે આવી લાગ્યા છીએ. એ જીવનનો પ્રવાહ કદી છાછરો બન્યો ન હતો,

પણ જેમ જેમ આગળ વધતો ગયો તેમ તેમ તે વધુ અને વધુ વિશાળ અને ભરપૂર બનતો ગયો. કામ, કામ અને કામ, એ જ એની લહરીઓની માળાનો જપ હતો. આવા પ્રફુલ્લ પ્રવાહનો વેગ પણ જલદ હોય છે અને મહાસાગરનાં પાણી સાથે આપણે ધારીએ તે કરતાં તે વધુ જલદીથી મળી જાય છે.

મલબારીને પોતાની અનેક ધર્મ્ય પ્રવૃત્તિને લીધે મ્હોટે ભાગે શેહેરની ગડમથલમાં રહેવું પડતું, છતાં જ્યારે જ્યારે પ્રસંગ મળતો ત્યારે ત્યારે એ કુદરતના સંગમાં વધારે નિવૃત્ત થવા ચહાતા અને તેના સૌન્દર્યથી પોતાના અન્તરાત્માને ઠારવા એ પહાડોમાં જઈ વસતા. એમના જીવનનાં છેલ્લાં વર્ષોમાં એ જ્યારે બનતું ત્યારે ઊન્હાળામાં વિશ્રાન્તિ અર્થે સીમલા જતા, અને ત્યાંની સુન્દર અને શીતળ ટેકરીઓમાં ઘૂમતા ફરીને કુદરતની ખુબસૂરતી અન્તરના આનન્દથી નિહાળતા. પણ આ સર્વ નિવૃત્તિ એમના કામના પ્રમાણમાં જૂજ હતી, અને જેમ જેમ ઉત્તરાવસ્થા વધતી ગઈ તેમ તેમ એમની પ્રકૃતિ નબળી પડતી ગઈ. સામાન્ય જનની બુદ્ધિ એ અવસ્થા આવતાં શિથિલ બનતી જાય છે, ત્યારે મહાપુરુષોનું તેજ દૃઢ અનુભવથી, સૂર્યની માફક, ઉલટું વધુ પ્રૌઢ અને ગમ્ભીર થાય છે. દિવસના પ્રભાતકાળમાં ઉલ્લાસ અને આશા છે, મધ્યાહ્‌ને પ્રકાશ અને પ્રભાવ છે, તેમ સન્ધ્યાકાળે ગામ્ભીર્ય અને સૌન્દર્ય છે. એ ત્રણે કાળમાં સૂર્ય પોતાની મધ્યરેષા કદી બદલતો દેખાતો નથી, તેમ જ મહાપુરૂષોનાં લક્ષ્ય અને અખંડ શ્રદ્ધા કદી ચળતાં નથી. તેથી જ યોગ્ય રીતે કહ્યું છે કે,

"સન્ધ્યામેઘે રંગ રમી શમે રે,
ને આથમે તેજોનું તેજ જો;
સંકેલાશે તેમ જીવન જગે રે
પ્રભુજીની પ્રભુતામાં એ જ જોઃ
સખિ! ત્યારે પણ તે કંઈ દોરશે રે!"[1]

મલબારીના જીવનમાં એ જ કંઈ એમનું લક્ષ્ય હતું અને તે જ એમની જીવનસન્ધ્યામાં પણ એમને દોરી ગયું. ઈ. સ. ૧૯૧૨માં છેક જૂલાઈ માસ સૂધી એ એમના "સેવાસદન"-ના કાર્યમાં રોકાઈ રહ્યા હતા, પણ આખરે એમના મિત્રો સરદાર જોગેન્દ્રસિંગ અને પતિયાળાના વરિષ્ઠ મંત્રી નવાબ ઝુલફિકરઅલી ખાનના આગ્રહપૂર્વક આમંત્રણથી એ સીમલા ગયા. ત્યાં એમનો ઉતારો નવાબ ઝુલફિકરઅલી ખાનને ત્યાં જ હતો. સીમલા જેવા રમણીય સ્થાનમાં મિત્રો સાથે ફરીથી મળ્યાથી મલબારીને તેમ જ સર્વને ઘણો આનન્દ થયો. ત્રીજે દિને એટલે તા. ૧૧મી જૂલાઇએ હિન્દના વાઈસરાય લૉર્ડ હાર્ડિંજ, કમાન્ડર-ઈન-ચીફ સર ઓ'મોર ક્રે, ગ્વાલિયર અને બિકાનેરના મહારાજાઓ તેમ જ બીજા સ્નેહી મિત્રોની મુલાકાતો લીધા પછી રાતે સાડા નવ વાગે સરદાર જોગેન્દ્ર-સિંગની સાથે "ટૅલિફોન"માં વાત કરતાં કરતાં મલબારી એકાએક બેશુદ્ધ થઈ ગયા અને જરા વારમાં એમનો પ્રાણ "પ્રભુજીની પ્રભુતામાં" ભળી ગયો. મલબારીને મનગમતી અને ઇચ્છિત જગ્યામાં જ એમની સમાધિ થઈ અને કુદરતનો આ

૧. "વસન્ત"માં છપાયલા આ લેખકના એક કાવ્ય "જીવનસન્ધ્યા"માંથી.

વ્હાલો સુત કુદરતમાં પાછો સમાયો. આ સેવા અને સમર્પણની પ્રતિમાનું કામ પ્રભુને ત્યાં પડ્યું અને ત્યાં તેનું સ્થાન થયું:

"એક મીટ બીડું ત્યાં તો બીજી મીટ ઉઘડે:
વ્હાલાંની જોઉં છું જલતીર વાટ,
યમુનાઘાટ, ત્યાં મળશું."—[1]

તેમ આ રસિક આત્માની એક મીટ બીડાતાં બીજી મીટ ઉઘડી અને જે આનન્દ અને શાન્તિની એ વાટ જોતા હતા તે એમને સહજમાં પ્રાપ્ત થયાં. મલબારીની જીવન-સન્ધ્યામાં પણ ઉપર કહ્યું તેમ એવું સૌન્દર્ય જ આપણને દેખાય છે, જેની છાયા એમના જીવનાકાશને અનેક સુન્દર રંગોથી રંગેલું બતાવીને આપણાં હૃદયોમાં તેની અચળ છાપ પાડી ગઈ છે. સીમલામાં હિમાલયની ઉન્નત ટેકરીઓ વચ્ચે સુન્દર દેવ-દારુના વનમાં આવેલી પારસી આરામગાહમાં મલબારીની કબર આવેલી છે, અને એ કબરની ઉપર એમના પોતાના જ એક સુન્દર કાવ્યમાંથી[2] નીચલી અગમસૂચક પંક્તિઓ કોતરાવેલી છે:

"ફરજ જો અદા મેં કીધી હો, ખુદા!
ગરજ બીજી શી? એક ફાટી ચદર—
ન ઉપકાર કોના, ન કોની અદા—
મળે ચાર ગજની જો સાદી કબર,

---

૧. રા. ન્હાનાલાલ કવિકૃત "કેટલાંક કાવ્યો, ભાગ ૨ જો:" આમંત્રણ, પૃષ્ઠ ૧૭. ૨. "આ દુનિયાના ઉપકાર,"— પૃષ્ઠ ૨૭૬.

નનામી, છૂપી, કો બિયાબાનમાં,
કે પરવતની ઢળતી તળેટી ઉપર;
ગમે કોતરે, તુજ ખુદ માનમાં,
ફકત બે જ બોલો—ઇલાહી શુકર."

આવા કર્ત્તવ્યપરાયણ જીવનને કોણ ધન્ય નહિ કહેશે? જ્યાં જોઈએ છીએ ત્યાં પ્રભુનું સત્ય અને તેની કૃપા જ રેડાયલાં છે, અને ટૂંકી દૃષ્ટિથી જોતાં આપણને જે ખરબચડા ખડકો જેવા લાગે છે, તે જ દૂરથી આજુબાજુની તમામ સૃષ્ટિની વચમાં જોતાં ભવ્ય, સુન્દર અને આકારશુદ્ધ (Symmetrical) ટેકરીઓ દૃષ્ટિને તથા આત્માને આનન્દ આપે છે. પ્રખ્યાત અમેરિકન કવિ અને ફિલસૂફ એમરસન કહે છે કે "To be great is to be misunderstood," તેમ મલબારીની નિષ્ઠા અને તેમનાં કાર્યો માટે કેટલાકોમાં ગેરસમજુતી ઉત્પન્ન થઈ હતી, પરંતુ મલબારીએ તો પોતાનું કાર્ય સમોત્સાહ અને એકનિષ્ઠાથી જ ચાલુ રાખ્યું હતું. કોઈનાં આભાર કે સાબાશીની લલુતા એમણે રાખી ન હતી, અને એ તો એમ જ કહેતા કે,

" When I'm not thank'd at all, I'm thank'd enough;
I've done my duty, and I've done no more."—[1]

મલબારીએ પોતાના આત્મનિરૂપણ ઉપર ઘણાં કાવ્યો લખ્યાં છે, તેમાં એક "ભરમ ભારી"[2] કરીને છે. એ કાવ્યમાં

1. Fielding. ૨. પૃષ્ઠ ૨૦૦.

એ જ જગવ્યાખ્યા ઉપર માર્મિક કથન એમણે કીધેલું છે અને તે સાદું છતાં રસિક અને આન્તરશોધક છે. એમના પોતાના જ શબ્દોમાં એનો ઉપસંહાર જોઈએ:

"જગવ્યાખ્યા છે અવળી સવળી, કોને પૂછવા જાઉં?
એક ધોળું તો બીજું કાળું, એમ જ હું પરખાઉં;
જનકથની જો સત્ય હોય તો, કરૂં તેનો જ સ્વીકાર,
સ્વભાવ રુચતું સર્વે બોલે, એવો આ સંસાર;
રાજી હજાર પાંચ પચીશે, જનવ્યાખ્યા દે લાખ—
બાંધી મૂઠી લાખ બરાબર, ભરમ! શરમ મુજ રાખ."

મલબારીના જીવનનો હવે આપણે સરવાળો કરીએ. આ લેખની શરૂઆતમાં જ કહ્યું છે કે, "માતાદુઃખમુંઝવણે ગાળી નાંખ્યો જન્મારો," એ શબ્દોમાં જ એ સરવાળો આવી રહેલો છે, તે એમના જીવનના બધા આંકડા તપાસી જોયા પછી શું ખરૂં નથી લાગતું? મહાપુરુષોના જીવનની કસોટી એક આ છે કે, તેમનાથી જગતની ઘડિયાલનો કાંટો આગળ વધ્યો છે કે નહિ. ઇ. સ. ૧૮૫૩ની આગળનો કાળ લ્યો અને ખુદ મલબારીના અવસાન વેળાનો કાળ લ્યો, અને પછી જુઓ કે હિન્દુસ્થાન પોતાની ગતિમાં ઉચ્ચતર થયલું શું નથી લાગતું? અને હિન્દની એ ઉચ્ચતર થતી સ્થિતિમાં જે જે મહાપુરુષોએ પોતાનો ભાગ ભજવ્યો છે, અને એ નમતા ત્રાજવામાં પોતાનો જે હિસ્સો નાંખ્યો છે તેમાં મલબારીનો ભાગ શું સબળપણે પ્રત્યક્ષ દેખાઈ આવતો નથી? અને જો એમ જ હોય તો મલબારીએ મનુષ્યમાત્રની સેવા શું નથી

કીધી?—એવા મહાત્માના પવિત્ર આત્માને આપણો નમસ્કાર હોજો! અને એવો મહાત્મા આપણી હિન્દની ભૂમિમાં પેદા થયો એ જ શું આપણાં સદ્‌ભાગ્ય ન હતાં? એ મહાત્મામાં જ પરમાત્માની વિભૂતિ ગીતાજીના પ્રખ્યાત રહસ્યમંત્રમાં જણાવ્યા પ્રમાણે શું પાછી ડગલે ડગલે નથી મળતી? અંગ્રેજી કવિ ગ્રેની પ્રખ્યાત "ઍલીજી"ની નીચલી પંક્તિઓ મલબારીને કેવી આબાદ લાગુ પડે છે અને તેનું રહસ્ય અહિં કેટલી સરલતાથી આપણી આગળ ખુલ્લું થઈ જાય છે:

" He gave to misery ( all he had ) a tear,
He gain'd from Heaven ('twas all he wish'd) a friend,"

એટલે,

"હતું તે સૌ દીધું તેણે દુઃખીને એક આંસુ જો,
ઇચ્છ્યો જે તે મળ્યો તેને પુણ્યધામેથી મિત્ર તો."

મલબારીને એક આંસુના બદલામાં જે મહા મિત્ર મળ્યો છે તેનું તેજ આપણાં દીન હૃદયો પર ઉતરો અને આપણાં તમોરંગી જીવનોને અજવાળીને શુદ્ધ કરો! અસ્તુ!*

---

* આ લેખ તૈયાર કરવામાં રા. દયારામ ગિદુમલ અને સરદાર જોગેન્દ્રસિંગ એ સાહેબોએ અંગ્રેજીમાં લખેલા મલબારીના જીવનચરિત્રમાંથી કેટલીક હકીકત લેવામાં આવી છે, તે માટે આ લેખક તેઓનો આભાર માને છે.

## ૨

# મલબારીની કવિતા

કોઈ પણ લેખકની સાહિત્યપ્રવૃત્તિ પૂરેપૂરી આંકવા માટે તેની જીવનપ્રવૃત્તિનું જ્ઞાન ઘણું સહાયકારક થઈ પડે છે, અને એ જ્ઞાનથી તેના લેખોનાં રહસ્યો પર મનમાનતો પ્રકાશ પડી શકે છે. ખાસ કરીને એક કવિના લેખો તે તેની કેવળ બુદ્ધિ-શક્તિના નહિ પણ તેના હૃદયના ઉદ્ગારો વિશેષ હોવાથી એ હૃદયની બરાબર પિછાન મેળવવાની જરૂર છે, અને તેથી જ આપણે પ્રથમ મલબારીની જીવનરેખા દોરી આવ્યા છીએ. એ જીવનના સમરાંગણમાં સેવા અને સમર્પણનાં જ રણગીત ગવાયાં હતાં અને ધર્મ અને કર્મની જ ધ્વજા ફરફરી રહી હતી, એ જ્યારે આપણે ખુલ્લેખુલ્લું જોઈએ છીએ ત્યારે મલબારીની કવિતાનું હાર્દ અને તેના સન્દેશા આપણે વધારે સ્પષ્ટતાથી સમજી શકીએ છીએ.

સાહિત્ય એ મનુષ્યજીવનની માનસિક પ્રવૃત્તિનો આદર્શ છે. સાહિત્ય એ પ્રજાજીવનની ઉન્નતિ કે અવનતિ દર્શાવવાનું સાધન છે. જડ કે ચેતન સૃષ્ટિમાં, જ્યાં જોઈએ ત્યાં, પોતાનો અન્ત-રાત્મા ખોલવાનો જ પ્રયત્ન છે, અને પ્રભુનું હાસ્ય સૂર્યોદય કે સૂર્યાસ્તમાં જેટલું દર્શક છે તેટલું જ મનુષ્યહૃદયના ઊંડા ભાવોમાં પણ તરતું દેખાય છે. શબ્દ એ જ સૃષ્ટિનો પાયો છે, કારણ એ શબ્દમાં જ સૃષ્ટિનો વિકાસ છે. વાચા એ પ્રભુએ મનુષ્યને આપેલું મહાદાન છે, અને એ વાચા વડે જ મનુષ્યે સર્વ સૃષ્ટિનાં

પદાર્થો અને પ્રાણીઓ પર આધિપત્ય મેળવ્યું છે. એ વાચાનો ઉપયોગ અને તેનો વિકાસ મનુષ્ય જેમ જેમ વધુ કરતો ગયો તેમ તેમ તેનામાં પ્રભુનું પ્રભુત્વ વધતું ગયું. જેમ જેમ વાચા ખીલતી ગઈ તેમ તેમ વિચારો વધવા માંડ્યા, અને જેમ જેમ વિચારો વધતા ગયા તેમ તેમ મનુષ્યની શક્તિની ઉન્નતિ થતી ચાલી. ધીમે ધીમે એ વિચારોનો સંગ્રહ બન્ધાઈને સ્થિત થતો ગયો અને વાણીરૂપે તે દૃષ્ટિગોચર થયો. જૂદી જૂદી પ્રજાના વિકાસને અનુસરીને એવી રીતે જૂદું જૂદું સાહિત્ય બન્ધાયું, અને તેથી જ સાહિત્ય એ પ્રજાની પ્રવૃત્તિનો ખરેખરો આદર્શ છે.

કવિતા એ સાહિત્યનું હૃદય છે અને તેથી જ મનુષ્યમાં તે સ્વાભાવિક હોય છે. દરેક પ્રજાના બાલ્યકાળના પ્રથમ મંત્રોચ્ચાર કવિતામાં જ થયા હતા, કારણ બાળકમાં જ્યારે બુદ્ધિશક્તિ મન્દ અને અણુખીલેલી હોય છે ત્યારે અન્તરની પ્રેરણાથી જ તે બધું કરે છે, અને અન્તરની પ્રેરણા જ શુદ્ધ કવિતાનું મૂળ છે. મનુષ્યમાત્ર પ્રભુથી એટલે પ્રભુના સત્યથી જીવી શકે છે, અને એ સત્ય બોલવા–દર્શાવવામાં જ તેના પ્રયત્નની પરાકાષ્ઠા છે. જેટલો એ પ્રયત્ન વધારે સબળ તેટલું એ સત્ય વધારે સ્પષ્ટ થાય છે. ભાષાનો વિકાસ થયા પછી તેના રોજના સામાન્ય પરિચયમાં આપણે તેમાં કાંઈ નવીનતા સાધારણ રીતે જોતા નથી, પણ સૂક્ષ્મ રીતે જોતાં તો એ ભાષાનો શબ્દે શબ્દ એક સમ્પૂર્ણ કવિતા જ છે, કારણ એ શબ્દના ઉત્પત્તિકાળમાં મનુષ્યનો અમુક ભાવ અન્તરથી પ્રેરિત થઈને વાચા પામીને એ શબ્દમાં સ્થિત થયલો છે. એથી જ સાહિત્યમાં કવિતાને પ્રથમ

અને ઉચ્ચ સ્થાન પ્રાપ્ત થયલું છે. સૃષ્ટિમાં સત્ય સિવાય બીજું કાંઈ છે જ નહિ, અને સત્ય એ જ સૌન્દર્ય છે. એ સૌન્દર્ય જે વધુ ઝીલી શકે છે તે જ એ સત્યને વધુ ગ્રહણ કરી શકે છે. કવિ એ સૌન્દર્યનો ગ્રાહક તેમ જ દર્શક છે, કારણ તે સત્યને વધુ સ્પષ્ટ રીતે બોલવાનો પ્રયત્ન કરે છે. સૃષ્ટિ શણગારથી સુશોભિત થઈ નથી, પણ જે તેજબિન્દુમાંથી એ વિસ્તાર પામી છે તે મૂળથી જ એ સુન્દર છે. સૃષ્ટિજ્ઞાન (Science) કરતાં કવિતાનો હક મનુષ્યહૃદય પર વિશેષ અને સદાનો કાયમ છે, કારણ સૃષ્ટિજ્ઞાન જ્યારે વૃક્ષનાં ડાળપાનની લીલાથી મોહિત થઈને સત્યની સુન્દરતાનું પૃથક્કરણ કરવા જતાં સત્યને કાપીને કડકા કરે છે અને પાછા એ કડકા સાંધવા મથે છે, ત્યારે કવિતા એ વૃક્ષનાં મૂળ અને બીજ સ્વભાવથી જ જાણીને એ સુન્દરતાનું સત્ય સ્પષ્ટ કરવાનો પ્રયત્ન કરે છે. સૃષ્ટિજ્ઞાનનો હેતુ મનુષ્યને વિસ્તૃત કરવાનો હોવો જોઈએ, જેથી મનુષ્યનો આત્મા વિરાટ સ્વરૂપ ધારણ કરીને ત્રણે લોકના ભેદને પામી શકે, મનુષ્ય મનુષ્યત્વને શિખરે પહોંચીને સૃષ્ટિના મંડપમાં મ્હાલે, અને પાતાળનાં રત્નો સાથે પોતાના પગથી રમતો રમતો શિર પર ઝૂમી રહેલા તારારૂપ દ્રાક્ષનાં ઝુમખાંઓમાંથી રસ આરોગતો જઈ આનન્દ પામે. પણ આપણે જેમ જોઈએ છીએ તેમ આપણા હાલના વૈજ્ઞાનિકોએ (Scientists) તો જૂદું જ પરિણામ આણ્યું છે. એમણે તો પોતાની પ્રયોગશાળામાં જેમ કંઈ કંઈ રસાયણો અને ન્હાના જીવજન્તુઓને ન્હાના મ્હોટા બાટલાઓમાં ભરી રાખ્યાં છે તેમ તેઓની સાથે એ જ

બાટલાઓમાં મનુષ્યને પણ ભર્યો છે! એમરસન કહે છે તેમ, મનુષ્યનું સૌન્દર્ય જે મનુષ્યના હૃદયમાં હતું તેનો નાશ કરીને મનુષ્યના મૃત ખોખાને આ બાટલામાં ભરેલું હોય છે. આ સૃષ્ટિજ્ઞાનના હાલના વિચિત્ર વિકાસમાં એ સૌન્દર્યના સત્યજ્ઞાનની ખામીને લીધે મનુષ્યત્વનો કેવો સંહાર થયો છે, તે હાલનું યૂરોપનું ભયંકર યુદ્ધ સ્પષ્ટ રીતે દેખાડી આપે છે. એથી જ મનુષ્ય માટે કવિતા ઘણી જરૂરની છે. સૌન્દર્ય એ સૃષ્ટિનો ઉત્પાદક છે, અને એથી જ કવિ પણ સૃષ્ટા લેખાય છે, કારણ કવિતા એ સૌન્દર્યનો ઉચ્ચાર છે. પંડિત ગટ્ટૂલાલજી કહેતા હતા કે શબ્દ અનાદિ અનન્ત છે, તે એક વેળા બોલાયો હતો, હાલમાં બોલાય છે અને હવે પછી પણ બોલાશે. એ શબ્દ તે જ કવિતા છે, અને જ્યારે જ્યારે આપણો આત્મા વિસ્તૃત થઈને ભરી સૃષ્ટિનાં ઊંડાંમાં ઊંડાં કોતરોમાં વહેવા માંડે અને આપણા કાન એવા સરવા થાય કે સૃષ્ટિમાં ઓતપ્રોત રહેલું સ્વર્ગીય ગાન તે સાંભળવા માંડે, ત્યારે ત્યારે ફરીથી આપણે એ શબ્દ ગ્રહણ કરી લેવાના પ્રયત્ન કરીએ છીએ. જેટલે દરજ્જે એ પ્રયત્ન વિજયી નિવડે છે તેટલે દરજ્જે એ કવિતા તે શબ્દના–તે સૌન્દર્યના–ઉચ્ચાર ગ્રહણ કરી વધુ-ઓછો આનન્દ આપી શકે છે.

મલબારીની કવિતાનું અવલોકન કરવા પહેલાં કવિ અને કવિતાના મૂળનું આટલું વિવેચન કર્યા પછી આપણે હવે જોઈએ કે મલબારીની કવિતા સૃષ્ટિના સૌન્દર્યને એટલે સત્યને કેટલા પ્રમાણમાં ગ્રહણ કરી શકી હતી. મલબારી એક કવિ તો હતા

જ, કવિઓના સામાન્ય વર્ગના હતા, પણ અલબત્તાં તે કવિ હતા. એમની કવિતાનાં સ્વપ્ન ઝાંખાં છે, તેનાં ચિત્રોના રંગ આછા છે, છતાં પણ એમના હૃદયે ઘણા શબ્દો ઝીલવા પ્રયત્ન કીધા છે અને તેટલા પ્રમાણમાં એમણે આપણને કેટલાક મોંઘા સન્દેશ પણ આપ્યા છે. આપણે ઉપર જોઈ ગયા છીએ તેમ જોતાં, કવિતાની વ્યાખ્યા એવી નીકળે છે કે, સૌન્દર્યને ઉચ્ચારવા આત્માનો પ્રયત્ન તે કવિતા. જેટલું આત્માનું વિસ્તૃત્વ તેટલો એ પ્રયત્ન વિશાળ, અને જેટલો એ પ્રયત્ન વિશાળ તેટલું જ શબ્દનું ગ્રહણ અને સ્થાપન થઈ શકે છે, એ પણ એ જ વ્યાખ્યામાંથી ફલિત થાય છે. મલબારીની સમગ્ર કવિતા વાંચતાં આપણને એવું લાગે છે કે એ પ્રયત્નો મલબારીએ અખંડ અને શુદ્ધ વહેવા દીધા નથી, અને તેટલા પ્રમાણમાં એમની કવિતા કુંઠિત થઈ છે. મલબારી એક કવિ ઉપરાંત સુધારક, વિચારક અને નીતિશાસ્ત્રજ્ઞ હતા, અને તેથી ઘણી વેળા એમની કવિતા પોતાના સ્વાભાવિક માર્ગને છોડીને નીતિ અને કાર્યબુદ્ધિના સીધા ઉપદેશ આપતા બીજા જ પ્રદેશમાં ઉતરી જતી આપણે જોઈએ છીએ, અને તેટલા પ્રમાણમાં એ સૌન્દર્યના ઉચ્ચાર કુંઠિત અથવા તો મોળા પડી ગયલા દેખાય છે. આ કારણને લીધે જ ગુજરાતમાં અમે કેટલાકને મુખે સાંભળ્યું છે કે મલબારી કવિ જ ન હતા. પણ એ વચનો માત્ર એકદેશી જ છે અને મલબારીની કવિતાના યથાર્થ અવલોકન વગર અને એમના જીવનની પ્રવૃત્તિની પૂરી પિછાન વગર જ નીકળેલાં છે. મલબારીના દરેક જાહેર કાર્યમાં એમના હૃદયે જ

મુખ્ય ભાગ ભજવ્યો છે, અને એમની વિશાળ, દૂરગામી અને સતેજ બુદ્ધિશક્તિ છતાં એમની તમામ પ્રવૃત્તિનું મૂળ એમના હૃદયમાં જ હતું, એ જ શું એમને એક કવિ લેખવવાને પૂરતું ન હતું? અને એ જ હૃદયની ઊંડી લાગણી માત્ર દુઃખના પુકાર કરવામાં જ સમાઈ ના રહેતાં કાર્યમાં પરિણમીને દુઃખી જગતનો ઉદ્ધાર કરવા પ્રયત્નશીલ બની, તે જ એ હૃદયની ઉચ્ચતા શું સિદ્ધ કરતું ન હતું? જે લેખકે ગુર્જરસાહિત્યમાં

"હૃદય બિછાવી કર્યો માંડવો, મન મનરંજન બાગ;
નરમ નેત્રથી કીધી છાયા, ગાયા મધુરા રાગ;"[1]—

અને જેણે

"એકે દિવસ, મારી માત! ન તુજને વિસારી રે;
ગાળી નાંખી આ ઝૂરતી જાત, વિરહ સંભારી રે;"[2]—

એવાં પુષ્પવચનો અર્પણ કરીને ગરવી ગુજરાતની "આરતી ઉતારી" છે તે બેશક કવિના નામને યોગ્ય હતા.

મલબારીનું નામ ગુજરાતી સાહિત્યમાં ઘણી અગત્ય ધરાવે છે. પારસીઓ ગુજરાતમાં આવી વસ્યાને લગભગ એક હજાર વર્ષ થયાં છે, અને પોતાના સાહસ, સખાવત, હિંમત, ઉદ્યોગ, વગેરે આગળ પડતા ગુણોને લીધે એ ન્હાની કોમે આ દેશના સુધારાવધારામાં ઝડપથી આગળ પડતો ભાગ લેતાં રહીને ગુજરાતની અને હિન્દ સુદ્ધાંની અનેક સેવા કીધી છે.

---

૧. પૃષ્ઠ ૩૨, કડી ૩. ૨. "અનુભવિકા"ની અર્પણપત્રિકાનું કાવ્ય.

પારસીઓમાં લેખનવૃત્તિ સ્વાભાવિક રીતે વધુ પ્રમાણમાં દેખાય છે અને એમના સાહિત્યના શોખને લીધે ગુજરાતી ભાષાના સાહિત્યમાં એ કોમના લેખકોએ ઘણો અગત્યનો ઉમેરો કીધો છે. ભાગ્યના યોગે પારસીઓનું સ્થાન હિન્દના ગુજરાત પ્રાન્તમાં થયું, અને એમના દેશકાલાનુસાર સમયોચિત વર્ત્તનને બળે આ દેશની પચરંગી વસ્તીમાં એમણે અગ્રણીપદ મેળવ્યું. હિન્દુઓના ઘણા રીતરિવાજો પોતાનામાં દાખલ કીધા છતાં એમણે પોતાના અસલ ધર્મ અને દેશના સંસ્કારો ઘણે ભાગે જાળવી રાખ્યા હતા, અને પોતાના તેજસ્વી પૂર્વજોની કીર્ત્તિનાં ગાન એમણે ધીમે ધીમે ફારસી ભાષામાંથી ગુજરાતીમાં ઉતારવા માંડ્યાં. એમ કરતાં સ્વાભાવિક રીતે એ કોમના લેખકોએ ફારસી ભાષાના શબ્દોનો છૂટથી ઉપયોગ કરવા માંડ્યો, અને એવી રીતે ગુજરાતી ભાષામાં ફારસી મૂળના શબ્દોનો ઘણો સબળ ઉમેરો થયો. આમાં કોઈ પણ રીતની અડચણ જેવું ન હતું. જૂદા જૂદા ધર્મ છતાં એક જ ભાષા બોલતી પ્રજામાં આવી વિચિત્રતા સ્વાભાવિક જ હોવી જોઈએ. મુસલમાનોના આગમનથી જેમ તેમના મૂળ ધર્મસાહિત્યમાંના અરબ્બી શબ્દો ગુજરાતીમાં આવ્યા છે તેમ જૈનધર્મના લેખકોએ માગધી ભાષાના શબ્દોનો સમૂહ પણ ગુજરાતીને અર્પણ કીધો છે. બોલાતી એટલે જીવન્ત ભાષાનું સ્વરૂપ કદી એક રહેતું નથી, પણ તેમાં વખતના વહેવા સાથે અનેક સુધારા અને વધારા થતા રહે છે. હજી પણ ગુજરાતી ભાષાનો ઘાટ ઘડાય છે અને એની આકૃતિમાં અનેક નવા રંગો પૂરાતા જાય છે. ગુજરાતી

ભાષાની શુદ્ધિ કેવળ સંસ્કૃત મૂળના શબ્દોથી જ ગણી શકાય એમ કહેવું વિપરીતતા જ છે, કારણ દુનિયાની કોઈ પણ ભાષામાં એમ કેવળ મૂળને જ પકડી રહીને ધારણ કીધેલી શુદ્ધિ છે જ નહિ, અને ભાષાશાસ્ત્રના નિયમ પ્રમાણે એમ બને પણ નહિ. પણ હવે આપણે ગુજરાતી ભાષાને લગતા એક અગત્યના પ્રશ્ન ઉપર આવીએ. જૂદી જૂદી પ્રજાઓના સંમિલનથી ભાષાની સમૃદ્ધિ વધે છે અને તે લાભકારક જ છે; પણ અહિં આપણે ત્યાં તો દુર્ભાગ્યે વિચિત્ર પ્રસંગ બન્યો છે. અહિં તો એક "ગુજરાતી" ભાષાને બદલે "હિન્દુ ગુજરાતી" અને "પારસી ગુજરાતી" એમ કાંઈક નોંખા નોંખા વર્ગ પડ્યા છે, અને એક વર્ગનો લેખક બીજા વર્ગના લેખકની નિન્દા જ કરવા તત્પર રહેતો લાગે છે. ગુજરાતી ભાષામાં આ પરિણામ ઘણું અનિષ્ટ આવ્યું છે અને તે કેટલાક સંજોગોને આભારી છે. ઈ. સ. ૧૯૦૭માં મુંબઈમાં થયલી "ગુજરાતી સાહિત્ય પરિષદ"ની બીજી બેઠક વેળાએ મુંબઈમાં "પારસી લેખક મંડળે" પરિષદના પ્રતિનિધિઓને આમંત્રણ કરીને તેઓનો સત્કાર કીધો હતો, તે વેળાએ ત્યાં આ પ્રશ્ન કાંઈક ચર્ચાયો હતો, તે ત્યાં હાજર રહેલાઓના સ્મરણમાં તો હશે. તે વખતે એ સ્નેહસંમિલનમાં હિન્દુ વિદ્વાનોનો સત્કાર કરતાં ઉપલા મંડળના તે વેળાના સરનશિન મર્હૂમ શેઠ ખુરશેદજી રૂસ્તમજી કામાજીએ ભાષણ કરતાં પારસીઓની ગુજરાતી ભાષા માટે કેટલાક જાણવાજોગ વિચારો દર્શાવ્યા હતા. એ મર્હૂમ વિદ્વાને પારસીઓની ભાષાની અશુદ્ધિ માટે પોતાનો ખેદ દર્શાવ્યો, પણ તેમ તે માટે તેમણે કેટલોક

બચાવ પણ કર્યો. તેમણે જણાવ્યું કે મૂળથી પારસીઓ ગુજરાતમાં ખેતી અને વેપારમાં પડેલા હોવાથી સ્વાભાવિક રીતે વાણિયા અને હિન્દુઓના નીચલા વર્ગોના સમાગમમાં આવ્યા, એટલે એ બહુધા અશિક્ષિત વર્ગોમાં બોલાતી ભાષા પારસીઓએ પણ ગ્રહણ કીધી. આજે પણ મુંબઈ અને સુરતના વાણિયાઓની ઘરગથ્થુ ભાષામાં પારસીઓની ગુજરાતી ભાષા કરતાં કાંઈ ઝાઝો ફેર નથી. અંગ્રેજોના આગમન સાથે કેળવણીનો પ્રસાર થતાં પારસીઓ પાછા પ્રથમ બહાર પડ્યા અને મુંબઈમાં પ્રથમ વર્ત્તમાનપત્ર પણ તેઓએ જ કહાડ્યું. આ ધંધામાં સામાન્ય કેળવણી પામેલા પડેલા હોવાથી તેઓએ પોતાની ઘરગથ્થુ ભાષાનો જ ઉપયોગ પોતાના લેખોમાં કરવા માંડ્યો, એટલે એમની ગુજરાતી ભાષાએ એ વળણ પકડ્યું, અને એ પછી બીજાં અનેક વર્ત્તમાનપત્રો તથા માસિકો નીકળ્યાં તે પણ એવી જ ભાષામાં લખાવા લાગ્યાં. આ વર્ત્તમાનપત્રો પછી અંગ્રેજીપરથી અનેક વાર્ત્તા અને નવલકથાઓ પારસી લેખકોએ ગુજરાતીમાં ઉતારી, અને એ લેખકોની ગુજરાતી ભાષા પણ એવી જ વપરાયલી હોવાથી ધીમે ધીમે આ વિચિત્ર "પારસી ગુજરાતી"નું સ્વરૂપ બન્ધાયું. પારસીઓનાં સાહસ અને વ્યવહારકુશળતાને લીધે તેમ જ સામાન્ય પારસીઓમાં વાચનનો શોખ સારો હોવાને લીધે આ જાતના સાહિત્યને ઉત્તેજન મળ્યું, અને તેથી પણ ગુજરાતી ભાષામાં આ "પારસી ગુજરાતી"નો સ્વતંત્ર માર્ગ પડ્યો. દુર્ભાગ્યે એક પણ રોજીંદું વર્ત્તમાનપત્ર કોઈ હિન્દુ સાહસિક નરે કહાડ્યું

નહિ, અને હજી પણ તેવી જ અવસ્થા છે. આ સ્થિતિને માટે પારસીઓ જેમ જવાબદાર છે તેમ જ હિન્દુઓની પોતાની શિથિલતા તથા બેદરકારી કાંઈ ઓછા ઠપકાને પાત્ર નથી, કારણ શરૂઆતથી જ ભાષાના આ વિપથ જતા પ્રવાહને તેઓએ યોગ્ય પ્રયત્ન કરીને અટકાવ્યો હોત તો આજે આપણે જોઈએ છીએ તેવું અનિષ્ઠ પરિણામ આવત નહિ.

શેઠ કામાજીના ઉપલા ખુલાસામાં ઘણું સત્ય રહેલું છે. અમારી ખાતરી છે કે મુંબઈમાં હિન્દુ વિદ્વાનોને હાથે લખાતાં બે ચાર રોજીંદાં વર્ત્તમાનપત્રો ગુજરાતીમાં ચાલુ થાય, અને શુદ્ધ પણ સાદી ગુજરાતીમાં તેમના લેખો લખાય તો "પારસી ગુજરાતી"નો જે અનિષ્ટ વર્ગ પડ્યો છે તે ધીરે ધીરે નિર્બળ થતો જશે અને કાળક્રમે મિષ્ટતા અને પ્રૌઢિના તમામ અંશ ધારણ કરતી એક જ શુદ્ધ અને સુન્દર ગુજરાતી ભાષા ઝળકી રહેશે, અને હિન્દુઓ અને પારસીઓ એ એક જ અમૃતઝરામાંથી પાન કરી કરાવીને કૃતાર્થ થશે. અસ્તુ.

પણ સુભાગ્યે, પારસી લેખક વર્ગના આ ઉપર જણાવેલા વિપથ જતા લખનારાઓમાંથી પણ કેટલાક સન્માર્ગપ્રેરિત શુદ્ધ ગુજરાતી ભાષામાં લખનારા લેખકો શરૂઆતથી જ થતા ગયા છે, અને એ વિદ્વાન લેખકોએ ગુજરાતી ભાષાની સારી સેવા બજાવી છે. ખુદ મહાકવિ પ્રેમાનન્દના વખતમાં પણ એક પારસી મોબેદ કવિ રૂસ્તમ પેશુતન હમજીયાર નામનો થઈ ગયો છે, જેણે તે વેળાની શુદ્ધ ગુજરાતી ભાષામાં પ્રેમાનન્દે વાપરેલા "ઢાળ"માં "શ્યાવક્ષનામું" કરીને ઈરાનની

તવારીખમાંથી એક આખ્યાન લખ્યું હતું. એ પારસી કવિની કવિતા ઉપર હમણાં જ વિદ્વાન શેઠ પાહલણજી બરજોરજી દેશાઈએ "પારસી લેખક મંડળ" આગળ એક નવીન પ્રકાશ નાંખતું ભાષણ કીધું છે, જે વાંચવા જેવું છે. એ આખ્યાનમાંની ભાષાને કવિ દલપતરામ, નર્મદાશંકર તથા મનઃસુખરામ—એ ગુજરાતના માન્યવર વિદ્વાનોએ શુદ્ધ અને સંસ્કારી જાહેર કીધી હતી. એ પછી પારસીઓમાંથી વખતો વખત શુદ્ધ લેખકો થતા ગયા છે, જે બધાનાં નામ સાહિત્યવિલાસી જનોને માલમ છે. પારસીઓની ગુજરાતી ભાષા માટે અમને તો ઘણી સારી આશા છે. આજથી પચાસ, પચ્ચીશ અને દશ વર્ષ ઉપર વર્ત્તમાનપત્રો અને લેખોમાં એમની ભાષા કેવી આવતી હતી તે જુઓ. અને આજે કેવી છે તે પણ જુઓ. આજે પારસીઓની વસ્તીના પ્રમાણમાં શુદ્ધ ગુજરાતી લેખકો કેટલા વધુ પ્રમાણમાં બહાર પડ્યા છે તે પણ જુઓ, અને અમને તો લાગે છે કે પારસીઓનો સમજુ અને વિદ્વાન વર્ગ ખરી સ્થિતિ સમજ્યો છે અને ધીરે ધીરે પારસીઓના આગળ પડતા વર્ગની ભાષામાં ઘણો ઉઘાડો સુધારો થતો જોવામાં આવે છે. ઈશ્વર કરશે તો વખત જતાં "પારસી ગુજરાતી"નું નામ નાબુદ થશે. જે કેટલાક પારસી લેખકો પોતાના ગુજરાતી ભાષાના અધુરા જ્ઞાનને સંતાડવા પારસી ગુજરાતી એટલે અશુદ્ધ ગુજરાતી લખવામાં જ જાણે જાત્યભિમાન અને પારસીપણું આવી રહેલું હોય એવો મિથ્યા દમ્ભ કરે છે, અને જેઓ એવી ભાષા લખવામાં જ પારસીપણાનું સાર્થક

થયલું સમજે છે અને સમજાવે છે, તેવા ટૂંકી દૃષ્ટિવાળા લેખકોની ઊંધી આશા નિષ્ફળ જશે, અને આપણે સર્વ ગુજરાતીઓ—**હિન્દુ** અને **પારસી**—**એક જ શિષ્ટ ગુજરાતી** ભાષા વાપરતા થઈશું ! અસ્તુ !

કવિ **દલપતરામ** અને **નર્મદાશંકર**ના વખતમાં ગુજરાતી સાહિત્યના વૃક્ષને નવાં પત્રો આવવા માંડ્યાં અને ગુજરાતી ભાષાનો વિકાસ ઝડપથી આગળ વધવા માંડ્યો. **પારસી**ઓમાં ગદ્યપદ્યના લેખકો પણ ઘણા થયા હતા, પણ તે બધા એમની સામાન્ય ભાષામાં જ લખતા હતા. છતાં ઈ. સ. ૧૮૭૫માં "ગુજરાત તથા કાઠિયાવાડ દેશની વાર્ત્તા" એ નામે એક વિરલ પુસ્તક શુદ્ધ ગુજરાતીમાં **મિ. ફેરામજી બમનજી** નામે એક **પારસી** વિદ્વાને બહાર પાડ્યું, જે માટે સ્વર્ગસ્થ વિવેચક પંડિત **નવલરામ લક્ષ્મીરામે** પ્રસન્ન થઈને એક પ્રશંસાલેખ લખ્યો હતો. પણ હજી આધુનિક ગુજરાતી પદ્યમાં પિંગળના નિયમાનુસાર કોઈ પણ **પારસી** લેખકે કવિતા લખી ન હતી, એટલે એ જ વર્ષમાં **મલબારીએ** "**નીતિવિનોદ**" બહાર પાડ્યાથી **હિન્દુ** વિદ્વાનો સાનન્દાશ્ચર્ય પામ્યા. એ રીતે **મલબારી** આધુનિક કાળમાં **પારસીઓમાં** શુદ્ધ ગુજરાતીમાં લખનાર પહેલા જ કવિ હતા. "**પારસી ગુજરાતી**" અને "**હિન્દુ ગુજરાતી**"નો ભેદ એવી રીતે નષ્ટ કરવાની પહેલ કરનાર એ જ હતા, અને એમની પછી શુદ્ધ ગુજરાતી ભાષાની ઉન્નતિ માટે ઉદ્યોગ કરનાર જે **પારસી** લેખકો થયા છે, અને હવે પછી પણ થશે, તે સર્વને પ્રોત્સાહિત કરીને શુદ્ધ માર્ગે પ્રેરણા કરવાનું માન પણ **મલબારીના** જ લેખોને ઘટે છે.

હવે આપણે **મલબારી**નાં કાવ્યપુસ્તકોની ભાષા જોઈએ. "**નીતિવિનોદ**," "**વિલ્સન વિરહ**", "**અનુભવિકા**," અને "**સંસારિકા**" એ ચાર પુસ્તકોમાં વપરાયલી શિષ્ટ ગુજરાતી ભાષાને જ તપાસીએ. "**નીતિવિનોદ**" અને "**વિલ્સન વિરહ**"ની ભાષા ઉપર **સામળ** અને **દલપતરામ**ની ભાષા અને ઘણે ભાગે તેઓની જ પદ્યરચનાની છાયાનો સ્પષ્ટ ભાસ થાય છે. ભાષા સરળ હોવા છતાં કેટલેક ઠેકાણે શબ્દાલંકાર આણવા જતાં **સામળ**ની માફક અર્થની કિલષ્ટતા લાગે છે. કવિતાના આરમ્ભકાળમાં આ બધા દોષ ઘણા ખરા સર્વ કવિઓમાં હોય છે, કારણ કાવ્યને અનુરૂપ ભાષા વાપરવાની અને પદ્યરચનામાં સરળતા લાવવાની હથોટી અભ્યાસ પછી જ આવે છે. એ પછી **મલબારી**ની પાકટ વયે બહાર પડેલાં "**અનુભવિકા**" અને "**સંસારિકા**"ની ભાષામાંથી એ દોષ ઘણે ભાગે નીકળી ગયલા લાગે છે, અને ભાષાનો પ્રવાહ સરળ અને કાવ્યોને અનુરૂપ મિષ્ટતા કે પ્રૌઢિ ધારણ કરનારો થયો છે. ભાષામાં કહિં કહિં **પારસી** પ્રયોગો થયા છે, પણ તેમ કિયા **હિન્દુ** લેખકની ભાષામાં પ્રાન્તિક પ્રયોગો થયા નથી? ગુજરાત અને **કાઠિયાવાડ**ની ભાષા ગુજરાતી હોવા છતાં અને લેખકો **હિન્દુ** હોવા છતાં એ સર્વના લેખોમાં પોતાનું વ્યક્તિત્વ દેખાડનારા પ્રાન્તિક પ્રયોગો જ્યાંત્યાં નજરે પડે છે. એવા કેટલાક પ્રયોગોથી ભાષાનું નિકન્દન વળી જતું બતાવવાનો જે કેટલાક **હિન્દુ** સાક્ષરો આગ્રહ રાખે છે, તે લોકોનો ડર જેટલો અસ્થાને છે, તેટલું જ ભાષાના કુદરતી પ્રવાહની ગતિનું જ્ઞાન તેમનામાં કેટલું ઓછું છે તે પણ જણાઈ આવે છે.

મલબારીની ગુજરાતી ભાષા માટે લખતાં અહિં એક વાત યાદ આવે છે. એમનાં કાવ્યપુસ્તકોમાં કેટલાક શબ્દો એવા છે કે જે શબ્દો માટે આ લેખકના કાવ્યપુસ્તક "વિલાસિકા"નું અવલોકન કરતાં **રા. નરસિંહરાવ ભોળાનાથે** કેટલોક વાંધો દર્શાવ્યો હતો. તે વેળાએ એ અવલોકનમાં એમણે કીધેલી કેટલીક અયોગ્ય ટીકા માટે તેનો ઉત્તર ના આપતાં હાલની તથા ભવિષ્યની ગુર્જર પ્રજાના સાહિત્યવિલાસી સજ્જનોને જ તેનો નિર્ણય કરવાનું સોંપીને તેણે મૌન ધર્યું હતું. પરંતુ **મલબારીના** આ કાવ્યસંગ્રહની પ્રસિદ્ધિમાં પાછો તેનો જ હાથ હોવાથી અને આ કાવ્યોમાં પાછા તેવા જ શબ્દો વપરાયલા દેખાયાથી રખેને **રા. નરસિંહરાવને** પાછી **પારસીઓની** "અરસિકતા" જોઈને "અરુચિ" ઉત્પન્ન થાય, એવા ભયથી, આ ઠેકાણે આ લેખની મર્યાદા જાળવીને, એમણે ચર્ચા ઉત્પન્ન કીધેલા કેટલાક શબ્દો અહિં આપણે પાછા જોઈ જઈએ.

ઉપલા અવલોકનમાં **રા. નરસિંહરાવે** "**પારસી ગુજરાતી**"ની "વિલક્ષણતાના પ્રકારોમાંથી મુખ્ય ત્રણ પ્રકાર" જણાવ્યા છેઃ "(૧) કેવળ **પારસી ગુજરાતી** શબ્દો, (૨) પદ્યમાં શબ્દોને સમ્બન્ધે અનુચિત સ્વાતંત્ર્ય, અને (૩) **સંસ્કૃત** શબ્દો વાપરી શુદ્ધ ગુજરાતીનું સ્વરૂપ પામવાને લોભે **સંસ્કૃત** શબ્દોનો ખોટો ઉપયોગ,—રૂપમાં, અર્થમાં, વગેરે જૂદી જૂદી રીતે." આ લેખમાં વધુ લંબાણ ના થાય એટલા માટે આપણે અહિં એ ત્રણે પ્રકારોમાંના મુખ્ય શબ્દો જોઈએ, અને એ શબ્દો કેવળ

*"**વસન્ત**"ના સંવત્ ૧૯૬૩ જ્યેષ્ઠ માસના અંકમાં અને તે પછીના અંકોમાં.

**પારસીઓએ** જ ઉપજાવેલા છે કે તેના કર્ત્તા પણ મૂળે હિન્દુભાઈઓ જ છે, અને **પારસીઓની** વિલક્ષણતાનો તો એમાં ભ્રમ જ ઉત્પન્ન થયલો છે તે જોઈએ.

૧. હવે આપણે પહેલા પ્રકારના શબ્દો લઈએ:

ચલકતાં ઝલકતાં, પગો, ઉભાય, ગાનું, પસવારવું, પમરવું.

(ક) **ચલકતાં ઝલકતાં:** એ શબ્દોમાં ળકારને બદલે **લકાર** એ કેવળ **પારસી** વર્ગમાં જ નિયન્ત્રિત છે એમ **રા. નરસિંહરાવનું** માનવું છે. પણ નીચેનાં ઉદાહરણોપરથી જણાશે કે હિન્દુ વિદ્વાન લેખકોએ પણ એવી **લકારયુક્ત** જોડણી વાપરી છેઃ

"ગોપિકા કટિથી નમે, **ચલકે** કુંડળ અધિક પ્રકાશ."—
મુક્તાનન્દકૃત ઉદ્ધવગીતાઃ કડવું ૭૧.
"જોબનરસ **ઝલકાય**, લૂંટોને લાલા"—**મણિરામ.**
"**ઉમલકે** મલકાતી હોંસે."—**નર્મકવિતા**, પૃષ્ઠ ૫૮૩.
"ગગને આજ પ્રેમની **ઝલક** છાઈ રે."—**મણિલાલકૃત અભાનોર્મિ.**
"**વલગે** વછૂટે રૂઠે રામશું રે".—**કાળિદાસકૃત પ્રલ્હાદાખ્યાનઃ** કડવું ૩૬.
"ચીલામાં **ચલકંતા** મરવા વીણી રે.—**રા. ન્હાનાલાલ** કવિનાં "કેટલાંક કાવ્યોઃ ભાગ ૧ લો."—"ધણ."
"શોભા મીઠી **ઝલકતો** ચિર રાજશે તે."—એ જ—પૃષ્ઠ ૫.

આટલાં ઉદાહરણોપરથી માલમ પડશે કે **રા. નરસિંહ-રાવનું** ધારવું ખોટું છે. આ **ળ** અને **લનો** ભેદ અને એને

લગતી તકરાર હિન્દુ વિદ્વાનો અને લેખકોમાં જ જૂનાં છે. સ્વર્ગસ્થ સાક્ષર **મનઃસુખરામભાઈ**નો તો ળને ગુજરાતી ભાષામાંથી તદ્દન દેશનિકાલ જ કરવાનો આગ્રહ હતો અને પોતાના લેખોમાં પાછળથી કોઈ ઠેકાણે પણ એમણે **ળ** વાપર્યો ન હતો.

(ખ) **પગોઃ** આ બહુવચનનો પ્રત્યય 'ઓ' પણ એવે જ ઠેકાણે શુદ્ધ હિન્દુ લેખકોએ વાપર્યો છેઃ

"વર્ષ તો વહી ગયાં ગયા **પગો** બંધાઈ રે."—**નર્મ**કવિતાઃ પૃષ્ઠ ૮૯.
"તેહનાં ન દુઃખવે કદી કહીં **તનો મનો.**"—એ જઃ પૃષ્ઠ ૯૫.

કરો (બે હાથ), હોઠો, દાંતો, આનંદો, યશો અને સૌથી વધુ વિચિત્ર તો 'ધૂળો' એ શબ્દો "**નર્મ** કવિતા"માં ૧૬૪–૧૬૫–૧૭૩–૨૫૧–૬૫૬ વગેરે પાને વપરાયલા છે. **નવલરામ લક્ષ્મીરામ** અને બીજા ઘણાખરા સાક્ષર લેખકોના લેખમાં એ પ્રત્યય માટે કશી નિયમિતતા જોવામાં આવતી જ નથી. **રા. નરસિંહ**રાવે પણ આવા પ્રકાર વાપરેલા છેઃ

"રમોં રમકડાં માણે **મૉજો,** ગયું વય તે વહી."—
નૂપુરઝંકારઃ પૃષ્ઠ ૧૬.

(ગ) **ઉભાયઃ** 'ઉભરાય'ને ઠેકાણે આ શબ્દ **પારસી** અને હિન્દુ બન્ને વાપરે છે, પણ તે ઉપર જણાવ્યું છે તેમ પ્રાન્તિક વર્ગમાં આવતો દેખાય છે. એ શબ્દમાં 'ઉભરાય'માંનો 'ર' લુપ્ત થયાના કે વિકાર પામ્યાના દાખલા અન્ય શબ્દોમાં પણ છે.

"ભણી નારી **પણશો.**"—**નર્મ**કવિતાઃ પૃષ્ઠ ૨૫૮.
"મ્હારે તો **પણવી** છે એક."— „ પૃષ્ઠ ૨૬૭.
"ઈષ્ટ દૈવત ઉપર ભાવ **ઠેવે.**"— „ પૃષ્ઠ ૬૭૫.

એમાં "પરણુશો" "ઠેરવે" એ શબ્દોમાંનો 'ર' બોલાતી ભાષામાંથી ઉતાવળે બોલતાં લુપ્ત થયો છે અને એ શબ્દો કવિતામાં **નર્મદાશંકરે** એમ વાપર્યા છે. ઓરડી, દોરડી, પારણું, કરડી, વગેરે શબ્દોને ખુદ **રા. નરસિંહરાવે** ઓયડી, દોયડી, પાયણું, કયડી, એમ વાપર્યા છે. પણ એ જ **ઉભાય** શબ્દ હિન્દુ લેખકો પણ વાપરે છે તે જોઈએ:

" એ રીત જ્યારે ભૂતભાન **ઉભાય** છે મુજ અંતરે."—

**રા.** ચુનીલાલ રામચંદ્રકૃત "કાવ્યોદ્યાનઃ" પૃષ્ઠ ૧૪૬.

(ઘ) **ગાનું**: આ 'ન' અને 'ણ'નો ઉપયોગ પણ ઉપર આવેલા લ-ળના જેટલો જ હજી અનિયમિત છે.

"વ્હાલાં કેરાં દુઃખશ્રવણથી ભાન તો થાય **તીનું.**"—

**રા.** લલિતકૃત "અશ્રુપ્રભાવ," કાવ્યમાધુર્ય, પૃષ્ઠ ૧૯૧.

"**બણીઠણી** વેશ્યાચાર જ અધમ દાસ સુખ માણે."—

નર્મકવિતા. પૃષ્ઠ ૫૭૧.

"મુજ હોડલામાં બેશીને જાઉં કદી હું **બનીઠની.**"—

**રા.** નરસિંહરાવકૃત "કુસુમમાળા." ચન્દા.

મિ. બેલસારેના ગુજરાતી-અંગ્રેજી કોષમાં "**બની-ઠણી**" એવી જોડણી છે. ઉપરનાં ઉદાહરણોમાં એવી રીતે એ 'ન' અને 'ણ'ના સમ્બન્ધમાં કેટલી અનિયમિતતા છે તે સ્પષ્ટ છે. **રા.** નરસિંહરાવ પોતે '**બનીઠની**' લખે તો કોઈ બીજો 'ગાનું' લખે તેમાં કયો બીજી જાતનો અપરાધ છે? ગુજરાતી ભાષાના શિષ્ટ હિન્દુ લેખકોની જ જોડણી હજી ક્યાં એવા વિષયમાં સ્થાપિત થઈ છે?

(ચ) **પસવારવું**: આ શબ્દ તો મિ. બેલસારેના કોષમાં છે અને 'પાસું' એ વ્યુત્પત્તિમાંથી નીકળેલો છે. સુરત જીલ્લામાં ખુદ હિન્દુઓને મોંઢે એ શબ્દ અમે સાંભળેલો છે.

(છ) **પમરવું**: આ શબ્દ તો હિન્દુ લેખકોએ વાપરેલો છે.

"પ્રભો ત્હેમના પ્રેમને યોગ્ય
આ પત્થરને **પમરાવ્ય.**"—રા. ન્હાનાલાલનું વસન્તોત્સવ. પૃષ્ઠ ૪૫.
"સ્હાંઝની **પમરતી** શીતલતા."— „ „ પૃષ્ઠ ૭૮.
"તરુવૃંદમાં ફુલવાડીમાં **પમરાટ** તુજ પથરાવજે."—
રા. નર્મદાશંકર બાળાશંકર: વસંત, માઘ ૧૯૬૫.

૨. હવે બીજા પ્રકારના શબ્દો લઈએ.

થાઈ, ત્યાર–જ્યાર–ક્યાર, હ્યાં, બધેબધ.

(ક) **થાઈ**: થવું–થાવું, જવું–જાવું, એ બન્ને રૂપ શુદ્ધ ગુજરાતીમાં વપરાય છે, અને પારસીઓમાં થાવું–જાવું એ પ્રકારો વિશેષ વપરાતા હોવા છતાં હિન્દુ લેખકોમાંથી પણ તે મળી આવે છે; થાશે–જાશે, થાતાં–જાતાં, વગેરે રૂપ તો ઘણાં પ્રચલિત છે. પણ 'થાઈ' જેવાં રૂપ પણ જડે છે.

"ચાલો, ચાલો સૈયરનો સાથ, વૃંદાવન **જાઈયે** રે."—
બ્રહ્માનંદ, (કાવ્યદોહન, ભાગ ૧ લો. પૃષ્ઠ ૭૩૬.)
"ઈશકૃપાસુધાપાન કરી કૃતાર્થ **થાઈયે.**"—
રા. નરસિંહરાવકૃત નૂપુરઝંકાર: પૃષ્ઠ ૧૩૭.

(ખ) **ત્યાર–જ્યાર–ક્યાર**: ત્યારે–જ્યારે–ક્યારે એ

શબ્દોને બદલે આ પ્રયોગ **મલબારીએ** પ્રથમ જ કીધેલો લાગે છે, પણ તેમાં અરુચિકર રૂપ કે અયોગ્ય સ્વાતંત્ર્ય જેવું શું છે, તે તો **રા. નરસિંહરાવની** જ કલ્પનામાં આવી શકે. ત્યારનો, ત્યાર પહેલાં, જ્યારથી, ક્યારથી એ રૂપો તો આપણે વાપરીએ છીએ જ, એટલે શ્રવણને તો એથી કાંઈ હાનિ થવા જેવું નથી. વળી એ શબ્દોની વ્યુત્પત્તિ પણ તે–વારે, જે–વારે એમાંથી થયલી હોવાથી કવિતામાં તો 'તે વાર,' 'જે વાર' એમ વાપરીએ છીએ તો ત્યાર, જ્યાર વાપરવામાં વિશેષ વાંધો ક્યાં રહ્યો ? એવાં નવાં રૂપો તો ઘડાયાં જ જવાનાં અને કોઈનાં પણ અંકુશ કે શાસનથી દબાયાં રહેવાનાં નથી જ. આ લેખકને પોતાને એ શબ્દના નવીન રૂપમાં કાંઈ પણ વાંધા જેવું ના લાગ્યાથી જ એ શબ્દો તેણે પોતાના લેખોમાં પણ વાપર્યા છે. શ્રવણને પણ તદન નવીન જ લાગે તેવા પ્રયોગો હિન્દુ લેખકોને હાથે આવી જ છૂટ લેવાતાં થયા છે તે જોઈએ.

"દૈત્ય બોલ્યા અલ્યા શાને **માટરે,**—
તેં તો મૃત્યુ માગી લીધું શત્રુ સાટ રે."—

કાળિદાસનું પ્રલ્હાદાખ્યાનઃ કડવું ૩૧.

"કપાય નહિ મારગડો **લાંબ.**"—નર્મકવિતા. પૃષ્ઠ ૨૬૯.
"રાજા ટકટક જોય છે પૂછનારની **સાંમ.**"— ,, પૃષ્ઠ ૨૮૩.
"નર્મદનું તેમ ઘણા જણકેરાં દાઝશે દિલડાં **ઝાઝ.**"— ,, પૃષ્ઠ ૫૬૮.
"બને વાત બહુ **ખૂણમાં,** દીલ ગુફામાં હોય."— ,, પૃષ્ઠ ૫૮૯.
"મર મુકી સર્વ મર્યાદ,
"રૂહે જોઈ સૂર્ય શશિ તાર."—ગોવર્ધનરામની સ્નેહમુદ્રાઃ નદી, પૃષ્ઠ ૮૩.

આ સર્વ શબ્દોમાં વાચકો જોશે કે ગુર્જર કવિઓએ કેવી "જોખમભરી" છૂટ લીધેલી છે. આવી ધૃષ્ટ છૂટ તો હાલમાં શુદ્ધ ગુજરાતીમાં લખતા **પારસી** વિદ્વાનોએ પણ લીધી નથી, અને સાટે, લાંબો, સામે, ઝાઝાં, ખૂણામાં, તારા, એ શબ્દોને બદલે સાટ, લાંબ, સાંમ, ઝાઝ, ખૂણમાં, તાર વપરાયા છે તે માટે **રા. નરસિંહરાવને** તે કેવી રીતે "નૈસર્ગિક રુચિ" ઉપજાવશે તે તો મહા શંકાસ્પદ વાત છે. શું હિન્દુ વિદ્વાનોને જ છૂટ લેવાનો દિવ્ય હક છે અને તેવી જ રીતે—છતાં મર્યાદામાં રહીને—**પારસી** વિદ્વાનો પોતાના પદ્ય લેખોમાં કહિં કહિં સ્વાતંત્ર્ય લે તે શું મહાપાપનું કામ છે? ઉપરનાં દૃષ્ટાન્તો જોયા પછી **રા. નરસિંહરાવના** સાક્ષર ગુજરાતીની પાસે ક્ષમા માગવા જેવું છે જ નહિ.

(ગ) **હ્યાં.** એ શબ્દ કાંઈ **પારસીઓએ** ઉપજાવી કહાડેલો નથી જ. જોઈએ:

"કોણુ તે દેશનો કહાનો, સાહેલી રે, ન હોય તે આપણા **હ્યાં**નો."—

રામકૃષ્ણભક્તનાં કૃષ્ણલીલાનાં પદ. (કાવ્યદોહન, ભાગ ૧, પૃષ્ઠ ૭૬૯.)

"ભ્રગુટિ ભ્રમણની ભ્રમણા પડે છે, ન્હાનાં ન્હાનાં **હ્યાં** હોય
લ્હેરિયાં ન્હાની નદીમાં."—

નવલરામનું મેઘદૂત કાવ્યનું ભાષાન્તર. ઉત્તરમેઘ, કડી ૪૫.

"ગુંજારવે ખિલવું તું ક્ષણ **હ્યાં** વિરામી."—

હરિલાલ ધ્રુવકૃત કુંજવિહાર ?-શૃંગાર લહરિ, પૃષ્ઠ ૧૦.

"આકર્ણાયતનયનવતિ, શું અન્ધેર જ **હ્યાંય**."—

કુંજવિહાર—૩. શૃંગારગુચ્છ, પૃષ્ઠ ૧૦.

"હસે ખેલે ફરે હાં ત્યાં."—કાવ્યમાધુર્ય, ૨જી આવૃત્તિ, પૃષ્ઠ ૮૦.

"નર મૃગ ખગો મત્સ્યો જંતુ,–ન નામ નિશાન હાં."—

સમાલોચક, ફેબ્રુઆરી ૧૯૧૭. રા. બ. ક. ઠાકોરનું "શાન્તિ."

રા. નરસિંહરાવની હવે ખાતરી થશે કે એમણે મૂકેલા ખાસ આરોપોમાં ઘણા ખરા પ્રયોગો માટે તો બિચારા પારસીઓનો કશો વાંક નથી. એ પ્રયોગો શિષ્ટ હિન્દુ લેખકોએ પોતે જ વાપરેલા છે અને તેથી કુદરતી રીતે પારસીઓ પણ એ શબ્દો વાપરે છે, અને તેમાં અમને તો કોઈ રીતની હરકત લાગતી નથી. શબ્દોના એવા વિકાર દરેક ભાષાના પદ્યમાં થાય છે અને થતા જ રહેશે.

(ઘ) **બધેબધ**: આ શબ્દનું સ્વરૂપ કાંઈક નવીન લાગે છે, છતાં તેમાં પણ અનુચિત જેવું કશું લાગતું નથી. ભાષામાં ઘડાયલા એવા જ બીજા શબ્દોને અનુસરીને એ શબ્દે પણ વળણ લીધું છે. જ્યાં સમ્પૂર્ણતા અને વ્યાપકતાનો અર્થ દર્શાવવો હોય ત્યાં આવી રીતનું સ્વરૂપ આપણી ભાષામાં સ્વાભાવિક રીતે ઘડાયલું છે, અને એ ભાવ સમજાવવા એ રૂપ બહુ સચોટ છાપ મારે છે. માથેમાથ, જગેજગ, ખરેખર, ઢગેઢગ, લગોલગ, વચ્ચોવચ, અને એવા બીજા શબ્દો આપોઆપ આ વાત સિદ્ધ કરે છે. એ માટે વિશેષ પ્રસ્તાવ નકામો છે. વળી રા. નરસિંહરાવ કહે છે કે 'બધે'માંના 'એ'નો 'અ' કીધાથી થયલું 'બધ' એ રૂપ અનુચિત થાય છે, પણ ખુદ પ્રેમાનન્દે એ રૂપ વાપરેલું છે તે એમણે જોયું ન હશે એમ લાગે છેઃ

" મેઘાડંબર છત્ર બિરાજે, ઉલટી નગરી બદ્ધ રે."

ઓખાહરણ, કડવું ૨૯.

પણ લગભગ એવું જ રૂપ સ્વર્ગસ્થ ડૉ. હરિલાલ ધ્રુવે વાપરેલું છે તે જોઈએ:

" બદન ભલે આગ ભભકાવો, બધુંબધ ખાખ થઈ જાઓ!"—

કુંજવિહાર—૩; "ભરત દુખાર્ત્તિ ચિત્તામહિ."

૩. હવે ત્રીજો પ્રકાર જોઈએ.

યૌવના, મનહરમુખી, બાણુ, સ્મિતહાસ્ય, વસંતદૂત, અભિવંદન, ભટ્ટ.

(ક) **યૌવના:** આ શબ્દ ગુજરાતીમાં નવીન રૂપે વપરાવા માંડ્યો છે, અને તે પણ હિન્દુ લેખકોએ જ દાખલ કીધો છે.

" તે **યૌવના** શા વિચાર કરતી?"—

" તે **યૌવના** શું વિચારતી હતી?"—

રા. ન્હાનાલાલ કવિકૃત "કેટલાંક કાવ્યો, ભાગ ૨જો," પૃષ્ઠ ૧૦–૧૧

"ઉપવને ખિલી **યૌવના** કળી."—

રા. ચુનીલાલ રામચંદ્રકૃત "કાવ્યોદ્યાનઃ" પૃષ્ઠ ૪૪

ખરૂં છે કે સંસ્કૃતમાં "નવયૌવના" જેવા બહુવ્રીહિ સમાસમાં આ શબ્દ વપરાય છે, પણ એમ મૂળના અર્થ તથા વ્યાકરણથી દૂર જઈને પ્રાકૃતમાં 'નવ' એ વિશેષણ છોડી દઈને "યુવતી"ના અર્થમાં આ નવીન રૂપે "યૌવના" શબ્દ દેખા દે છે. પ્રાકૃતમાં વિકાર પામીને આવેલા એવા અનેક શબ્દોમાં આ એક નવો ઉમેરો છે; વિશેષ કાંઈ નથી. ઉપર કહ્યું જ છે કે જીવન્ત ભાષાના પ્રવાહને કોઈ પણ વ્યક્તિ અટકાવી કે મૂળ તરફ પાછો લઈ જઈ શકે એમ નથી.

**મનહરમુખીઃ** આ શબ્દ 'પાપ'નું વિશેષણ હોવાથી એને ઈકાર એ સ્ત્રીલિંગનો પ્રત્યય લાગેલો છે, એમ **રા. નરસિંહરાવને ભ્રમ થયલો** લાગે છે. કમળમુખી નયનો, સૂરજ-મુખી ફૂલ, શ્રદ્ધારંગી ધૈર્ય, સુખસુહાગી હાસ, માયારૂપી આ-વરણ, આદિ શબ્દો જેવો જ આ **મનહરમુખી** (પાપ) છે. અહિં અંત્ય ઈકાર તે સ્ત્રીલિંગનો પ્રત્યય નથી, પણ ઈકાર એ "વાળું," "જેવું," એ અર્થમાં છે. મુખી એટલે મુખવાળું-મુખ જેવું, રંગી-રંગવાળું, રૂપી-રૂપવાળું, આદિ અર્થ સ્પષ્ટ જ છે. **રા. નરસિંહરાવે** પોતે પણ એવા જ રૂપમાં 'ઘોર**નાદી** જળ-ઘોષ,' 'આનન્દ**નાદી** રસ' એમ "હૃદયવીણા"માં વાપરેલા છે.

(ગ) **બાણુઃ** આકાશમાં મેઘધનુષ્ય પ્રગટ થાય છે ત્યારે "બાણુ તણાયું" એમ કહેવાનો પ્રચાર હિન્દુ ગુજરાતીઓમાં છે, અને એ રૂઢ વાક્ય અમે ઠેકઠેકાણે સાંભળ્યું છે. બાણુ એટલે તીર, તે ખેંચ્યાથી જ ધનુષ્ય અર્ધગોળ થાય છે, અને તેથી મેઘધનુષ્ય જ્યારે એમ આકાશમાં પ્રગટે છે ત્યારે મેઘરાજાએ પોતાનું બાણુ-તીર ખેંચ્યું એમ કહેવાય છે. **રા. નરસિંહરાવ** ધારે છે તેમ ધનુષ્યના અર્થમાં બાણુ શબ્દ વપરાયો જ નથી.

(ઘ) **સ્મિતહાસ્યઃ** આ શબ્દ વાપરવામાં પારસીઓનું અજ્ઞાન નથી, કારણુ એ શબ્દ સમર્થ હિન્દુ વિદ્વાનોએ વાપ-રેલો તેમણે જોયો છે, અને તે પછી તેઓ વાપરે તો તેમાં તેમનો વાંક નથી. ગુજરાતી ભાષા પૂરી અને શુદ્ધ રીતે શીખવાને ખુદ માનનીય હિન્દુ વિદ્વાન લેખકોના લેખો સિવાય પારસીઓને બીજું કિયું સ્થાન છે?

"ગુણસુન્દરી **સ્મિતહાસ્ય** કરવા મંડી ગઈ."—
ગોવર્ધનરામકૃત **સરસ્વતીચંદ્ર**, ભાગ ૨ જો: પૃષ્ઠ ૧૩૨.
"છેવટે **સ્મિતહાસ્ય** કર્યું."—મૃદુલા: પૃષ્ઠ ૬૪.
"અને સ્હેજ **સ્મિતહાસ્ય** દેખાય છે."—મૃદુલા: પૃષ્ઠ ૪૦.

**રા. નરસિંહરાવની** ખાતરી થશે કે "**વિલાસિકા**"ના લેખક પાસે આ બધા શબ્દો માટે ખુદ હિન્દુ લેખોના જ પુરાવા છે! જો મહાન ગુજરાતી લેખક સ્વર્ગસ્થ **ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી** જેવા સમર્થ **સંસ્કૃત** વિદ્વાનને હાથે આ શબ્દ વપરાયલો છે તો પછી **પારસીઓએ** બીજો ભોમિયો ક્યાં શોધવા જવું? **ગોવર્ધનરામભાઈ** જેવાની જો આવી મ્હોટી ભૂલ થઈ હોય તો એમના જેવાની સાથે ભૂલ કરવામાં અમારી તો ઇષ્ટાપત્તિ છે. પણ 'સ્મિત' જેમ નામ છે તેમ વિશેષણ પણ છે, અને 'ભયાનક હાસ્ય,' 'મર્મહાસ્ય' 'અટ્ટહાસ્ય,' આદિ પ્રકારોથી વિશિષ્ટતા સૂચવવા આ 'સ્મિતહાસ્ય' વપરાય છે. પ્રસિદ્ધ બંગાલી કવિ સર રવીન્દ્રનાથ ઠાકુરે પણ આ 'સ્મિતહાસ્ય' પોતાના એક લેખમાં વાપરેલો છે.

(ચ) **દૂતઃ** જાતિનો પ્રત્યય ગુજરાતીમાં ઘણે ઠેકાણે લગાડાય છે, તેમ નથી પણ લગાડાતોઃ

"કેમ ધીરજ ધરૂં હું નારી, **તમારી દાસ.**"—
પ્રેમાનન્દનું નળાખ્યાનઃ કડવું ૩૬.

(છ) **અભિવંદનઃ** એ માટે **રા. નરસિંહરાવ** પોતે જ કહે છે કે મુંબઈના ખુદ "**ગુજરાતી**" પત્રે એ શબ્દ ખોટી રીતે ચાલુ કીધો હતો. એમ છે ત્યારે એ માટે પણ "સ્મિતહાસ્ય" માટે લખ્યું છે તેજ અહિં પણ લાગુ પડે છે.

(જ) ભટ્ટ: ભટ્ટ એ શબ્દ ગુજરાતીમાં જાણ્યો નથી એમ રા. નરસિંહરાવ કહે છે. પણ મિ. બેલસારેના કોષમાં 'ભટ' શબ્દ છે, અને "ભટ છે ત્હારા જીવતરને" એટલે "ધિક્ છે" એ અર્થમાં તે ગુજરાતીમાં વપરાતો જણાવ્યો છે. "વિલાસિકા"માં જે એ શબ્દનો ટ બેવડાયલો વપરાયો છે તે માત્ર પદ્યબન્ધમાં લીધેલું સ્વાતંત્ર્ય છે. એવું જ સ્વાતંત્ર્ય જૂના કવિઓએ અને નર્મદાશંકરે તથા રા. નરસિંહરાવે પોતે પણ લીધેલું છે તે જોઈએ:

"ઝટ્ટ સમશાનમાં જાય ફૂંકાઈને."—નર્મકવિતા: પૃષ્ઠ ૬૫૪.

"હજ્જાર શૃંગે દર્પણો, પ્રત્યેકમાં મુખ મુજ હસે."—

કુસુમમાળા (આવૃત્તિ ૨ જી); ચન્દા: પૃષ્ઠ ૯૫.

"ભીખને માથે ભઠ્ઠ," એમ શામળભટે એ જ 'ભટ' શબ્દ બેવડા ઠ સાથે વાપરેલો છે.

પણ મૂળ સંસ્કૃત શબ્દ જ 'ભટ્ટ' છે, અને ભણેલા બ્રાહ્મણો જે 'ભટ્ટ' કહેવાતા, તેઓ ધીરે ધીરે અભણ રહીને માત્ર ભાટાઈ કરવા માંડતાં આ 'ભટ' શબ્દ તિરસ્કારવાચક થયો છે.

૪. હવે પદ્યમાં લઘુને ગુરુસ્થાને અને ગુરુને લઘુસ્થાને વાપરવા માટે "સંસ્કૃત શબ્દોનો–પૂરા જ્ઞાનને અભાવે–ઉપયોગ" કરવામાં પણ પારસીપણાની જ ખામી રા. નરસિંહરાવને દેખાય છે, અને તેનાં કેટલાંક દૃષ્ટાન્તો તેમણે આપ્યાં છે. પણ એ પણ એમનો ભ્રમ જ છે. શુદ્ધ ગુજરાતી કાવ્યસાહિત્ય જો રા. નરસિંહરાવે વાંચ્યું જ ના હોય તો જ એમ કહી શકાય, બાકી એમને જોઈએ તેટલાં–હજારો દૃષ્ટાન્તો એવી લઘુગુરુની શિથિલતાનાં બતાવી આપવાને અમે તૈયાર છીએ. ગુજરાતી

પદ્યલેખોમાં આ જાતની છૂટ ગુર્જરસાહિત્યના જૂનામાં જૂના લેખકોથી માંડીને આજ સૂધીના તમામ લેખકોને હાથે લેવાતી રહી છે. એમાં પારસીપણાને જરાયે લેવાદેવા નથી. "અમૃત" શબ્દમાંનો 'અ' ઘણુાખરા બધા ગુર્જર કવિઓએ ગુરુ જ ગણેલો છે, તેનું કારણ એ શબ્દનો પ્રાકૃત ઉચ્ચાર "અમ્રુત," "અમરત" એમ થડકાઈને જ થાય છે તે જ છે. ખુદ રા. નરસિંહરાવથી પણ એ શબ્દમાંનો 'અ' ગુરુસ્થાને અજાણ્યે વપરાઈ ગયલો છે, તે જોઈએ:

"કટુ અમૃત દિવ્ય જ એ તો."—નૂપુરઝંકારઃ પૃષ્ઠ ૮૬.

ખુલ્લું જ છે કે રા. નરસિંહરાવે અહિં શુદ્ધ પ્રાકૃત ઉચ્ચારને અનાયાસે વાપર્યો છે, અને તેમાં જરાયે ખોટું નથી. "વિદ્યા" અને "રંગ" એ બન્ને શબ્દોમાંના અનુક્રમે "વિ" અને "રં" લઘુસ્થાને બીજાઓએ વાપરેલા છેઃ

"વિદ્યા રુચિ વેષ વિશેષ ધરંતી."—દલપતકાવ્ય, ભાગ ૧ લોઃ પૃષ્ઠ ૧૩૮.

"હરિરંગફળ જેવા અમૃત મેવા."—નર્મકવિતાઃ પૃષ્ઠ ૫૯૪.

પણ વધુ હાસ્યજનક તો એ છે કે ખુદ રા. નરસિંહ-રાવે "ઓ," "આ" અને "અન્" જેવા ગુરુ પ્રત્યયના અક્ષરો લઘુ રૂપે વાપર્યા છેઃ

"નિત્ય ભક્તિરસે હઈડું ભરજો."—કુસુમમાળા (આ. ૨ જી), પૃષ્ઠ ૫૩.

"સિન્ધુ એહવો આનન્દનો ક્ષણ ઝાંખું તે ટહુકો સુણી."—
કુસુમમાળા (આ. ૨ જી), પૃષ્ઠ ૬૫.

"આવો મધુર ગાન ગરબે ગાઇયે રે લોલ."—હૃદયવીણાઃ પૃષ્ઠ ૩૩.

"જાશું પૉછાં ભિન્ન ભિન્ન પંથમાં રે લોલ."— „ પૃષ્ઠ ૩૩.

"ગાન ગૉતાં વ્યોમચક્ર વિચરિયે રે લોલ."— „ પૃષ્ઠ ૩૪.

પોતે આ સર્વ છૂટ લીધા છતાં બીજાની કૃતિમાં—અને તે પણ પારસીપણાનું ઓથું લઈને—ખૂંચ જ કહાડ્યાથી શું વિદ્વત્તાનું સાર્થક થતું હશે?

૫. "શુદ્ધ ગુજરાતી ભાષા માતૃભાષા સમ્પૂર્ણ રૂપે ના હોવાના પરિણામ તરીકે" અનાગરિક શબ્દોનો ઉપયોગ—તે પણ પારસીપણાના ગુનાહ તરીકે રા. નરસિંહરાવે ગણાવ્યો છે. એ શબ્દો જોઈએ: ભે, ગબ કરતો, ઠેલે.

(ક) **ભે**: આ શબ્દ તો સારી રીતે પ્રચલિત છે અને જૂના કે નવા હિન્દુ કવિઓએ ઠેરઠેર વાપરેલો છે; બે ચાર ઉદાહરણો જોઈએ:

"કોઈ દિવસ એથી **ભે** મુજને, મોત અચાનક આણે."—

કાળિદાસનું પ્રલ્હાદાખ્યાનઃ કડવું ૩૨.

"ચચ્ચા ચિતમાં ચેતી લે, માથે મરણતણો છે **ભે**."—પ્રીતમદાસનો કક્કો.

"ગુણ ગા બ્રહ્મના છોડી **ભે** રે."—નર્મકવિતા. પૃષ્ઠ ૬૫૫.

"જગતલાજનો માત્ર **ભે** ધરે."—નવલરામનું વીરમતિનાટકઃ પ્રવેશ ૩.

લય—લે, જય—જે, ચય—ચે, ક્ષય—ખે, એવા પ્રકારો શિષ્ટ ગુજરાતીમાં સ્વાભાવિક રીતે વપરાતા જ આવ્યા છે. હવે બીજા શબ્દો જે વપરાયલા છે તેવા જ, જૂના નહિ પણ પાશ્ચાત્ય કેળવણી પામીને નાગરિકતાના સર્વ અંશો પોતાનામાં હતા એવા નવા શિષ્ટ ગુર્જર લેખકોનાં કાવ્યોમાંથી પણ મળી આવે છે:

"કી ધારૂં હૃદયની માંહિ?"—કુસુમમાળા (આ. ૨ જી), પૃષ્ઠ ૮૦.
"નાસ્યો હશે હૃદય ચીરતી ચીસ સૂણી."—કલાપીનો કેકારવઃ પૃષ્ઠ ૫૮.
"તોય બહુ ગાળ દે ઝોંસા કરે રે લોલ."—
નવલરામની બાળલગ્નબત્રીશીઃ ગરબી ૧૬.

"લાજવની માયાના ચણિયા કેરૂં હું તો નાડું."—સ્નેહમુદ્રાઃ પૃષ્ઠ ૧૪૫.
"ઉતરી આવી વ્યોમમાંથી સૂઈ જાઉં લાંબુંલાટ."— „ ૧૧૧.
"ઉચ્ચ સ્વરે ઠુઠવો મૂકયો."— „ „ ૫.

આવા બીજા પ્રયોગ ભરપટ્ટે જોવા હોય તો "સુબોધ-ચિન્તામણિ"ના વિવેચનમાં સ્વર્ગસ્થ નવલરામ પંડિતે નોંધેલા છે. આ બધા શબ્દોની સ્હામે "વિલાસિકા"માંના ત્રણ શબ્દોની કહેવાતી અનાગરિકતા કાંઈ બિસાદમાં નથી.

આ ભાષાશુદ્ધિના પ્રશ્ન ઉપર અહિં કાંઈક લંબાણુ થયું છે, છતાં અહિં એ કહેવા વગર ચાલતું નથી કે આવી રીતના માત્ર છિદ્રશોધનથી જ સાહિત્યની સેવા થઈ શકતી નથી. પારસીઓની "પારસી ગુજરાતી" ભાષામાં અનેક ખામીઓ છે તેની ના નથી, પણ જે પારસીઓ ગુજરાતી ભાષાની શુદ્ધ સેવા કરે છે, તેઓને માત્ર ઉતારી પાડવાના જ પ્રયત્નોમાં મ્હોટાઈ લેતા કેટલાક હિન્દુ વિદ્વાનોનું સાહસ જ્યારે અમે જોઈએ છીએ, ત્યારે તેમનાં હૃદય અને હેતુની નિર્મળતા માટે કાંઈક શંકા પેદા થાય છે. ઘણા હિન્દુ લેખકો, જેમનો ગુજ-રાતી ભાષાનો અભ્યાસ માત્ર ઉપલકિયો જ જણાયો છે, તેમને મ્હોંડે પારસીઓમાં વપરાતા કેટલાક શબ્દો માટે અમે ટોળ

થતી સાંભળી છે, પણ એવા શબ્દો, આયો (આવ્યોને ઠેકાણે), બાહેર, હૂતો, કાંય, એણી–તેણી (she), પદ્રિ, પ્રાક્રમ, વગેરે ખુદ **નરસિંહ મહેતા**, **પ્રેમાનન્દ**, **શામળ**, આદિ જૂના કવિઓ તથા **નવલરામ**, **નર્મદાશંકર** જેવા આધુનિક વિદ્વાનોએ પોતે વાપરેલા છે, અને તે સર્વ તેમનાં પુસ્તકોમાં હજી મોજુદ છે. **રા. નરસિંહરાવ** ભલે ભાષાની અશુદ્ધિ માટે મર્યાદાયુક્ત ટીકા કરે, પરંતુ જ્યારે એ હદ ઓળંગીને તથા વિવેક છોડીને પોતે જ કાંઈ અનાગરિકતા પર આવે છે, અને **પારસીઓ** જ્યારે શુદ્ધ ગુજરાતી ભાષા લખે છે ત્યારે તેની ખામી બતાવવા માટે એ "ભાષા માતાના દૂધ સાથે ધાવેલો પુરુષ નથી" એવાં વચનો એમના મુખથી નીકળે છે, તે વેળાએ માત્ર તિરસ્કારયુક્ત હાસ્ય જ ઉત્પન્ન થાય છે. શું ગુજરાતી ભાષા **રા. નરસિંહરાવ** અને એમના જેવા વિચારોવાળા હિન્દુઓ જ માતાના દૂધ સાથે ધાવેલા છે અને બીજા અનેક ધર્મવાળા જે ગુર્જરમાતાને ખોળે ઉછર્યા છે તે શું એ માતાના પુત્ર નથી? ગુજરાતના અસલ રહેવાસીઓ તો માત્ર **કોળી**, **નાળી**, **ભિલ્લ** આદિ હતા અને હાલની વસ્તી–ખાસ કરીને ગુર્જરો–**પંજાબ**, **માળવા** વગેરે અનેક પ્રાન્તોમાંથી આવીને વસેલાં મનુષ્યોની બનેલી છે. ખુદ ગુજરાતી ભાષાનું સ્વરૂપ આજ છસેં વર્ષથી વધુનું નથી, જ્યારે **પારસીઓ** તો એક હજાર વર્ષથી અહિં આવીને વસ્યા હતા. **રા. નરસિંહરાવ**ની ટૂંકી દૃષ્ટિ કે સાંકડા હૃદય કરતાં દેશાભિમાની વીર **નર્મદ**ની બન્ધુતાભરેલી વાણી જોઈએ:

"કોની કોની છે ગુજરાત ?—
પૂર્વજ જેના જે વળી આજે જન્મથકી ગુજરાતી વદ્યા;

* * * * * *

વળી પરદેશી બીજા જેને ભૂમિયે પાળી મોટા કર્યા,
પરધર્મી પણ હિત ઇચ્છિનારા માતતણું તે ભાઈ ઠર્યા;
તેની તેની છે ગુજરાત,
પછી હોય ગમે તે જાત."—

ગુજરાત અમારી માતૃભૂમિ છે અને ગુજરાતી ભાષા અમારી પોતાની છે, તેમાં રા. નરસિંહરાવના અભિમાનને અમે જરાયે નમતું આપીએ તેમ નથી. એક તરફથી જેમ અમારા કેટલાક પારસીભાઈઓ શુદ્ધ ગુજરાતી ભાષા માટે પોતાનાં આળસ અથવા અજ્ઞાનને લીધે "ગુજરાતી ભાષા અમારી અસલ ભાષા નથી" એમ કહીને ગમે તેમ બોલી તથા લખીને પોતાનો બચાવ કરે છે તે જેટલું વખોડી કહાડવા જેવું છે, તેટલું જ બીજી તરફથી શુદ્ધ ગુજરાતી લખનારા પારસી લેખકોના લેખોમાં માત્ર ખોડખાંપણ બતાવવા તથા પોતાની વિદ્વત્તાનો મિથ્યા દમ્ભ કરવાને જ માટે જે હિન્દુ લેખકો ઉત્સાહ રાખે છે, તે પણ દોષને પાત્ર છે. આજકાલ કેટલાક વિદ્વાન લેખકોની એવી જ વૃત્તિ જોઈને ખેદ થાય છે. એવા લેખકો અને વિવેચકોનું કાર્ય માત્ર નિન્દાનું જ હોય છે, કારણ તેઓએ તો પોતાને અથવા તો પોતાના મતના કોઈ લેખકને મહાન ઠેરવવાને માટે બીજા લેખકોની ખામીઓ કાંઈ પણ કરીને બતાવી

આપવી જ જોઈએ. અખાભગતે જે દશવિધ જ્ઞાની ગણાવ્યા છે તેમાં એક "નિન્દક જ્ઞાની" પણ છે. એ માટે અખાનો એક સચોટ છપ્પો જોઈએ:

"હવે નિન્દક જ્ઞાની કહિયે સોય, પેહેલું દોષનું દર્શન હોય;
સંતસમાગમમાં તે ફરે, લાંછન જોઈને હૃદયે ધરે;
આત્મજ્ઞાનતણી કરે વાત, પણ નિન્દકની અખા એવી ઘાત."

રા. નરસિંહરાવની સાહિત્યસેવા માટે અમને માન છે, પણ ઉપર કહ્યું તેમ એમણે કીધેલાં અનેક વિવેચનોમાં એમણે માત્ર એવી જ પદ્ધતિ ધારણ કીધેલી જણાય છે, જે ખરેખર ખેદકારક છે. ગોવર્ધનરામભાઈએ કહ્યું છે તેમ ગુણપરીક્ષા એ ગ્રન્થપરીક્ષાનો આત્મા છે, અને નહિ કે માત્ર દોષપરીક્ષા. ઉપર અમે જે અનેક દૃષ્ટાન્તો ટાંકયાં છે તે ઉપરથી હવે વાચકવર્ગની ખાતરી થઈ હશે કે રા. નરસિંહરાવે ખાસ ખામીઓ બતાવવાને ચર્ચા ઉત્પન્ન કીધેલા શબ્દો ઘણે ભાગે શિષ્ટ ગુજરાતી લેખકોએ જ વાપરેલા છે, અને જો રા. નરસિંહરાવે પ્રાચીન તથા અર્વાચીન ગુજરાતી સાહિત્યમાંના શિષ્ટ ગ્રન્થોનો યથાર્થ અભ્યાસ કીધો હોત તો એમને જે ભ્રમ ઉત્પન્ન થયો છે તે ના થયો હોત. "પારસી ગુજરાતી" અને "હિન્દુ ગુજરાતી" માટે આજકાલ ઘણી ચર્ચા ચાલે છે તે વેળાએ ગુજરાતી સાહિત્યના ઉપલકિયા વાચકો અને લેખકોમાં રા. નરસિંહરાવના ઉપલા લેખથી શુદ્ધ ગુજરાતી ભાષા લખનારા પારસી લેખકોના લેખો માટે કાંઈ પણ ભ્રમ ઉપજીને તેમને નાહકનો અન્યાય ના થાય, તેટલા માટે જ અહિં એ ઉપર

અમને કાંઈક વિસ્તારથી લખવું પડ્યું છે, અને તેમાં જો અમે કાંઈ અવિવેક કર્યો હોય એમ રા. નરસિંહરાવને જણાય—જો કે એ સર્વ એમના પોતાના લેખનો જ પ્રતિકાર છે—તો તેઓ સાહેબ અમને ક્ષમા કરશે એવી આશા છે. ગુજરાતી સાહિત્યની શુદ્ધિ અને વૃદ્ધિ માટે રા. નરસિંહરાવથી વધુ નહિ તો તેમના જેટલા જ ઘણા **પારસી** લેખકો હાલમાં પ્રયાસ કરી રહ્યા છે, એવા વખતમાં આપણે સર્વ ગુજરાતીઓ એક જ ગુર્જરમાતાનું દૂધ ધાવીને ઉછરેલા છીએ એવો બન્ધુભાવ રાખીને—ઈર્ષા કે નિન્દાના ક્ષુલ્લક ભાવોને ત્યાગીને—આપણે સર્વ ગુજરાતી લેખકો—હિન્દુઓ કે **પારસીઓએ** સાથે મળીને એકમેકનું ગુણગ્રહણ કરવું જોઇએ, કે જેથી કરીને આપણે આપણી ગુર્જરમાતાનો પ્રભાવ સારી દુનિયામાં વધારી શકીએ. અસ્તુ!

હવે આપણે **મલબારીની** કવિતા જોઈએ. એ કવિતાની ભાષા શુદ્ધ ગુજરાતી છે, એ તો ક્યારનુંયે સર્વ ગુર્જર વિદ્વાનોએ માન્ય કર્યું છે. એમને પગલે ચાલીને ઘણા **પારસી** કવિઓએ શુદ્ધ ગુજરાતીમાં કવિતા કીધી છે અને હવે પછી પણ એ વર્ગ વધતો જશે એવી આશા છે. **પારસી** લેખકોને આ સન્માર્ગ સબળ અને સફળ રીતે બતાવવાનું માન **મલબારીને** જ ઘટે છે, અને તેથી ઉપર જણાવ્યું છે તેમ **મલબારીનું** નામ ગુજરાતી સાહિત્યમાં અમર રહેશે.

કવિત્વ અને પદ્યરચના એ અનુક્રમે કવિતાનાં આત્મા અને શરીર છે. જેટલો સુન્દર આત્મા તેટલું સુન્દર અને

સબળ શરીર હોય તો જ આ સ્થૂળ જગતમાં તે સર્વ રીતે સફળતા પામે છે. શરીર વગર આત્માનું અસ્તિત્વ હોઈ શકે, પરંતુ તે આ દૃશ્ય જગતમાં ખુલ્લો અને સમ્પૂર્ણ વ્યવહાર રાખી શકતો નથી. એ જ પ્રમાણે એક વિચારમાં આપણને કવિત્વનું અસ્તિત્વ જણાય, છતાં જ્યાં સૂધી તે વિચાર તેને અનુરૂપ શરીર—પદ્યરચના–માં સ્થિતિ પામીને બહાર પડતો નથી ત્યાં સૂધી તે "કવિતા" તરીકે ગણાઈ શકાતો નથી. સૌન્દર્ય એ જ સૃષ્ટિનો કર્ત્તા છે અને સંવાદ વગર સૌન્દર્ય હોતું કે નિભી શકતું નથી. કુદરતના સૌન્દર્યમાં જેમ ઠેરઠેર આપણે કળા જોઈએ છીએ અને તેના કર્ત્તાનાં ગાન ગાઈએ છીએ, તેમ જ કવિતા જે સૌન્દર્યનો જ ઉચ્ચાર છે તે પણ કળા વગરની હોઈ શકે નહિ. કવિતાનાં આત્મા અને શરીર વ્યક્ત રૂપે સાથે જ જન્મે છે અને ખરા કવિની કવિતાનો ઉદ્ભવ એમ જ હોય છે. સૃષ્ટિમાં અનેક પશુપ્રાણીઓ પેદા થયલાં છે, તેમાં જોકે જૂદા જૂદા વર્ગના શરીરનું બન્ધારણ જૂદી જૂદી રીતે ઉત્ક્રાન્તિ પામેલું છે, પરંતુ તે સર્વ વર્ગનો વિકાસ એક એક નિયમને અનુસરીને જ થયલો છે, અને તેથી જ ગમે તેવા ક્ષુદ્ર પ્રાણીના શરીરમાં પણ સૌન્દર્ય જ અને કર્ત્તાની કળાનિપુણતા જ જોઈએ છીએ. નિયમ એ જ સૌન્દર્યનું સૂક્ષ્મ તત્ત્વ છે, અને તેથી જ કવિ જે કળાવિધાયક છે તે પોતાની દિવ્ય વાણી માટે એ જ નિયમનો આધાર લે છે. દુનિયાની બધી ભાષામાં પ્રાચીનમાં પ્રાચીનથી માંડીને અર્વાચીન કવિઓએ એવા નિયમસરની જ કવિતા રચી છે. એ નિયમ

જૂદી જૂદી ભાષાના ઉચ્ચારોનાં મૂળતત્ત્વોને આધારે જ બન્ધાયલો છે, અને એ નિયમ રાખવાથી જ "વાણીનું ડોલન-rhythm" સંધાય છે. મ્હારા મિત્ર રા. ન્હાનાલાલ કવિએ નહિ ગદ્ય કે નહિ પદ્ય એવી જે એક ત્રીજી અદ્ભુત 'રચના' પોતાની કવિતા માટે ઊભી કીધી છે, તેના બચાવમાં એમણે વાણીના ડોલનનો આધાર પકડ્યો છે, પણ તે ઉપર આપેલાં કારણોને લીધે ટકી શકતો નથી. અંગ્રેજી ભાષાની પદ્યરચનામાં આ વાણીનું ડોલન—rhythm— લાવવા માટે દરેક શબ્દની એક એક વર્ણશ્રુતિ( Syllable )ના સ્વરિતત્વ ( accent ) ઉપર આધાર રાખવો પડે છે, અને બે ત્રણ કે ચાર વર્ણશ્રુતિના નિયમસર આવતા સ્વરિતત્વથી જ અંગ્રેજી કવિતાનો છંદ રચાય છે, અને એવી વર્ણશ્રુતિઓના સમૂહનો ઉચ્ચાર કાંઈ પણ પરૂષતા કે સ્ખલનકુંઠન વગર થઈ શકે ત્યારે જ વાણીનું ડોલન બરાબર આવેલું કહેવાય છે. ગુજરાતી ભાષાની પદ્યરચનાનો આધાર સ્વરની લઘુગુરુતા ઉપર હોવાથી એનો નિયમ પ્રત્યેક છંદના વ્યક્તિત્વ અથવા વર્ગ પ્રમાણે પાળતાં વાણીનું ડોલન આપોઆપ આવે છે. આ કારણથી રા. ન્હાનાલાલ વાણીના ડોલનને "કવિતાની કુદરતી શરીરશોભા" અને છંદને "વસ્ત્રાભૂષણ" તરીકે લેખાવે છે તે યોગ્ય નથી. છંદ અને વાણીનું ડોલન એ બે કદી જૂદાં પડી શકતાં નથી. અલંકાર એ વસ્ત્રાભૂષણ ખરાં, પણ છંદ—પદ્યરચના–તો કવિતાનું શરીર જ છે. રા. ન્હાનાલાલ કહે છે તેમ "સૌન્દર્ય અને કલાનો પરમ નિયમ Symmetry—

પ્રમાણુતાનો છે, એક જ અવયવની પુનરુક્તિપરંપરાનો નથી," એ ખરૂ છે, અને એવી રીતે ન્હાનાં મ્હોટાં અવયવો એટલે લાંબી ટુંકી પંક્તિઓ કે એક પંક્તિના બે ત્રણ વિભાગોનું સપ્રમાણ વૈવિધ્ય જાળવીને સુન્દર બનેલા અનેક છંદો અને પદ્યરચનાના પ્રકારો આપણી તેમ જ બીજી ભાષાઓમાં છે. "સુન્દર એક ફૂલ અનેક અણુસરખી પાંદડીઓનું બનેલું હોય છે," એ ખરૂં છે, પણ એ પાંદડીઓ મૂળ તે ફૂલને લગતી જ હોય છે અને તે જ ફૂલનો મૂળ સુવાસ પ્રત્યેક પાંદડી-માં હોય છે. ગુલાબની બહુભાગે ગોળ પાંદડીઓમાં ચંબેલી-ના જેવી લાંબી અને પાતળી પાંદડીઓ કદી ઉત્પન્ન થતી કે ભળતી નથી, અને તેમ જ સર્વ ફૂલોને માટે પણ છે. નદી "પગલે પગલે વંકવોળામણી વહે" તો ભલે, તે સૌન્દર્ય અને સ્વતંત્રતાથી ભરપૂર જ છે; પણ જે ભૂમિમાં એ નદી પોતાનો પાટ પાડે છે તે જ ભૂમિમાં તે વહેતી જાય છે, કે નવો પાટ પાડે તો પણ તે ભૂમિમાં જ પાડીને નદી રૂપે જ વહે છે; તે કાંઈ સરોવર જેવી બનીને બન્ધાઈ પડતી નથી, કે નથી તેનાં પાણી ભૂમિને છોડીને આકાશે ઉછળીને શૂન્યમાં વહેતાં! નિયમ તો કુદરતમાં સર્વત્ર પ્રવર્તેલો છે જ. તેથી જ માત્ર વિચારોના અર્થસમ્બદ્ધ કકડાઓથી "રચના" બની કે કહેવાઈ શકતી નથી. એમાં ચરણ કે માપ જેવું કાંઈ છે જ નહિ; અને તેથી જ એ વિચારોમાં ગમે તેવું કવિત્વ હોવા છતાં એ જાતની વાણીના સ્વરૂપને "કવિતા" કહી શકાય નહિ, કારણ કવિતામાં તો કવિત્વ અને પદ્યરચના—આત્મા અને શરીર—એ બન્ને જોઈએ.

રા. ન્હાનાલાલે કવિતાના શરીર માટે માની લીધેલું આ નવીન સ્વરૂપ કાંઈ એમણે અપૂર્વ રીતે પ્રથમ જ વાપર્યું હોય એમ અમને તો લાગતું નથી. એમના આવા વિચારોનું મૂળ અમને પ્રખ્યાત અમેરિકન કવિ વૉલ્ટ વ્હિટ્‌મૅનના લેખોમાં જડે છે. એ કવિએ અંગ્રેજીમાં એમ જ ગમે તેમ વાક્યો લખી જઈને માત્ર દેખાવમાં પદ્યનો આકાર બતાવીને કાવ્યો લખ્યાં છે, અને અમારો તર્ક જો ખોટો ના હોય તો રા. ન્હાનાલાલ એ જ લેખોનું અનુકરણ કરે છે. આવી રચના માટે અંગ્રેજી ભાષાના સમર્થ કાવ્યવિવેચકો અને રસવેત્તાઓએ સખત વિરોધ દર્શાવ્યો છે, અને તે યોગ્ય જ છે. આપણે ત્યાં ખીલતા ગુજરાતી સાહિત્યની ઉન્નતિ માટે આ પ્રયોગ બહુ હાનિકારક છે, કારણ એથી ઉછરતા લેખકો ઉપર ઊંધી જ અસર થાય છે અને અનુભવની ખામીને લીધે તેઓ એવી રસહીન "રચના"ની માત્ર નવીનતા જ જોઈને તે પર મોહિત થઈને તેવા પ્રયોગો કરવા જતાં કેવું અનુચિત પરિણામ લાવે છે, તે એવા લેખકોના આવા પદ્યહીન લેખો બતાવી આપે છે. રા. ન્હાનાલાલના આવા લેખો એમના વિચાર તથા કવિત્વના બળને લીધે જ આપણે વાંચીએ છીએ, બાકી તેઓને "કવિતા" તરીકે તો કોઈ પણ રસવેત્તા કહી શકે નહિ. એમને જ હાથે શુદ્ધ પદ્યરચનામાં જે જે કવિતાઓ લખાઈ છે, તેમાં કેવું સરસ કલાવિધાન થયલું છે અને વાણીનું ડોલન કેવું સુન્દર, મિષ્ટ અને રસની ભરપૂર છોળ મારતું લાગે છે. કવિતા એ સૌન્દર્યનો ઉચ્ચાર છે તે એવે જ ઠેકાણે સ્પષ્ટ અને ફ્લિત થાય છે.

મલબારીએ પોતાનાં કાવ્યોમાં ઘણે ભાગે શુદ્ધ ગુજરાતી પિંગળના નિયમોને અનુસરીને જ પદ્યરચના કીધેલી છે. એમનાં પુસ્તકોમાં અનેક અક્ષરમેળ તથા માત્રામેળ છંદો વપરાયલા છે, તેમ જ લાવણી, ગરબી અને સંગીતના અનેક રાગ અને તેની ચાલમાં કવિતાઓ લખાયલી છે. મ્હોટે ભાગે એ રચના શુદ્ધ છે અને રચનાનો પ્રવાહ પણ સરલ અને સુશ્લિષ્ઠ છે. ઝડઝમક, વર્ણસગાઈ, પ્રાસાનુપ્રાસ, આદિ શબ્દાલંકારો એમની શરૂઆતની કવિતાઓમાં ઘણા મળે છે. એ સર્વ રચનામાં શામળ અને દલપતરામની શૈલીની છાપ સ્પષ્ટ દેખાઈ આવે છે. અમારા વિચાર પ્રમાણે એક ઉગતા કવિએ પોતાની વાણીનો ઘાટ સારી રીતે ઘડવાને માટે અને તેની ભાષામાં વાણીની સરલતા અને મિઠાશ લાવવાને સારૂ જાણીતા થયલા કવિઓની રચનાનો અભ્યાસ કરવો જોઈએ અને તેનું અનુકરણ તથા અનુસરણ કરવું જોઈએ. એમ કરતાં વાણીની સરલતા અને સ્પષ્ટતાનો અધ્યાસ આપોઆપ જામે છે, અને મૃદુતા, મધુરતા, સ્પષ્ટતા, સચોટતા, આદિ વાણીના શુભ ગુણોનું ગુહ્ય ક્યાં રહ્યું છે તે ઝડપથી તે જાણી શકે છે અને વાપરી શકે છે. આ ઝડઝમક આદિ શબ્દાલંકારો વાપરતાં મલબારીની ન્હાની વયમાં લખાયલી કવિતાઓમાં કહિં કહિં ક્લિષ્ટતા અને અવિશદતા આવ્યાં છે. પાછળથી આ ઝડઝમકનાં બન્ધનો તૂટતાં ગયાં છે, અને વાણીની સચોટતા અને સરલતા બરાબર પ્રાપ્ત થતાં ખાલી શબ્દાલંકારો આપોઆપ અદૃશ્ય થયા છે. મલબારી પોતે જ "સંસારિકા"ની પ્રસ્તાવનામાં લખે છે

કે, "લેખકનો ભાવ-વિચાર બનતા સૂધી બરાબર જળવાઈ રહે અને અર્થ પોતાની મેળે પ્રકટી નીકળે, એ તેનો મૂળ હેતુ સાચવવાનો છે; કારણુ કવિતાનો વિલાસી જીવ જ્યારે રસપ્રવાહમાં ઝીલતો હોય ત્યારે તેનું લક્ષ વિચાર અને અર્થ તરફ વધારે વળેલું રહે છે; તેના જ તાનમાં તે તૃપ્ત રહેવા માગે છે." આ વચનોની યથાર્થતા સર્વ કવિઓ સ્વીકારશે.

મલબારીએ પરિચિત લોકપ્રિય રાગોમાં ઘણી કવિતા લખી છે, પણુ તે સર્વમાં "કબ સમરોગે રામ, સાંઇજી, કબ સમરોગે રામ," એ પદના ઢાળમાં "કામ કરોજી કામ," "જ્ઞાન ધરોજી જ્ઞાન," "નાકે જીભ લગાડ, રે નકટા! નાકે જીભ લગાડ," તથા અધીરો, કૃપણુ, તરકડો, સિપાઈડો, હજુરિયો, વગેરે અનેક વિષયોપર જે પદો એમણે લખ્યાં છે તે ઘણી સચોટ રીતે સફળ થયાં છે. એ ઢબનાં કાવ્યોમાં જ મલબારીની ખાસ શૈલીનું વ્યક્તિત્વ પ્રગટ થયલું છે, અને એ સર્વ પદોમાં સીધો ઉપદેશ હોવા છતાં તે કવિત્વમય અસર કરે છે. એ જાતનાં પદો મલબારીને હાથે ઠીક ચ્હડ્યાં છે અને તેમાં યોગ્ય શબ્દોથી કળાને તે દીપાવી શક્યા છે. એ પદોની રચનામાં સરલતાની સાથે ઠોક છે, અને એના એક એક ચરણુમાં મૂળ વિષયને લગતો એક સમ્પૂર્ણુ વિચાર કે ભાવ કહી બતાવીને કવિ જાણે તે સાંભળનારના હૃદયમાં ઉતરી જઈને કેવી અસર કરે છે તે પોતે પાછો અનુભવતો હોય એમ લાગે છે. આ જાતનાં પદો સિવાય મલબારીએ ખાસ આપણા ગુજરાતની અસલ પરં-

પરાની અનેક સુમધુર ગરબીઓમાં પણ કવિતા લખી છે અને એ સર્વ રચનામાં એમની ભાષાનો પ્રવાહ સરળ અને તે તે ભાવને અનુરૂપ વહેતો રહ્યો છે. એ જ પ્રમાણે "સુરતી લાલા સ્હેલાણી," "ઈતિહાસની આરસી," "પારસી કોમને એક અરજ," વગેરે કાવ્યોમાં જ્યાં ઘણું કરીને વર્ણન જ પ્રધાન ભાગે છે, અને જેમાં આત્મદોષનું શોધન અને બોધ એ બન્ને મિશ્રિત રહેલાં છે, ત્યાં એમણે પદ્યરચના માટે લાવણીને યોગ્ય રીતે પસંદ કીધી છે. એ લાવણીના સંસ્કાર મલબારીને છેક બાળવયથી જ પડેલા હતા, અને કુલગી તોરાવાળાઓના સંવાદોમાં એ જ લાવણીનો ઉપયોગ છૂટથી થતો હતો, એટલે મલબારીને એ રચના પણ સ્વાભાવિક રીતે પ્રિય અને સરળ થઈ પડી હતી.

ઉપર કહ્યું છે તેમ ઘણે ભાગે શુદ્ધ ગુજરાતી છંદો અને રાગોમાં મલબારીએ કવિતા લખી હતી, પણ તેમ જ પારસી શૈલીમાં એમણે જે બે પુસ્તકો બહાર પાડ્યાં હતાં તેમાં ફારસી બયૂતની રચનાનો ઉપયોગ કીધો હતો. પારસી પદ્યલેખકોએ સ્વાભાવિકપણે એ જ બયૂતનો આસરો લીધેલો છે, પણ એ લેખકોના મ્હોટા ભાગને ગુજરાતી પિંગળનું અને ગુજરાતી ભાષાની પદ્યરચનાનાં મૂળતત્ત્વોનું અજ્ઞાન હોવાને લીધે તેઓ એ બયૂતની ચાલને શુદ્ધ રીતે ઉતારી શક્યા નથી. મર્હૂમ પારસી શાયર મનસુખ, બેહેસ્તનશીન શેઠ જ. ન. પીટીટ, તથા એમના જેવા પારસી ગુજરાતીમાં કવિતા લખનારાઓએ બયૂતમાં જ એટલે એની ચાલમાં

જ પદ્યરચના કીધેલી છે, પણ લઘુગુરુનું તત્ત્વ શુદ્ધ રીતે જાળવી ના શકાયાથી અને માત્ર કાન અને ગમે તેવા ઉચ્ચારનો જ કાંઈક અંશે (સમ્પૂર્ણ રીતે નહિ) આધાર લીધાથી એ બયતનું વઝન (તાલ) તેઓ બરાબર રાખી શક્યા નથી. આ બયતનું માપ ગુજરાતી પિંગળમાં અક્ષરમેળ છંદોમાંનો "શૈલ છંદ" છે તેનું જ છે, અને તે જ પ્રમાણે "કાવ્યરસિકા"માંના "વર્ષાવર્ણન"માં (૪૨ મે પાને) એ જ છંદ વપરાયલો છે. પણ એ જ બયતને જો માત્રામેળ છંદમાં આપણે મૂકીએ તો એનું ચરણ ઓગણીશ માત્રાનું કે છેલ્લી માત્રા મૂકી દઈને અઢાર માત્રાનું થાય છે, અને ૨, ૭, ૧૨ અને ૧૭ માત્રાએ એમ ચાર તાલ આવે છે. ઉદાહરણથી જોઈએ:

> "પવન રોશનાં તાજગીદાર આંબ
> ૧૧૧ ૨૧૨ ૨૧૨૨૧ ૨૧ = ૧૯ માત્રા
> સુકો નાન ટુકડો મળો ના મળો."
> ૧૨ ૨૧ ૧૧૨ ૧૨ ૨ ૧ ૨ = ૧૮ માત્રા
> ફઊલુન્ ફઊલુન્ ફઊલુન્ ફઊલ્

આ ઉદાહરણ જે મલબારીના એક કાવ્યમાંથી[1] લીધેલું છે, તે ઉપરથી માલમ પડશે કે બયતની રચના આપણે ગુજરાતી પિંગળમાં શુદ્ધ રીતે ઉતારી શકીએ તેમ છે, અને મલબારીને પિંગળનું જ્ઞાન સારૂં હોવાને લીધે એમને હાથે બયતની રચના એમ બહુ ભાગે શુદ્ધ થયલી છે. "બહુ

૧. પૃષ્ઠ ૨૩૭

ભાગે" કહેવાનું કારણ એ કે એમણે શબ્દોના શુદ્ધ લઘુગુરુ ઉચ્ચાર એ રચનામાં ઘણી પંક્તિઓમાં રહેવા દીધા નથી, અને પ્રેમાનન્દ તથા બીજા જૂના કવિઓએ જેમ ભુજંગી આદિ શુદ્ધ વૃત્તોની "ચાલ" કરીને લઘુગુરુનું માપ શિથિલ કીધું હતું, તે જ પ્રકારે આ બયૂતની પણ ભાગીતૂટી "ચાલ" જ પારસી પદ્યલેખકોએ ઘણે ભાગે ઉપયોગમાં લીધી છે. એનું પણ ઉદાહરણ જોઈએઃ

"દિસે તેમનોં પાંછળ ભુરાં રંગીં પ્હાડ—
૧ ૨ ૨ ૧ ૨ ૧ ૧ ૧ ૨ ૨ ૧ ૨ ૧
નોં વાંદલસે મંળતા ધુમાંડ્યા આકાંર"—[૧]
૧ ૨ ૧ ૧ ૧ ૧ ૧ ૨ ૧ ૨ ૨ ૧ ૨ ૧

પારસી પદ્યલેખકોએ વાપરેલી આ પદ્યરચના જે ઘણા હિન્દુ વાચકો અને વિદ્વાનોને છંદહીન લાગી છે, તેનું કારણ આ બયૂતની રચના પૂરેપૂરી ના સમજાયાને લીધે છે. બાકી તો એ રચનામાં છંદ જેવું તો છે અને કેવળ છંદહીન તો તે નથી જ. માત્ર લઘુગુરુનો નિયમ અપૂર્ણ જ્ઞાનને લીધે શુદ્ધ રીતે ના જળવાયાથી જ એમ પરિણામ આવ્યું છે. ફારસી ગઝલને ગુજરાતીમાં ઉતારતાં તેને "રેખતો" કહીને નર્મદાશંકરે એ ગઝલની "ચાલ" જ પોતાની "આહા! પૂરી ખીલી ચંદા" એ કવિતામાં વાપરેલી છે, અને મર્હૂમ હરિલાલ ધ્રુવે અને રા. નરસિંહરાવે પણ પોતાના રેખતા એવી જ રીતે લઘુગુરુના નિયમને શિથિલ કરીને થોકબંધ લખેલા

૧. મર્હૂમ જ. ન. પીટીટની "માહરી મજેહ"માંથી.

છે. આ વિષય ઉપર કોઈક બીજી વખતે વિસ્તારથી વિવેચન કરવાનો વિચાર છે, એટલે અહિં તો માત્ર આટલું જ દિગ્દર્શન કરીને પારસીઓએ વાપરેલી આ પદ્યરચનાની યોગ્ય પિછાન અમે હિન્દુભાઈઓને કરાવી છે, જે એવી રચનાઓ માટે તેમને કાંઈક ઉપયોગી થઈ પડશે એવી આશા છે.

મલબારીની પદ્યરચના પિંગળના નિયમાનુસાર શુદ્ધ હતી, છતાં કોઈ કોઈ ઠેકાણે લઘુગુરુની છૂટ—પોતે જ કબૂલ્યા પ્રમાણે—એમણે લીધી હતી, તેમાં પણ "કૃપણ"માંનો 'કૃ' અને "પ્રકાશ"માંનો 'પ્ર' એ અક્ષરોને એમણે કોઈક કોઈક ઠેકાણે ગુરુ તરીકે લીધેલા છે. એ ઉપરાંત પદ્યરચનાની એક બીજી પંગુતા અને ખામી જે પારસી પદ્યલેખકોમાં ઘણી વાર જોવામાં આવે છે, અને જે પંગુતા શામળ જેવા જૂના કવિમાં અને રા. નરસિંહરાવ જેવા આધુનિક અને પદ્યરચનામાં પૂર્ણતાનો જ દાવો કરનાર કવિમાં પણ છે, તે ઉપર અહિં ધ્યાન ખેંચવું યોગ્ય લાગે છે. રાવ બહાદૂર રમણભાઈ નીલકંઠે પોતાના "કવિતા અને સાહિત્ય" નામના પુસ્તકમાં "છંદ અને પ્રાસ" ઉપરના લેખમાં મર્હૂમ જ. ન. પીટીટની કવિતા ઉપર વિવેચન કરતાં "માહરી મજેહ"માં લખાયલી કેટલીક લીટીઓની રચના અને સુસ્વરતા માટે યોગ્ય ટીકા કીધી છે, તેમાં નીચલી બે લીટીઓની રચના માટે જ અહિં આપણને કામ છેઃ

"એવી રીતની તેઓની કસાકસી—<br>માં મરવાથી આળસ લાઈલાજ ફસી;"

"આ લીટીઓમાં 'કસાકસી' અને 'ફસી'નો પ્રાસ લાવવા સારૂ 'માં'ને કાપી લઈ બીજી લીટીમાં બેસાડ્યો છે," તે કેવળ અરુચિયુક્ત છે એટલું જ નહિ, પણ વ્યાકરણના નિયમથી પણ વિરુદ્ધ છે. નો, તણો, કેરો, થી–થકી, માં, વગેરે વિભક્તિના એ પ્રત્યયો મૂળ શબ્દથી કદી પણ છૂટા લખી શકાય નહિ, એ નિયમનું વિસ્મરણ થયાથી જ એવી રચના કેટલાક લેખકો કરે છે, અને પદ્યરચના ઉપર તેમનો કાબુ પૂરેપૂરો નથી તે એવા પ્રયોગો પ્રત્યક્ષ બતાવી આપે છે. ચરણના માપમાં જ્યાં યતિ આવે છે ત્યાં પણ એ વિભક્તિના પ્રત્યયને ખરૂં જોતાં જૂદો પાડી શકાય નહિ તો ચરણને અન્તે તો કદી બનવું જ ના જોઈએ. એ યતિભંગનો દોષ કહિં કહિં કદાપિ ક્ષમ્ય થઈ શકે છે, પણ ચરણને અન્તે તો શબ્દને કદી તોડી શકાય જ નહિ. એવાં યતિભંગદોષનાં ઉદાહરણો તો પુષ્કળ મળી આવે છે, પણ અહિં બે ચાર જોઈએ:

"લખ બોતેર હજાર—તણા તો હંસ જ હરિયા:"—
શામળભટની "અંગદવિષ્ટિ"માંથી.
"વેલાં પંથ કુબુદ્ધ—થકી તેં એ શું કીધું;"—
"અહિંયાં રાણીવાવ્ય—તણાં આ હાડ પડેલાં;"—
રા. નરસિંહરાવની "કુસુમમાળા:" પૃષ્ઠ ૧
"એક પુરુષ મહાન તણી એ કીર્ત્તિ ગાએ,—"કુસુમમાળા," પૃષ્ઠ ૮

આ અને એવી બીજી પંક્તિઓ આવા યતિભંગદોષની તો ઘણી મળી આવે છે, અને જે જે છંદમાં તે રચાયલી છે તે તે છંદના ચરણનો સ્વાભાવિક પ્રવાહ આવા યતિભંગ

થતાં તુરત જ થડકાતો જણાઈ આવે છે. પણ ઉપર જણાવ્યું છે તેમ વિભક્તિના પ્રત્યયને તો ચરણના અન્તમાં છૂટો પાડીને બીજા ચરણના આરમ્ભમાં કદી પણ મૂકી શકાય નહિ. આ જાતનો દોષ **પારસી** પદ્યલેખકોમાં વારંવાર જોવામાં આવે છે, અને **મલબારી**એ પણ, **પારસી** શૈલીમાંનાં કાવ્યોમાં જ, એવી રચના ત્રણ ચાર ઠેકાણે કીધેલી છે:

"ઘણાંના ખુલી જાતા જીંદગીના **ભેદ**—
**ને** તાળાં દીધાં મેં આ સંસારમાં."—[1]

"હા, થૂંક્યા તે જ મ્હોંડાપર, જેની **સિફ્ત**—
**થી** મરતા બચ્યા મુજીઓ એક વાર."—[2]

પણ આ રીતના પ્રયોગ માટે પણ માત્ર **પારસી**ઓ જ જવાબદાર નથી. **રા. નરસિંહરાવ**નાં કાવ્યોમાં પણ આવા પ્રયોગ ઘણે ઠેકાણે નજરે પડે છે, તે જોઈએ:

"મૂઢ અભાગણી તુજ **માત**—
**કેરી** ગૂઢ કાળી વાત."—હૃદયવીણા: પૃષ્ઠ ૪૭

"ને શર ફેંકી નર **તરુડાળ**—
**પરથી** પાડિયો તત્કાળ."— ,, પૃષ્ઠ ૭૧

"ગભીરી ઘોર આ **રજની**—
**તણા** ભેદો કહું, સજની!" ,, પૃષ્ઠ ૧૧૭

"મોહની માયા એ **પ્રેમની**—
**તણો** રસ ચાખ્યો સકોશ નહિં ફરી."—નૂપુરઝંકાર: પૃષ્ઠ ૪૪

---

૧. પૃષ્ઠ ૨૭૬. ૨. પૃષ્ઠ ૨૭૭.

આ ઉદાહરણોમાં પણ છેલ્લા ઉદાહરણની રચના તો સર્વથી વધુ વિચિત્ર છે. 'તણો' જે 'માયા'ની વિભક્તિનો પ્રત્યય છે તે બીજા બે શબ્દો વચમાં મૂકયા પછી ચરણને છેડેથી કાપીને બીજી લીટીમાં બેસાડયો છે! આવી પંગુ રચના માટે રચનાકૌશલ્યની ખામી સિવાય બીજો કોઈ બચાવ છે જ નહિ. આ જાતની છૂટ લેવાતી બન્ધ જ થવી જોઈએ, કારણ એ વ્યાકરણથી વિરુદ્ધ હોઈને ભાષાને વિરૂપ જ કરે છે. રા. બ. રમણભાઈએ આવી રચના માટે એક પારસી લેખક ઉપર પ્રહાર કીધો છે, ત્યારે એવી જ રચના એમની ખાસ પ્રશંસા પામીને એમને મતે શ્રેષ્ઠ પદ પામેલા હિન્દુ કવિની કવિતામાં જોઈએ તેટલી છે, તે એઓ ભૂલી ગયલા લાગે છે, પણ ન્યાયને ખાતર અમે એ સર્વ અહિં નોંધવું ઇષ્ટ ધાર્યું છે.

મલબારીની કવિતાની ભાષા તથા પદ્યરચના માટે ઉપર થોડીક ચર્ચા કીધા પછી હવે આપણે એમનું કવિત્વ કેવું હતું તે જોઈએ. અમે ઉપર જણાવ્યું છે તેમ એમના હૃદયે સૌન્દર્યના ઘણા શબ્દો ઝીલવા પ્રયત્નો કીધા છે. દરેક દેશના મહાકવિઓના એવા ઉચ્ચારો સર્વ કાળ અને સર્વ પ્રજાને લગતા હોય છે અને તેમાં સર્વાનુભવરસિકતાને લીધે તે જ્યારે સાંભળીએ ત્યારે નવીન જ લાગે છે. પણ એવા મહાકવિઓ ઉપરાંત બીજા અનેક ન્હાનામ્હોટા કવિઓ હોય છે, જેમના પ્રયત્નો પણ દેશકાલાનુસાર ઉપકારક અને આનન્દજનક લાગે છે. એ સર્વ કવિઓ સમયમૂર્ત્તિ જ હોય છે, અને એક ગમથી જેમ એ સર્વ પોતાના કાળનું દાન પામે છે તેમ બીજી ગમથી એ પોતાના કાળને પણ

દાન દે છે. મલબારીનો જન્મ જે કાળમાં થયો હતો તે કાળમાં પૂર્વ પશ્ચિમના પ્રવાહો આ દેશમાં સ્હામસ્હામા અથડાતા હતા, કાળી અન્ધારી રાત પીગળી જતાં ઉષાનાં આછાં આછાં પગલાં મંડાતાં હતાં, નવજીવનની પ્રેરણાની ધીમી લહરી કહિં કહિં વાતી હતી, અને સૂર્યોદયકાળ સ્પષ્ટ રીતે પાસે આવ્યા છતાં જે આળસુ અને મન્દ જીવો હજી ઊંઘમાં પડીને સળવળ્યાં કરતા હતા તેમને જગાડવાને માટે રસિક પક્ષીઓ મીઠા સ્વરો કહાડતાં હતાં, કે કાગડા જેવા ચતુરો કઠોર પણ સબળ હલકાર કરીને આકાશ ગજાવી મૂકતા હતા. સ્વાભાવિક રીતે મલબારીના કવિહૃદય ઉપર એ જ દેશકાળની છાયા પડી હતી, અને આ દેશની પ્રજામાં જે આન્દોલનો ઘૂમતાં હતાં તે સર્વેએ એમના હૃદયને પણ હલમલાવ્યું, અને પરિણામે હૃદયની ઉચ્ચગામિતા અને તેના સંસ્કારને બળે મલબારી પણ કવિનો ઝુંડો લઈને પ્રજાના કાર્યધુરંધર લેખે બહાર પડ્યા.

ગુજરાત અને મુંબઈમાં આ કાળમાં કવિ દલપતરામે અને નર્મદાશંકરે સુધારાનો શંખ જેમ કવિતામાં ફૂંક્યો, તેમ મલબારીની કવિતાએ પણ મુખ્ય કરીને એ જ માર્ગ પકડ્યો હતો. સૃષ્ટિમાંના પદાર્થોનું મૂળ સ્વરૂપ જેમ સૃષ્ટિનાં મૂળ તત્ત્વોથી ભિન્ન હોતું કે હોવું સમ્ભવતું નથી, તેમ કવિઓની કળાનું સ્વરૂપ પણ કેવળ નવીન હોઈ શકતું નથી. એ કળાનાં સાધન સર્વને માટે તેનાં તે જ છે, રંગો પણ તેના તે જ છે, એટલે દરેક નવો કળાવાન પોતાની શ્રેષ્ઠ કૃતિ ઉપજાવી શકે તે પહેલાં એ જ રંગોનું મિશ્રણ બીજાઓની કૃતિ જોઈને તે કરતો જાય છે,

અને એમ કરતાં કરતાં એ રંગોની મિશ્રણકળામાં તે સ્વયં-ભૂત્વ પામી શકે છે. એથી જ અનુકરણ એ કવિઓમાં એક અગત્યનો ગુણ છે અને હોવો જોઈએ. **મલબારીના** પ્રથમ પુસ્તક "**નીતિવિનોદ**"માંની કવિતાઓ ઉપર **શામળ** અને **દલપતરામ**ની છાયા સબળ અને પ્રત્યક્ષ રીતે પડેલી દેખાય છે, તો **નર્મદાશંકર** અને **દયારામ**ની છાયા કાંઈક ગૌણ અંશે મહિં મહિં ગુંથાયલી લાગે છે. પદ્યબન્ધની સરલતા દલપત-રામના અનુકરણથી આવેલી છે, ભાવની ઉત્કટતા તથા ગરબી-ઓની મિઠાશમાં **દયારામ**ની છાયા દેખાય છે, છપ્પાઓની રચના અને વાક્ચાતુર્યના બળમાં **શામળ**ની ઠોક ભળેલી છે, અને સંસારસુધારો તથા દેશભક્તિનાં કાવ્યોમાં કાંઈક અંશે **નર્મદાશંકર**નો "જોસ્સો" ઉછળતો જણાય છે. એ પછીનાં કાવ્યોમાં ધીમે ધીમે સર્વ છૂટા છૂટા લાગતા રંગોનું મિશ્રણ વધુ ઘટ્ટ થયું છે અને "**સંસારિકા**"નાં કાવ્યોમાં એ સર્વ રંગોનો સંવાદ ઇષ્ટ રીતે થઈને **મલબારી**ની વાણીનું વ્યક્તિત્વ બન્ધાયું છે.

કવિઓ અને કલાવિધાયકોની જે બે મુખ્ય શાખાઓ કહેવાય છે તે રૂપપ્રધાન (Classical) અને રંગપ્રધાન (Romantic) છે. રૂપપ્રધાન લેખ અને કળામાં વસ્તુની રેખા સ્પષ્ટ દોરેલી હોય છે અને જે કહેવું હોય તે સ્પષ્ટ શબ્દોમાં અને સ્પષ્ટ આકૃતિઓમાં સીધી અને સાદી રીતે કહેવાય છે, ત્યારે રંગ-પ્રધાન લેખ અને કળામાં ચિત્રોમાંના રંગ ઉપર જ વિશેષ ધ્યાન અપાયલું હોય છે અને એ રંગો ભભકદાર હોઈ તેમાં

લાલિત્યની રેલછેલ કરે છે. આપણા ઘણા ખરા પ્રાચીન કવિઓ મુખ્યત્વે કરીને રૂપપ્રધાન વર્ગમાં જ આવે છે, જો કે પ્રેમાનન્દનાં કાવ્યોમાં એ બન્ને વર્ગનું અદ્ભુત મિશ્રણ થયલું દેખાય છે, અને દયારામની મોહક ગરબીઓમાં રંગપ્રધાન વર્ગનું બળ વિશેષ માલમ પડે છે. અર્વાચીન સાહિત્યના નવીન કવિઓમાં આ રંગપ્રધાન વર્ગની જ છાયા સબળ રીતે જણાય છે, કારણ ભાવપ્રધાન કાવ્યોમાં રંગોનાં ભભક અને લાલિત્યની વિચિત્રતા જ મુખ્યત્વે હોય છે. મલબારીની કવિત્વ-રીતિનું અવલોકન કરતાં આપણે તેને રૂપપ્રધાન વર્ગમાં જ મૂકી શકીએ, કારણ એ રીતિમાં રંગોના લાલિત્ય કરતાં રૂપની રેખા સ્પષ્ટ કરવા ઉપર જ વધુ ધ્યાન અપાયલું છે, અને એ રીતિમાં સીધી અને સાદી રીતે કવિનો સન્દેશો કહેવાયલો છે. "ગુણનીતિભરેલ કરો કવિતા, જયમ ગંભીર સ્થિર વહે સરિતા," એ વચનોમાં જ મલબારીની કવિતાનું હાર્દ સમજાય છે. દલપતરામ કવિએ જેમ પોતાના ગ્રન્થના પદ્યમય ઉપો-દ્ઘાતમાં કહ્યું છે કે,

"પ્રીતિ ધરે પરિબ્રહ્મપદે વળી નીતિ ધરે સુધરે નરનારી,"

એ જ પ્રયોજનથી તેમણે કાવ્યો લખ્યાં છે, તેમ મલબારીનાં કાવ્યોનો સાર પણ લગભગ એવો જ છે. પણ દલપતરામ કવિના કરતાં મલબારીને નવી પાશ્ચાત્ય કેળવણીના સંસ્કાર વધુ સબળ રીતે પડેલા હતા અને પાશ્ચાત્ય મહાકવિઓનાં ઘણાં ઉચ્ચ કાવ્યો મલબારીને પ્રિય હોવાથી એમની પાછલી કવિતાઓમાં કહિં કહિં શુદ્ધ પ્રકાશ આવેલો છે. એમનાં

પ્રથમ પુસ્તકો છપાયાં ત્યાં સૂધી ગુજરાતી કવિતા બહુધા જૂના ધોરણે જ રચાતી રહી હતી, અને નર્મદાશંકરના કાંઈક નવી દિશા તરફ જવાના પ્રયત્નો થતા હતા, છતાં તે કેવળ નવીન માર્ગ સબળપણે પાડી શક્યા ન હતા. મલબારીએ પોતે જ "સંસારિકા"ની પ્રસ્તાવનામાં એવી ઇચ્છા પ્રદર્શિત કીધી હતી કે એ જૂની રૂઢિમાં હવે ફેરફાર થાય તો સારૂં. "કુસુમમાળા," "સ્નેહમુદ્રા," અને એવાં બે ચાર ન્હાનાં પુસ્તકો, જે ગુર્જર કાવ્યસાહિત્યમાં નવો માર્ગ પાડનારાં અને નવીન તેજ ઝીલનારાં હતાં તે એ પહેલાંનાં બહાર પડી ચૂક્યાં હતાં, પણ એ કાવ્યો તરફ જનસમૂહનું ધ્યાન ઘણું જ થોડું ગયલું હોવાથી મલબારીનું હૃદય એ દિશા તરફ હજી આકર્ષાયું ન હતું. એમ છતાં "સંસારિકા"માંનાં "સૃષ્ટિસમશ્યા," "પ્રીતિ કરી પસ્તાઉં", "ખરો લીલાવિસ્તાર," "ખુદા કરે તે ખરૂં," "પારકા પૈસા નસાથી બૂરા," "પારકી સ્ત્રી મરકીથી બૂરી," "કાયાકલેશ," અને "આદમી અને તેની દુનિયા"માંનાં કેટલાંક કાવ્યોમાં જૂની પ્રચલિત પદ્ધતિથી કાંઈક જૂદી જાતની જ કવિતા નજરે પડે છે, અને કવિ વર્ડ્સ્વર્થની પ્રખ્યાત પંક્તિ, "The light that never was on sea or land."—"પ્રભા તે જે હતી નાહિં ધરા કે સિન્ધુ પર ક્યાંહિં"—પ્રમાણે તે પ્રભા, ઘેરાં વાદળોમાં ચંદ્ર તો છૂપાયલો જ રહે છતાં એ વાદળોની કિનારી ઉપરથી વહીને ધીમે ધીમે પૃથ્વી ઉપર તેની શાન્ત શીતળ રોશની વરસતી જાય તેમ, એ કાવ્યોમાં પ્રગટ પડેલી દેખાય છે, અને મલબારીનું કવિહૃદય પોતે આપણુ સર્વને એ

"રસ પાતાં રસ પી લે" છે. એ શુદ્ધ રસની ઝાંખી મલબારીને ઘણી ન્હાની વયમાં થઈ હતી, તેની સાક્ષી "વિલ્સન વિરહ"માં જે ત્રણ ચાર ભાવપૂર્ણ કાવ્યો છે તે પૂરે છે. એ પુસ્તકમાં "હાલરડું"[1] છે તે દયારામ કે દલપતરામનાં હાલરડાં જોડે, સરખાવી જોવા જેવું છે. સાંભળીએ:

ઝૂલે ઝૂલોને રૂપાળા મારા લાડીલા!

* * * *

સખી શોધો રે કો અહીં ઘરડું વડું,
કોઈ આડોસણ પાડોસણ હોય;
મને ગાતાં રે શિખાડે મનહર હાલરૂં,
મધુરા સ્વરથી જેના વીરો મારો સ્હોય.—ઝૂલે૦

* * * *

જ્ઞાનકેરો હું ઘડાવું ગંભીર ઘૂઘરો,
રૂમઝુમ કરી મૂકે નંદ ખણખણાટ;
માતાને હૈયે ઊઠે હરખનો ઊભરો,
દેખી રંગીલાના આવા ઠાઠમાઠ.—ઝૂલે૦"

એ ગીતમાં કે "વરસાદને અરજ" એ સુન્દર ગરબીમાં

"અંધારીમાં આવે જવ તું મેહુલા!
ઝરમર ઝરતાં તારાં નિર્મળ નેવ જો,
તે ટાણે ભૂલીશ માં રે મુજને ભલા,
ગતિ મારી સાચવજે ગરૂઆ મેઘ! જો.

૧. પૃષ્ઠ ૧૬.

જે વેળા તું-પ્રીતમના મિલાપથી
ધરતીનું ઉર જળમય થઈ ઉભરાય જો,
તે વેળા મુજ હૈડું વિરહતાપથી
બળી બળી નિજ આસનમાં જ સમાય જો."—

આવી રીતનો જે રસ જામેલો છે અને જે લાલિત્ય રેલાયલું છે, તે જોતાં એ કાવ્યોમાં આપણને પેલો અણહૂતો પ્રકાશ જ પડેલો દેખાય છે, અને આ રસિક કાવ્યોમાં ખરી કવિતાને અનુરૂપ જે રસ છે તેને મલબારીએ પાછલાં કાવ્યોમાં ખીલવ્યો નથી કે શુદ્ધ વહેવા દીધો નથી, તે જોઈને ઘણો ખેદ થાય છે. સંસારસુધારાની ઉત્કટ ઇચ્છાના તાપમાં એ કોમળ રસ એમણે સૂકાવી નાંખ્યો, જેથી ગુર્જર સાહિત્યને ખરેખરી ખોટ ગયલી જણાય છે.

મલબારીનાં કાવ્યોમાં કુદરતનું વર્ણન ઘણું થોડું અને છે તે પણ આછું છે. રાત્રિનું વર્ણન કરતાં મલબારીએ

"રાત પડે નભમાંય નિહાળું,
જે વખતે ઉઘડે નભતાળું,"

એવાં કાંઈક કલ્પના અને અલંકારના ચમકારા સાથે શરૂ કરીને પછી કેવળ શુષ્ક વચનો આંકીને છેવટે

"જેમ ખરે ગ્રહ સુંદર તારા,
માનવિ તેમ ખરે ખરનારા,"

એવો બોધસાર ખેંચીને તેની સમાપ્તિ કીધી છે. એ જ પદ્ધતિનાં બીજાં ત્રણ ચાર કાવ્યો છે. કુદરતનું વર્ણન માત્ર જે દેખાય છે તે ક્રમવાર ગણાવી જવાથી કવિતામય બનતું નથી,

પણ મનુષ્યભાવની છાયા ઉતારતાં તેના પોષક લેખે હોય કે તેની પશ્ચાદ્‌ભૂમિરૂપ બને, અથવા તો એ વર્ણનમાં સૃષ્ટિમાંના અનેક સત્યાંશોમાંના એકનું પણ સ્વરૂપશોધન હોય, તો જ એવાં વર્ણન કવિતામય અને સફળ થઈ શકે છે. વર્ડ્‌સ્વર્થ અને શૅલીનાં, કે કાલિદાસ, ભવભૂતિ અને બાણનાં એવાં વર્ણનોની મોહકતા એથી જ આપણાં મન ઉપર સબળ છાપ મારે છે. મલબારીએ પોતે જ કહ્યું છે તેમ માનવિ તે કુદરતના તાણા ઉપર વાણા રૂપે છે,[1] તેથી એ માનવિના હૃદયભાવને કુદરતથી અળગો કરી શકાય નહિ.

હવે આપણે મલબારીનાં કાવ્યોના પ્રમાણમાં જે કેટલાંક સારાં કાવ્યો છે તે જોઈ જઈએ. મલબારીના જીવનના મુખ્ય ઉદ્દેશો, સંસારસુધારો અને દેશભક્તિ, એ એમનાં ઘણાંખરાં કાવ્યોનાં મૂળ છે. "પ્રાચીન અને અર્વાચીન હિન્દુ સ્ત્રીઓ"-વાળા કાવ્યમાં મલબારીએ સરળ શબ્દો અને સચોટ દૃષ્ટાન્તોથી ચિત્ર ખડું કર્યું છે. આગળ હિન્દુ નારીઓ અનેક સદ્‌ગુણોથી પોતાનાં નામ અમર કરી ગઈ હતી તે બતાવીને હમણાં તેઓની જે પરાધીન સ્થિતિ થઈ પડી છે તેનું કારણ બાળલગ્ન જણાવીને છેવટે તે કહે છે કે,

> "આવ્યે સમજણ સ્હેજ, વસે સ્વામીગૃહે,
> બાળપણે બની માત, બિલાડાં જન્મ દે;
> * * * *
> પોતાનો નહિ થાગ, બીજાની દાદ શી?
> સ્વર્ગે ક્યાં લઈ જાય, નરક પોતે વસી!"

૧. પૃષ્ઠ ૨૩૬—કડી ૮.

વળી "સુઘડ–કુવડનો ગ્રહસંસાર" એ કાવ્યમાં પણ સારૂં ચિત્ર આપ્યું છે, અને એ જાતનાં કજોડાંની કહાણી છેવટના માર્મિક શબ્દોમાં આમ પૂરી થાય છે:

"તું લાખે લેખાં લખે,
તે પઈ પઈ દેખી ભખે;
તું કાવ્યકથારસ શિખે,
તે ઊભી લટિયાં પિંખે!
ઓ ઈશ! ન કોને દઈશ એવી દીવાની!"—

આ શબ્દોથી સ્વાભાવિક રીતે નવલરામની પેલી પ્રખ્યાત ગરબીમાંના શબ્દો,—"ભાઈ તો ભૂગોળ ને ખગોળમાં ઘુમે છે, બાઈનું તો ચિત્ત ચુલામાંહ્ય!" એ યાદ આવે છે. "બાળલગ્નથી પડતાં દુ:ખ" એ ગરબીમાં કાંઈક હાસ્યરસની જમાવટ કરીને તેમાંથી કરુણ ચિત્ર ઉપજાવ્યું છે. "એક પાપી વિધવાની અરજ" એ ધોળ વાંચતાં ગાતાં કરુણરસ સારી રીતે જામે છે અને બાળવિધવાનો પુકાર હૃદયને ઊંડાણમાંથી હલાવે છે:

"સ્વામી સરખાનું સુખ સૂકાઈ જઈ, કાદવ માટી મળ્યાં છે અથાગ,
લાગ્યા બહુ ડાઘ; કહું કયા બાપને?"—

એ કવિત્વપૂર્ણ વચનોમાં વિધવાની સ્થિતિનું સચોટ ચિત્ર હૃદયને આકર્ષે છે. "વિધવાનો ઉદ્ધાર અને પૂર્વગતિસ્મરણ" એ કાવ્ય પણ હૃદયવેધક છે. વિધવાને "દુ:ખ પર ડામ" અને "પડતી પર પચાસ" જેવું કરીને રૂઢિ વિરૂપ કરે છે ત્યાં

"કાળું કામળિયું ઓઢાડ્યું કે પિયુના નામનું રે લોલ,"

એ વચનો કેવાં મર્મપૂર્ણ છે! આખરે એ દુબળી અબળાને

"રડતી જોઈ ધસ્યા હિમાયતિ, ભવ સીધો કીધો રે લોલ,"

અને "દીધાં આશ, વિલાસ, ઉજાસ કે તનમનધનથકી રે લોલ."

આ કાવ્ય રા. ન્હાનાલાલના "પુનરોદ્ધાર" કાવ્ય સાથે સરખાવી જોવા જેવું છે.

"નીતિ સમ્બન્ધી" કાવ્યોમાં મલબારીનો ઊંડો અનુભવ ઠેકઠેકાણે પ્રત્યક્ષ થાય છે. એમનાં એવાં અનેક પદોમાં વાણીનું બળ ઘણું સારૂં છે અને કેટલીક પંક્તિઓ તો સચોટ અસર કરનારી નિવડે છે:

"કામ જ ભક્તિ, કામ જ મુક્તિ, કામ સ્વર્ગવિશ્રામ;<br>
કામ જ ગંગા, કામ જ યમુના, કાશી, મથુરા ધામ."

"કાયા એ જ કહું રોગ કારમો, મરણ જ તેનો ઉપાય."

"સોનાના દરિયા વચ્ચે ટાપુ કેમ કરાય?<br>
ધીખે ત્યાં તક ધીખીને, પાણી પાપ ભરાય."

"તારો મનખો બાળ, અદેખા! તારો મનખો બાળ!<br>
તારૂં કહેવું જગદીશ માને તો સુખનો પડે દુકાળ."

"દુનિયા ઉલટ સુલટ છે ખેલ, સાહું મુક્તિનું મુશ્કેલ."

આ જાતની અનેક સુન્દર લીટીઓ મલબારીની કવિતાઓમાં મળી આવે છે, તેમાં અખાનાં કે ભોજાભગતનાં પદો અને શામળના દોહરામાંથી જેમ કેટલીક પંક્તિઓ કહેવતરૂપ બનીને પ્રચલિત થઈ ગઈ છે, તેમ તેવી જ શક્તિ મલબારીની એવી પંક્તિઓમાં પણ છે. સ્વભાવ અને અનુભવનું

બળ તથા વાણીની સચોટતા, એ બન્ને વગર એવી શક્તિ લેખકમાં આવી શકતી નથી. અંગ્રેજી કવિ પોપની પુષ્કળ લીટીઓ આજ કહેવતરૂપ બનેલી છે તે એ જ વિલક્ષણતાને લીધે.

પણ ગુર્જર પ્રજામાં મલબારીનું નામ એમનાં દેશ-ભક્તિનાં કાવ્યોએ જ વધારે પ્રિય કરેલું છે. મર્હૂમ અંગ્રેજી રાજકવિ ટેનિસને લખ્યું છે તેમ,

> " The song that nerves a nation's heart
> Is in itself a deed,"

એટલે જે ગીત—જે કાવ્ય—એક પ્રજાના હૃદયને શક્તિ આપે છે તે ખુદ એક પુરુષાર્થ જ ગણાય છે. મલબારીનાં એવાં કાવ્યોએ એવો જ પુરુષાર્થ સાધ્યો છે; અને મલબારીએ બીજાં કોઈ કાવ્યો લખ્યાં ના હોત તોપણ એમનાં દેશપ્રેમથી ઉછળતાં જે બે ચાર કાવ્યો છે તેટલાંથી જ એમનું નામ ગુર્જર પ્રજાના હૃદયમાં શક્તિનું ઉત્પાદક બનીને સદાનું સ્થાન પામત. " ઘરડા ભરતખંડની ઇશ્વરજોગ અરજી" એ ગરબીમાં

> " કો એવો બળિયો થઈ નહિ લે બાથ રે,
> બ્હાર પડીને સમજાવે કિરતાર જો.
> લૂંટાતો આવ્યો લૂંટારા હાથ રે,
> કોને મુજ કંગાલની છે દરકાર જો?—
> અંધારે શું નાંખો હિન્દુસ્તાનને?"

એવા કરુણ શબ્દોથી પ્રભુને વિનતિ કીધી છે અને ભરતખંડે કીધેલા અનેક અપરાધો માટે "લોચનનેવશું"

માફી ચાહી છે. એ કાવ્ય કરુણ છતાં દિલને કર્ત્તવ્ય કરવા ઉશ્કેરે તેવું છે. "ઇતિહાસની આરસી" એ બીજું મર્મવેધક કાવ્ય છે. દુનિયાનાં અનેક રાજ્યો પડી ભાગ્યાં તેનું ચિત્ર દોરીને કાળે આ દેશની જે અવસ્થા કીધી છે તે એમાં અનુભવસિદ્ધ શબ્દોમાં બતાવાયું છે. ટકોરાબન્ધ ઠોક સાથે કાવ્યનો બોધ હૃદયમાં ઉતરી જાય છે:

"શક્તિ હેમ, સત્તા પડછાયોઃ હા, છાયા રૂપેરી એ;

* * * *

દ્રવ્ય મટોડું, હિંમત મમતા, ડહાપણ કાદવનું ડોળું,
માનપાન પાણી પરપોટો, કુળ-અભિમાન કહું પોલું;"—

આ સચોટ વચનો ખરા કવિના અન્તરમાંથી જ નીકળેલાં છે. "સુરતી લાલા સ્હેલાણી" એ કાવ્ય પણ વિરલ છે. સુરતની આગલી મસ્તીનું આબેહૂબ ચિત્ર છે. લેખકનું અવલોકન અને વર્ણન ઊંડું તેમજ મર્મદારક છે. જૂના કવિ કૃષ્ણરામનો "કળિકાળનું વર્ણન" એ નામે જે ગરબો છે તેવી જ પદ્ધતિનું આ લાવણીમાં લખાયલું કાવ્ય છે. એ જાતનાં કાવ્યો ગુજરાતીમાં ઝાઝાં નથી. "પારસી કોમને અરજ" એ કાવ્ય પણ મલબારીનું એવી જ શૈલીમાં છે. એમાં આત્મદોષ ખોળવાની અજબ શક્તિ રહેલી છે, અને સાદી સરળ ભાષા છતાં કવિ જે ચિત્ર ચીતરવા માગે છે તે સ્પષ્ટ રેખાઓથી તે દોરવી બતાવે છે. એ કાવ્યો રૂપપ્રધાન વર્ગનાં જ છે.

પણ એ સર્વ કાવ્યોમાં દેશની સ્થિતિ ઉચ્ચતર કરવાનો

ઉદ્બોધ જેમાં વધુ તીવ્ર અને શક્તિમાન છે તે કાવ્યો "આપ મરે બિન સ્વર્ગ ન જાય," અને "ગુજરાતનું ભાવી ગૌરવ" એ છે. મલબારીએ એ બન્ને કાવ્યોમાં વિચાર, ભાવ અને ભાષાનું સારૂં ગૌરવ બતાવ્યું છે. એ કાવ્યો માટે તો પાછળ વિસ્તારથી કહેવામાં આવેલું છે, એટલે અહિં તેની પુનરુક્તિ કરવા જેવું નથી. મલબારીને એ સન્દેશો દિવ્યધામથી મળ્યો હતો અને એમના ઊંડા દેશભક્ત હૃદયે આપેલો બોધ ફળીને આ દેશને ફરી દીપતો કરે એવી જે એમની આશિષ હતી તે કાળક્રમે સફળ થશે જ એવી અમારી પૂર્ણ શ્રદ્ધા છે.

ઈશ્વરજ્ઞાન અને ભક્તિ સમ્બન્ધી કાવ્યો મલબારીએ ઘણાં લખ્યાં છે અને તેમાં એમની ઊંડી આસ્થા અને ગહન પ્રભુપ્રીતિ પ્રગટ થાય છે. મરણ થતાં જીવ અને કાયા વચ્ચે જે સંવાદ એમણે કલ્પ્યો છે તે સરળ શબ્દોમાં છતાં કવિત્વમય વાતાવરણ પ્રસરાવે છે. જીવ જમ સાથે જતી વેળા કહે છે કે,

"તને ઢાંકતાં થયો નગ્ન હું, તોપણ નહિ સંતોષી;
કાળાં જઈ આ ધોળાં આવ્યાં, ત્યાં લગી વિપત્તિ સોસી."

* * * *

"છપ્પન રંગની કાયા! તું છે તંગ વદનથી બંધ;
મિઠાશ તુજમાં, ખટાશ તુજમાં, સુગંધ ને દુર્ગંધ."

"શ્રી હરિશરણ" કાવ્ય પણ એવું જ ભક્તિભાવથી ભરપૂર છે:

"હરિગુણમાળા હૃદય વિંટાળી, મુખે નામ શુભ ધરી;–શરણે જા૦
જા, જા, મનુવા! દેહતીર્થે આ તક નાવે ફરી ફરી;–શરણે જા૦"

"કાયા કલેશ" જે હિન્દી ભાષામાં લખાયલું છે તે કાવ્યમાં તત્ત્વજ્ઞાન છતાં કવિતા અને સંગીતની એવી મિઠાશ ઝરે છે કે તે મનને તલ્લીન કરીને પ્રભુભક્તિમાં દોરવે છે. એની એક બે કડી જોઈએ:

"મેં તો રો રહી રે, મેં તો રો રહી રે;
પ્રભુપ્રીત પિયુખ સબ ખો રહી રે.—મેં તો૦
જન્મતે હી રોઈ, સખી! મરતે ભી રોઉં;
સારી ઉમર ભઈ સો રહી રે.—મેં તો૦

* * * *

યાદ આતે અંખિયાં બહે આંસુ;
હરિચરન ઈન આંસુસે ધો રહી રે.—મેં તો૦"

એવી પ્રભુપ્રીત મલબારીના હૃદયમાં સતત ઝળહળતી હતી અને એવી શુદ્ધ પ્રીતિથી જ એમણે પ્રભુની સેવા કીધી હતી. પ્રભુ જ એમના "આયુના આધાર" અને "સ્વર્ગસૃષ્ટિ-શણગાર" હતા, તે માટે એમના "પ્રભુપ્રાર્થના" કાવ્યમાં જે ઊંડો રસ એમણે વહેવડાવ્યો છે તે જૂના ભક્ત કવિઓને પણ શોભે અને નવીન પાશ્ચાત્ય પદ્ધતિની કવિતાના ભક્તોને પણ માન્ય થાય તેવો છે:

"અધર હિંદોળે ધરણી આ રહી, ઉપર આભ મહેરાબ રે;
વચ્ચે લીલાની કમી નહીં; કોણ કહાડશે હિસાબ રે?
નાચે બ્રહ્માંડ નાથ–આંગળે; વિશ્વશ્વાસ આપ પાસ રે;
કોમળ કિરતારના કૃપાબળે, જીવું દાસાનુદાસ રે.—
સેવા કીધી મેં પ્રભુ! આપની."

કુદરતના આ હિસાબની સાથે મલબારીએ માનવિની "જીંદગીનો હિસાબ" પણ કહાડ્યો છે અને તેઓ કહે છે કે,

"હજારો ને લાખોના લખિયા હિસાબ,
કરોડો હકીકતનું ટિપ્પણ કીધું;
તે જમ જ્યારે જોવાને આવે સિતાબ,
જોય, સરવાળો કરતાં, તો ચોખ્ખું મીંડું."

એ સરવાળા, બાદબાકી, ગુણાકાર અને ભાગાકાર કરતાં આખરે "સિલ્લકમાં દમડીનો દમ" પણ મળતો નથી અને છેવટે વાજબી રીતે કવિ કહે છે કે,

"બધા હાથ ખાલી, ને ખોટા હિસાબ,
ખરી છે દયા એક દાદારની;
રકમ તે જ છોડવશે જીંદગી કિતાબ,
કુમક તે જ ફક્ત કુલે નાદારની."

મલબારીની કવિતાનું અવલોકન કરતાં આપણે ઉપર એ કવિતાના કંઈ કંઈ રંગ જોઈ આવ્યા છીએ, અને એ કવિતામાં રહેલી કેટલીક ખુબીઓ પણ આપણે જોઈ છે. ઉપર જણાવ્યું છે તેમ જે કાળમાં એ કવિતાઓ લખાઈ તે કાળમાં ગુજરાતમાં કવિતા બહુધા જૂના ધોરણે જ રચાતી રહી હતી, અને મલબારીને સામાન્ય જનસમૂહને પોતાના દેશસુધારાના કાર્યમાં પોતાની સાથે લેવાનો હોવાથી એ જ સમૂહમાં માન્ય ગણાતી પદ્ધતિએ એમણે પોતાના કાવ્યસન્દેશ કહ્યા છે. પારસી છતાં શુદ્ધ ગુજરાતી ભાષા ઉપર આવો સારો કાબુ એમણે બતાવ્યો છે, તે ઉપરાંત એમની કવિતાએ સામાન્ય કલ્પનાબળે દેશ-

કાલાનુસાર સફળ પ્રયાસ કીધા છે. એ કવિતામાં આપણા દેશની જૂની પરંપરાના સૂર જેમ ઘણે ભાગે મળે છે, તેમ હાલની નવીન માર્ગની કાંઈ જૂદી જ પદ્ધતિની કવિતાના પણ દૂર દૂરથી આવતા પદઘોષ તેમાં કહિં કહિં સંભળાય છે.

કવિ આ સ્થૂળ જગતમાં પ્રભુપ્રેમનો વાહક છે, અને જે સૌન્દર્યના સન્દેશા તે લઈ આવે છે તે સૌન્દર્યનો એ ધન્ય દૂત આપણી દૃષ્ટિ આગળ નવી સૃષ્ટિનો પ્રકાશ ઉઘાડે છે. અંગ્રેજી કવિ બ્રાઉનિંગ કહે છે કે,

"God has a few of us whom He whispers in the ear;
The rest may reason and welcome; 'tis we musicians know."[1]

તે જ પ્રમાણે પ્રભુના મોંઘા મંત્રો એવા કોઈ ધન્ય વિરલાના કાનમાં જ ફૂંકાય છે, અને તેના પ્રતિશબ્દો દ્વારા તે આપણુ સર્વને ઘડીભર મોહિત કરીને તેના ઊંડા આનન્દનો અનુભવ કરાવે છે. મલબારીનું હૃદય જુઓ, એમનું જીવન જુઓ, એમની કવિતા જુઓઃ એ સર્વ જોતાં શું આપણને એમ નથી લાગતું કે એ પણ ઉપર જણાવ્યા પ્રમાણે કોઈક ધન્ય વિરલાઓમાંના એક હતા? એ ધન્ય આત્માના આ રસમંત્રો પ્રતિ રસિક વાચકોનું લક્ષ ખેંચતાં એના જ હૃદયસ્પર્શી મધુર શબ્દોમાં કહીશું અને પ્રભુની રસસૃષ્ટિનો જે વિલાસ એ આત્માએ ભોગવ્યો છે તે ભોગવવા તેમને પણ આમંત્રણ કરીશુંઃ

"રસ પાતાં રસ પી લે, રસિકડા! રસ પાતાં રસ પી લે!
રસબસતો આ વસંતબ્હાર જો, ફૂલફલાદિ ખીલે;–રસિકડા!૦

1. Robert Browning: "Abt Vogler."

ઊભાં લાલસાથી એ લટકતાં, વણ હિલવ્યાં શાં હિસે !–રસિકડા !૦
મૃદુ સુવાસ, મધુર રસ ઉભરા, ભર વનમાળી ભરી લે !–રસિકડા !૦
આવ ભ્રમર ! ગુંજારવ કરતો ! કુંજ કુંજ તું ભમી લે !—
રસિકડા ! રસ પાતાં રસ પી લે !"

ગુર્જર વાટિકાના આ સુન્દર કુંજની લીલા સાહિત્યરસિક ભ્રમરોનાં હૃદયમાં તેના માળીનું સ્મરણ સતત તાજું રાખો, એવી પ્રભુ પ્રત્યે અમારી પ્રાર્થના છે. અસ્તુ !

મદ્રાસ:
મે ૭, ૧૯૧૭.

અરદેશર ફરામજી ખબરદાર

## મલબારીના સ્વર્ગસ્થ આત્માને

( રાગ કાફી—ધીરાના પદનો )

દુખિયારાંના બેલી રે, પાંગળિયાંની પાંખડી!
રોતી ગયો શું મેલી રે હિન્દ મૈયાની આંખડી!—(ધ્રુવ)

ઊંચી ઊંચી તુજ મેડી આકાશે, નીચા અમારા વાસ;
તોય હૃદય તુજ નિત્ય ધડકતું, દુભતું બની દીનદાસ:
  સેવા કીધી સાચી રે, જાણી ન તેં ઝરઆંખડી;
  ભૂલે તે શું ભવમાં રે હિન્દ મૈયાની આંખડી?— ૧

રોતાંને જઈ રોકતો, વીરા! રોતો અન્તર આપ;
હિન્દ મૈયાના દીન હૃદયની શુદ્ધ બન્યો તું બાપ:
  તજી રત્નજડિત મોજડી રે, પ્હેરી કઠણ પદચાખડી;
  આજે કોણ જ લ્હોશે રે હિન્દ મૈયાની આંખડી?— ૨

પૂર્વના પર્વત ને પશ્ચિમના સાગર ઘુરકી રહ્યા અંધભાવ;
શ્વેત ધજા તુજ ત્યાં રણ રોપી તેં કીધો અમૃત પ્રસ્તાવ:
  બન્ધુતાની બાંધી રે સહુને તેં દિવ્ય રાખડી;
  જોતી સ્વપ્ન મોંઘેરાં રે હિન્દ મૈયાની આંખડી!— ૩

ગાજે ગગન ઘનઘોર ફરી ને વીજ કરે ચમકાર;
પડતા પ્રલયના પડઘા પશ્ચિમમાં ખખડાવે અમ દ્વાર:
  સૂઝે નવ ત્યાં સીધી રે વાટ દિસે સહુ વાંકડી;
  ધીરજ ત્યાં ક્યમ ધારે રે હિન્દ મૈયાની આંખડી?— ૪

બન્ધુતા પૃથ્વી ને સ્વર્ગની સાધી તેં, વિભુના વ્હાલા ઓ વીર !
તો અમ આશ રહી તુજમાં, તું દૂત બને અમ ધીર :
પ્રભુજીને વિનવજે રે, રક્ષે મૈયા રાંકડી,
હાસ્ય પૂરીને ઠારે રે હિન્દ મૈયાની આંખડી !— ૫

સૂર્ય ચંદા ને તારલા સાથે વરસતા નિત્ય ઉજેશ,
ધર્મ અને દેશોન્નતિ કેરા મોંઘા તુજ સન્દેશ :
મળજો વીર મલબારી રે ફરજ ઊભી જ્યાં જ્યાં ખડી !
ભૂલે સ્મૃતિ શું ત્હારી રે હિન્દ મૈયાની આંખડી !— ૬

મદ્રાસ. અરદેશર ફરામજી ખબરદાર

# અનુક્રમણિકા

## સંસારસુધારો

| વિષય | સ્વદેશસેવા સંબંધી | પાનું |
|---|---|---|



## નીતિ સંબંધી

# મલબારીનાં કાવ્યરત્નો

## ઈશ્વરસ્તુતિ અને કુદરત

(ત્રિભંગી છંદ)

અવિનાશી, અઘારી, ઈશ! અવિકારી, ગતિ તુજ ન્યારી, બળવંતા!
આ તેં શણગારી સૃષ્ટિ સારી, તેં વિસ્તારી અદ્દભુતતા;
સહુ ગોરાકાળા તુજને વ્હાલા, ઈશ નિરાળા હે ત્રાતા!
તુજ નિયમ રુપાળા ને રસવાળા, દીનદયાળા, સુજ્ઞાતા! ૧

સર્વદા અચળિયા, મુજને મળિયા, હે મહાબળિયા! મમતાળા!
નરકે નિકળિયા જે ઊછળિયા, તુજથી ટળિયા, થઈ ઠાલા;
તું શુભ વેપારી, ખરો શાહુકારી, પૂર્ણ વિચારી, ગુણવંતા!
આંહિ તું જ બનાવે, તું દરશાવે ખેલો ભાવે જે બનતા. ૨

તું સહુદુખભંજન, અકળ નિરંજન, મનમદમંજન, મોક્ષપતિ,
શશિસૂર્ય સિધારે તુજ આધારે, તુજ પલકારે સ્વર્ગગતિ;
તુજ ગુણ ગાનારા સર્વે તારા, સરસ નઠારા અગણિત જે,
સૌ કૂદે કટકે, કદી ન અટકે, શોભે સટકે, અધર રહે. ૩

તેં અગણિત દરિયા જળથી ભરિયા, આ તેં કરિયા ગિરિ મોટા,
વળી કોને રાજા, કોને પરજા, મોટા સર્જ્યા, કો છોટા;
કો ભૂચર, જળચર, વળી કો વનચર, કો વાયુચર, અલ્પમતિ,
રહો તુજ આધારે સૌ સંભારે, એક વિચારે પ્રાણપતિ. ૪

સૌ માનવ જ્ઞાની થકી ઈનશાની, ખૂલી છાની બૂજ બુજે,
થઇને ઉપકારી, છોડી ગમારી, બળિયું ભારી નામ પૂજે;
કો નર છે માદા, શૂરા સાદા, ડાહ્યા ગાંડા, કો સાજા,
કો નવે અવતારે તને સંભારે, કોને મારે, યમરાજા! ૫

આ પારખ મોટી ખરી કે ખોટી, ચઢી કસોટી, કસ આણે,
જગઅગ્નિમાંહિં નહિં શેકાઈ, રહે નોંધાઈ તે જાણે;
ખટ છંદ બનાવી, ચરણે આવી, હૃદય વસાવી, જગરાયા!
બહેરામ વિચારી, ઈશ્વર! તારી માગું યારી શુભ માયા! ૬

(નીતિવિનોદ)

---

## કવિતામાતા અને તેના પૂજારી વચ્ચે સંબંધ

(દોહરા)

દર્પણમાં મુખ દેખતાં, તરૂણી ન થાકી જાય,
તેમ લલિત કવિતાથકી, નહિ મુજ હર્ષ સમાય. ૧

જેમ દીપક પાણી વિષે, છું છું કરી બુજાય,
તેમ રસિક કવિતા વિના, નિત મુજ શ્વાસ સુકાય. ૨

છાતીએથી છુટતાં, બાળક કેમ પીડાય?
તેમ જ કવિતામાતથી, છુટતાં મુજને થાય. ૩

કવિતા વિના હું આંધળો, તે થકી જગનો રાય,
સત્ત્વ બધું જેમાં ભર્યું, તે વિણ કેમ જીવાય? ૪

નિર્દય કવિતા માવડી! મુજઉપર શાં વેર?
હે વ્હાલી! મન મૂકીને, દર્શન નિત્ય સુપેર. ૫

કરે વ્હાલ બીજા સુતો, મુજને કાં નહિ આશ,
બાળ પ્રમાણે હોંસથી, રમવા તારી પાસ ? ૬

ખરૂં હેત જો હોય તો, પુત્રતણી લઈ દાદ,
દેવી ! દુખડાં ટાળને, માતા ! પૂર મુરાદ. ૭

કર જોડી કહું એટલું, નિશદિન મુખ મલકાવ,
સદા પ્રસન્ન હાજર રહી, રોતું ઉર હરખાવ. ૮

રાત અઘોર સમે કહું, કવિતામાતા ! આવ,
રૂમઝુમ તું આવી ઠરે, એવો સાચો ભાવ ! ૯

તો આ મારો ધર્મ કે, પુત્રધર્મ નિજ સાહી,
ગુણ દરશાવી માતના, સારૂં નિકટ સગાઈ. ૧૦

અગોપ કે પ્રત્યક્ષ તું હો પાસે કે દૂર,
તુજ આશિષ બહેરામને નિર્મળ દે છે નૂર. ૧૧

(નીતિવિનોદ)

---

## કવિજનો

(ભુજંગી છંદ)

નવી યુક્તિયો ને નવા ખેલ ખાસા,
નવાં નાટકો ને નવા જે તમાસા;
ખરી એવી પેદાશ તો ધામની છે,
કવિની કવિતા ઘણી કામની છે. ૧

ખરાં નાટકો તો પ્રજાને રીઝાવે,
બળાપે બળાવે, ખુશીથી હસાવે;

ગયે ચાર દી બેતમા આમની છે,
કવિની કવિતા ઘણી કામની છે. ૨

ચુનાની કવિ હોમરે તો કળાથી,
રચ્યા પેચ કાવ્યોતણા કલ્પનાથી;
કથા શ્રેષ્ઠ જોડી સીતારામની છે,
કવિની કવિતા ઘણી કામની છે. ૩

રૂમી વર્જિલે નામ રાખ્યું નિભાવી,
ચુનાની નમુને કવિતા બનાવી;
રસાળી રૂડી મિષ્ટ વિશ્રામની છે,
કવિની કવિતા ઘણી કામની છે. ૪

કથા કાળીદાસે લખી, સામળે જે,
બધા હિંદુઓ આજ તેને ભજે છે;
મનોમંગ વાણી દયારામની છે,
કવિની કવિતા ઘણી કામની છે. ૫

ખરો શેકસપીઅર દીસે પ્રતાપી,
લખો ખાણુ તો જ્ઞાનની સ્થિર સ્થાપી;
અલૌકિક બુદ્ધિ બધાં ગામની છે,
કવિની કવિતા ઘણી કામની છે. ૬

પૂરા પ્રૌઢ મિલ્ટન્ તણા છે વિચારો,
કીધો પોપ ને કૌપરે તો સુધારો;
ગણો તો ઘણા, ખોટ ક્યાં નામની છે?
કવિની કવિતા ઘણી કામની છે. ૭

ફ્રતે' પામિયો ફારસી ફિરદુસી,
લખી વાત વીરો વિષે રાય ઋષિ;
તવારીખ પૂરી શૂરી હામની છે,
કવિની કવિતા ઘણી કામની છે. ૮

અલંકાર ભંડાર શૃંગાર શૂરા,
મહાવીર ગંભીર તેજસ્વી પૂરા;
સુરંગી છટા સાદા ને જાર્મીની છે,
કવિની કવિતા ઘણી કામની છે. ૯

જીવે આ કવિયો ચિરંજીવી નામે,
લખાણો શિખી જીવ સંતોષ પામે;
વડે તેમને સૃષ્ટિ સોહામણી છે,
કવિની કવિતા ઘણી કામની છે. ૧૦

સુખી માનવી આ રૂડું ઇચ્છનારા,
દુખી માનવી જાતના થાય પ્યારા;
ખરી આ ખુબી સ્વર્ગપેગામની છે,
કવિની કવિતા ઘણી કામની છે. ૧૧

લિયે લાભ સૌ કાવ્યનો લાખ લોકો,
કવિરાજ મારી પીઠે હાથ ઠોકો;
ટુંકી બુદ્ધિ નાદાન બહેરામની છે,
કવિની કવિતા ઘણી કામની છે. ૧૨

(નીતિવિનોદ)

## કવિજનોને સૂચના

(તોટક છંદ)

ગુણનીતિ ભરેલ કરો કવિતા,
જ્યમ ગંભીર સ્થિર વહે સરિતા;
શુભ વાવરી શબ્દ જીભે ઝરતા,
કવિરાય! કરોજી કવીશ્વરતા. ૧

વિષયો મનમોહક આદરજો,
શણગાર શૂરે સૃજનાર ભજો;
રસ સાલસ કોમળ લૈ ભળતા,
કવિરાય! કરોજી કવીશ્વરતા. ૨

સહુ દાનતણાં ગુણગાન લખો,
પરમાર્થતણા ગુણથી હરખો;
નરનારી ઉરે શિખવી સમતા,
કવિરાય! કરોજી કવીશ્વરતા. ૩

ધજ ધૈર્યતણી ધરી ધોળી ધજા,
પરિતોષતણી સમજાવી મઝા;
રચના રચીને રમતા રમતા,
કવિરાય! કરોજી કવીશ્વરતા. ૪

શિખવો સહુ સ્ત્રી શીલથી જ સતી,
પ્રતિ દંપતિ રાખી રહે સુમતિ;
કહી રામ સીતાજીતણી મમતા,
કવિરાય! કરોજી કવીશ્વરતા. ૫

નિત સત્યતણા જ સુમાર થકી,
કવિતા કરવે ભયની શી વકી?
પરમાર્થ ભજી ન પરાધિનતા,
કવિરાય! કરોજી કવીશ્વરતા. ૬

ગુણ પૂર્ણ મનુષ્યતણાથી રહો,
પછી દેવતણા શુભ ગુણ ગ્રહો;
પરિપૂર્ણ થતાં વધતા વધતા,
કવિરાય! કરોજી કવીશ્વરતા. ૭

ગુરુ માત પિતાની વડી પદવી,
કવિની પદવી અદકી વદવી;
રીઝવી જગવાસી રૂડા વસતા,
કવિરાય! કરોજી કવીશ્વરતા. ૮

કવિ ઉચ્ચ રવિથકી પ્રૌઢ અતિ,
મતિ પ્રૌઢ સદા ઉરમાં વસતી;
બહિરામ શિખી ઉરવ્યાપકતા,
કવિરાય! કરોજી કવીશ્વરતા. ૯

(નીતિવિનોદ)

---

## જેને ગાયનપર રૂચિ ન હોય તેવા માણસનું વર્ણન

(શરણાગત છંદ)

જે જનને ગાયન નહિ ભાવે, તે કરનારો કહેર,
સદ્દગુણનો તે સંગ કરે નહિ, રાખે સત્યશું વેર;
હિચકારો એકલપેટો તે, કૃપણ લૂણહરામ,
દ્રવ્યદેવ, જગમુક્તિ તેને, લાંચવડે નિત કામ. ૧

દેવધર્મ કુલલજ્જા વેચે, પામર પૈસા કાજ,
રંકતણું શોણિત શોષીને, બાંધે ગાંઠે વ્યાજ;
પત્નીપુત્રપુત્રી પરહરીને, ભળતા કરે વિહાર,
માતપિતા મિત્રો મેલીને, ભટકે ભૂમિભાર. ૨

દોષભર્યા દિલમાં દેખો નહિ જરી દયાની જ્યોત,
વાયુ વિષે વિષ ભરાને આણે અવનિમાં જે મોત;
હડહડતા આ નાસ્તિકકેરો એકે ગુણ ન ગણાય,
બળ્યા વેશ બહેરામ કહે એ, સર્વ દોષસમુદાય. ૩

(નીતિવિનોદ)

## સાગરસ્તુતિ

(રૂચિરા છંદ)

સાગર! તારી શી બલિહારી! અપરંપાર સુમાર કયો?
શક્તિ ન્યારી ચિત્ત ચિતારી, પૂર્ણ વિચારી છક્ક થયો!
ભરતી ઓટોનો નહી ટોટો, સાચો તર્ક સદાય રહ્યો,
પળમાં મોટો, પળમાં છોટો, બની પરપોટો ગુપ્ત ગયો. ૧

તારી ઘાણીની ગતિ જાણી, સૌ પ્રાણીને હાક ઉઠે,
સકળ સુકાની ચાખે પાણી, જો મસ્તાની વરૂણ રૂઠે;
પલકમધ્ય, જો સકળ ખલકના મુલકની લાગે જ પુઠે,
સખત ખડક ધખધખતા ધોવઈ, બને રેતવન, માન જુઠે. ૨

અલ્પ વખતમાં લખત લખ્યાં તો, સખત વરૂણ સૌ ન્યાલ કરે,
વિપત પતાવી દોલત ધીરે, જગત બધીમાં આણુ ફરે;
જળે જવાથી, ખારી હવાની મિષ્ટ દવા સૌ દુઃખ હરે,
જતાં આવતાં આલમતા નિજ દેશપ્રદેશે સ્થળે ઠરે. ૩

મેઘતત્ત્વ વળી વેગ કાપતાં ઠેઠ ચઢી આકાશ મળે,
હેતવડે સૌ ક્ષેત્ર ખેતોંનાં નેત્ર નકી ખીલી નિકળે;
ઠામ બહુ તુજ કામ બહુ બહેરામ કહું પૂર ભાવબળે,
હામ ધરી, પરણામ કરી, વૃત્ત આમ રચ્યા કવિને જ ફળે. ૪
(નીતિવિનોદ)

---

## સમુદ્રમાં તોફાન*

(રોલા)

પવન છોડો કુલ ધજા, ગજાવે તુફાન ભારી,
સાગર પાડે ચીસ, દેખો વાયુની સવારી. ૧

મોજાં નાસાનાસ કરે ત્યાં વારા ફરતી,
નીચે મચ્છ ગભરાય, ઉપર ઉછળતી ધરતી. ૨

જ્યાં વાયુનું જોર પાણી શું કરે બિચારાં!
નચવ્યાં નાચે નાચ, ફરી ફરી ગોળ કુંડાળાં. ૩

ઝાઝ ઉડી પછડાય, સિંધુને હૃદય અતીસે,
ઘાયલ થયલો મગર, જેમ તડફડતો દીસે. ૪

વળી કામાતુર ચંદ્ર પાણીપર મોહિની નાંખે,
આકુળવ્યાકુળ પ્રિયા જોશ એ કેમે સાંખે? ૫

મસ ગંજાવર વ્હાણ, દિસે કણ એવો નાનો,
જેમ ગગનવિસ્તાર વિષે એક તલનો દાણો. ૬

ક્યાં એ રજના ભાર? પ્હાડ જ્યાં પિગળી હાલે,
ધન ઈશ્વર! તુજ જોર, વ્હાણ તુજ સત્યે ચાલે! ૭
(વિલ્સનવિરહ)

---

* ડાકટર વિલ્સનનું પોર્ટસ્મથને બારેથી ઉપડી જવું અને રસ્તે તોફાનનું નડવું.

## ગગનમંડળનો રાત્રિ સમયનો ઠાઠ

(દોધક છંદ)

રાત પડે નભમાંય નિહાળું,
જે વખતે ઉઘડે નભતાળું,
સ્પષ્ટ દિસે દુનિયા બહુ આવી,
જે પ્રભુ! તેં સુખકાજ બનાવી. ૧

સૂર્ય સુવે નિકળે ગ્રહરાજા,
તેજ થકી સહુને કરી તાજા,
થાય વિદાય દિસે નિંદ લાવી,
જે પ્રભુ! તેં સુખકાજ બનાવી. ૨

ચંદ્ર પછી ગ્રહઠાઠ વિરાજે,
જે ઝળકે જનના સુખકાજે;
તેજ ધરાપર દે વરસાવી,
જે પ્રભુ! તેં સુખકાજ બનાવી. ૩

ગંભીર આભ દિસે ગુણવંતું,
પ્રાણુ પળે બહુ જ્યાં જીવજંતુ;
મોજ કરે મનમાં સહુ ભાવી,
જે પ્રભુ! તેં સુખકાજ બનાવી. ૪

વેગ અમાપ ત્વરાથકી કાપે,
કોણુ ગણુત્રી ગણી હદ માપે?
કોણુ દિયે યશજ્યોત બુજાવી?
જે પ્રભુ! તેં સુખકાજ બનાવી. ૫

આમ દમામ ધરી નભ ધીકે,
નાસ્તિક લોક મરે ખળ બ્હીકે;
વ્યર્થ બધી જીંદગાની ગુમાવી,
જે પ્રભુ! તેં સુખકાજ બનાવી. ૬

જેમ ખરે ગ્રહ સુંદર તારા,
માનવીો તેમ ખરે ખરનારા;
કો પદવી સહુ કાળ ન ફાવી,
જે પ્રભુ! તેં સુખકાજ બનાવી. ૭

આપ પ્રભુ! સહુ વૈભવ દાતા,
દુષ્ટ હરી કર શુભ, સુજ્ઞાતા!
તેં બહેરામનીો શુદ્ધ બચાવી,
જે પ્રભુ! તેં સુખકાજ બનાવી. ૮

(નીતિવિનોદ)

---

## મંગળપ્રભાત

(એક રૂડે દિવસે એક કન્યા પોતાની પ્રિય સખીને જગાડે છે)

(પદ)

"સલામ સૌને હાલ, સાહેબો, સલામ સૌને હાલ," એ ચાલ.

વ્હાણું વાયું જાગ, સખી રે! વ્હાણું વાયું જાગ! (ટેક)

સુખમાં તારી વીતી રાતલડી, ગા દિનકરગુણરાગ,
સખી રે! ૧

મોર બપૈયા રંગ મચાવે, વચમાં કૂદે કાગ,
સખી રે! ૨
જો આ કેવો નિર્મળ હવથી, ખીલી રહ્યો છે બાગ!
સખી રે! ૩
નાનકડાં પશુ ગેલ કરે છે, લે તું તેમાં ભાગ,
સખી રે! ૪
વસંતના મધુબ્હાર વિષે આ કર્નીકા ગાયે રાગ,
સખી રે! ૫
કાચા પણ આ મધુરા રાગો, રિઝવે હૃદય અથાગ,
સખી રે! ૬
મંદિરમાં ડંકા ઠોકાયે, મનમાં ભજનનો આગ,
સખી રે! ૭
છોટી છોટી બાળા નાચી, શોભાવે સોહાગ,
સખી રે! ૮
ઊઠ બ્હેનુડી! આંખ ચોળી, કર સેજશયનનો ત્યાગ,
સખી રે! ૯
જા ફરવા શણુગાર સજીને, એવો નાવે લાગ,
સખી રે! ૧૦
સન્માર્ગે તું સુખે ફરજે, ત્યાં નહિ લાગે ડાઘ,
સખી રે! ૧૧
માનીને બહેરામ વચન તું ઈશકૃપા નિત માગ,
સખી રે! ૧૨

(નીતિવિનોદ)

## દિવાળી

(મનહર છંદ)

ચાલો બ્હેની! ઊઠો આજ દિવસ દીપાવા કાજ,
કાઢો મધુરો અવાજ, લાજ આજે ઠાલી છે;
દુકાન સામાનથકી ગગનપેરે વિરાજે,
વર્ધમાન વેપારીમુખે ગુમાનલાલી છે:
બન્યો ખાસ દેવવાસ, સ્વર્ગથી મળ્યો પ્રકાશ,
જોઈ આંખે ઝાંખ જો કે દૂરથી નિહાળી છે;
વાજતી વિરાજતી જે આવે સાજ સજી ખાસ,
રૂપાળી ને લોકવ્હાલી ભાળી તો દિવાળી છે. ૧

સર્વ દેવદેવી મળી, મહાદેવ, વિષ્ણુ વળી,
અંબાજી, બહુચરાજી, પાવાવાળી કાળી છે;
વ્હેમી ભોગ દઈ, જોગ સાધી, મૂઠચોટ શીખે,
દયા ઉપજાવે સ્થિતિ વ્હેમથી વીંટાળી છે:
ગાય રંક રાય છંદ, ચપળ ઘણાક મંદ,
આવી અડ્યા મુક્તાનંદ અને વનમાળી છે;
શારદ, નારદ, ગણાધિપ મોખરે વિરાજે,
રૂપાળી ને લોકવ્હાલી ભાળી તો દિવાળી છે. ૨

લક્ષ્મી તો ભજાય અહીં, ચોપડા પૂજાય તહીં,
રૂપીયા ગણાય થેલી કો ભરેલી ખાલી છે;
વેપારિઓ લેવુંદેવું કવી નિશ્ચિત થાય,
એવી ધામધૂમવાળી દિવાળી તો ચાલી છે:

મીઠાઈ મિષ્ટાન્ન વ્હેંચે શેઠ કે ગુમાસતાઓ,
લેવડી ને રૂપીઆથી ભરી ફરી થાળી છે;
લુંટો લુંટતાં લુંટાય, ખાઓ જે ખાતાં ખવાય,
રૂપાળી ને લોકવ્હાલી ભાળી તો દિવાળી છે. ૩

દેવાળાં દેવાળિયાઓ કાઢે કો દુકાળિયાઓ,
તેઓ પણ દિવાળીનો ઠાઠ ન બગાડશે;
દિવાળીને દિન કહું દેવાળિયા ઘેર પણ
નગારાં નગારચી નિરાંતથી વગાડશે:
મનહર મન હરે તનતાપ બંધ કરે,
જન કો મરે ન, ખરે સો દિવાળી કાઢશે;
ગાઈ ને ગવાડી ગીતિ, પાળી ને પળાવી રીતિ,
વધારી બહેરામ હામ ફરી બ્હાર પાડશે. ૪

(નીતિવિનોદ)

# સ્નેહ સંબંધી

## બચપણની બલિહારી

( પદ )

બલિહારી બચપણની, શી કહું બલિહારી બચપણની?
( ટેક. )

લેવાદેવા શા સંસારે? પૂર્ણ સુખસ્થિતિ મનની,—
શી કહું૦ ૧

તનની વેદના હોય કિંચિત તો, માતપિતા મન બમણી,—
શી કહું૦ ૨

પાપ નહીં, આભાસ પાપનો, ત્યાં ચિંતા શી ઋણની?—
શી કહું૦ ૩

ઓ બચપણ! આયુષ્યશિરોમણિ, ગરજ તને શી ધનની?—
શી કહું૦ ૪

સત્તાની નહિ અછત તને કંઈ, તોડે ગરુરિ રાજનની,—
શી કહું૦ ૫

કવિ, યોગી, ઋષિ, મુનિ તવ શરણે, સીમ ન શૂરાતનની,—
શી કહું૦ ૬

હદ બુદ્ધિની વાળી તેં, બાળક! અગમ બુદ્ધિ ત્રિભુવનની,—
શી કહું૦ ૭

શિશુ! આશિષ મમ લે જ્યાં હો ત્યાં, ગાઉં કીર્તિ મોહનની,[1]—
શી કહું૦ ૮

( સંસારિકા )

---

૧ શ્રીકૃષ્ણનું બાલસ્વરૂપ મોહન; તે રૂપે બાલ-બાલિકાની સ્તુતિ.

## હાલરડું

( ધોળ )

"માતા જશોદા ઝુલાવે પુત્ર પારણે—એ ચાલ"

ઝૂલે ઝૂલોને રૂપાળા મારા લાડીલા!
જાયા જનમથી જયજય જનુની અંગ;
શુભ ઓચ્છવની વરણવું શું હું લીલા?
જાયો બેઠો જ્યારે હસતો જનકઉછંગ. ઝૂલે૦ ૧

સખી શોધો રે કો અહીં ઘરડું વડું,
કોઈ આડોસણ પાડોસણ હોય;
મને ગાતાં રે શિખાડે મનહર હાલરૂં,
મધુરા સ્વરથી જેના વીરો મારો સ્હોય. ઝૂલે૦ ૨

કીર્તિરૂપી આપું આંગળિયું હુ નંદને,
જશબુદ્ધિવડે છે સઘળું જડેલ;
તેને સુધર્મકંચનથકી છે રૂડું ઓપિયું,
હસી હસી તેથી ખેલે નાનો છેલ. ઝૂલે૦ ૩

હવે ડહાપણની બનાવું રૂડી ઘંટડી,
વ્હાલો વગાડી કરે રે રણરણકાર;
સુણી જીવડો ઠરે માતાકેરો બે ઘડી—
જેમ માળી સુણી ભ્રમરગુંજાર. ઝૂલે૦ ૪

જ્ઞાનકેરો હું ઘડાવું ગંભીર ઘૂઘરો,
રૂમઝુમ કરી મૂકે નંદ ખણખણાટ;
માતાને હૈયે ઊઠે હરખનો ઉભરો,
દેખી રંગીલાના આવા ઠાઠમાઠ. ઝૂલે૦ ૫

આંખે કાજળ લગાડું રે વિવેકનું,
નજર લગાડે નવ જગન્મોહ ડાકેણ;
પાપજાળમાં ફસે નવ પુત્ર જગભણી,
મંતરી મંજન કરૂં તુજ નિર્મળ નેન. ઝૂલે૦ ૬

ભાવ પુમડું ખોસું હું વીરના કાનમાં,
વેહેમદૈત્ય તે મધ્યે ન કરે નિજવાસ;
જાયો જાળવશે વિકાર ઊંડા તોફાનમાં,
પ્રભુની પ્રીતિ ઉપર રાખે એવો વિશ્વાસ. ઝૂલે૦ ૭

સત્યસત્ત્વનું ધવાડું દુધ લાલને,
જેથી વધે તેને હૃદયે ઉદયભાવ;
જેની કેફમાં પોઢે કીશોર પારણે,
એક સત્યસત્ત્વ દેતી રાખું ધાવ. ઝૂલે૦ ૮

નિદ્રાખોળે હુવે સોંપું મારા ધોરીને,
પછી ખોલીને હું પ્રભુભક્તિદ્વાર,
માનું પાડ પ્રભુ તારા કર જોડીને,
હું સોવાસણના ફળ્યા છે અવતાર. ઝૂલે૦ ૯

(વિલ્સનવિરહ)

---

## મનુષ્યમેળ

(પદ)

મનુષ્યસંગાથે મેળ, મનુષ્યને મનુષ્યસંગાથે મેળ.

મેળ હોય ત્યાં સર્વ પાંસરૂં, તું સાલસ, હું છકેલ;
મનુષ્યને૦ ૧

મન મળિયાં ત્યાં સોબત સાચી, હું કાચો, તું ઠરેલ;
મનુષ્યને૦ ૨

જુવો સિંહના ભવ્ય શરિરપર, બકરૂં કરે છે ગેલ;
મનુષ્યને૦ ૩

જીવ લાગ્યા ત્યાં એથી જબરા વિરોધ સઘળા સ્હેલ;
મનુષ્યને૦ ૪

ભર દરબારે હસતો લહુઓ કરે રાજાની ટેલ;
મનુષ્યને૦ ૫

દિલ લાગ્યાં સ્ત્રીપુરૂષતણાં જ્યાં, ન જુવે ઝુંપડી મ્હેલ;
મનુષ્યને૦ ૬

જુવે ન રૂપગુણ, નાતજાત નહિ, એ સતિ, તે વંઠેલ;
મનુષ્યને૦ ૭

મેળ પડ્યો કાં પર પોતાનાં, કાં ડાહ્યાં, કાં ઘેલ;
મનુષ્યને૦ ૮

મેળ વિના માબાપ રિઝવતાં નિકળે પારસતેલ;
મનુષ્યને૦ ૯

ભાઇ બ્હેન વચ્ચે પણ મ્હોબત, મેળ વિના મુશ્કેલ;
મનુષ્યને૦ ૧૦

અજબ મેળના જુવો દાખલા, લેણાંદેણાંના ખેલ;
મનુષ્યને૦ ૧૧

( અનુભવિકા )

## દુઃખનો સાથી

( ૫૬ )

સાથી દુઃખનો દે, પ્રભુ! દુઃખનો,
જેને લોભ કશો નહિ સુખનો,  સાથી દુઃખનો૦

સુખના સાથી બહુ બહુ સોંઘા, મ્હોંમાગ્યા મળી આવે;
સ્વાર્થ બજારૂ માલ, ભરોસો શો એની તે રૂખનો?
સાથી દુઃખનો૦ ૧

કિડો, કાગડો, ઉંદર, બિલાડો, શિયાળ, સર્પ શો સાથી?
મુવા માંસનો ભૂખ્યો, કહું એ તરસ્યો સ્વારથ થુંકનો,
સાથી દુઃખનો૦ ૨

સુખ પોતાનું પ્હેલું શોધતો, આવે સુખી હું દેખી;
હે ઈશ! કેમે બનું ભોગ હું એ ગિધડાની ભૂખનો!
સાથી દુઃખનો૦ ૩

ફુંક મારી ફોલી ખાનારાથી નિત આઘો નાસું,
હાય ફુંકારો કેમ ખમું રે એની ઝેરી ફુંકનો!
સાથી દુઃખનો૦ ૪

દુઃખનો સાથી એક કરોડો સુખસાથી વિસરાવે,
દિલનો સાથી આપ, પ્રભુ! મુને નથી જોઇતો મુખનો;
સાથી દુઃખનો૦ ૫

એ વિરલો ક્યાં? કહો બાપ, બેટા, મા, દિકરી, બ્હેન;
છે દુઃખસાથી સગો ભાઈ?—જે એક જ માતાકુખનો.
સાથી દુઃખનો૦ ૬

( અનુભવિકા )

## સુખદુઃખનો સાથી

(દોહરા)

દુઃખી માનવ! સૃષ્ટિમાં સુખ ઇચ્છે તો માગ;
અર્જિત લોભ કે લાભથી, અચળ સ્નેહી અર્ધાંગ. ૧

માતાની મમતા અને સ્નેહ પિતાનો સાર,
પૂર્ણ પવિત્ર જ તેથકી છે પત્નીનો પ્યાર. ૨

વૈભવ આજે આવશે, વળી કાલે વૈરાગ;
અબળા પ્રબળા થઈ તહીં, ઝીલશે અડધો ભાગ. ૩

સંસારે શત્રુ ઘણા, સમજુ સદનપ્રધાન;
સફળ વાસ તે સ્વામીનો, નિર્ધન પણ ધનવાન. ૪

તડફડતો જગતાપથી, શોધે શીતળ સ્થાન;
વામા દુઃખ વિસરાવશે, કરીને ચુંબનપાન. ૫

વડના અતિવૃદ્ધ વૃક્ષને, વળગે કયમ વડવાઈ;
તેમ વરેલા વર અને વનિતા વચ્ચે સગાઈ. ૬

ભૂમિ જેમ જળથી ભરી, માગે રવિપ્રકાશ;
તેમ પતિના પ્રેમની, પત્નીને અતિ આશ. ૭

તુજ સુખથી હરખાય તે, દુઃખમાં નહીં પછાત;
વેઠે સુખદુઃખ હેતથી, પડતાં પ્રભુને હાથ. ૮

બળે જુલમના અગ્નિમાં, ચઢે ત્યાગથી કાટ;
વળ ખાધેલો પ્રેમ એ, નવ છોડે મરડાટ. ૯

આ ભવના વૈભવ અને દોલત મને હરામ;
અચળ સ્નેહી અર્ધાંગના માગું હું બહેરામ. ૧૦

(નીતિવિનોદ)

## કુમારી કન્યા

(ઘનાક્ષરી છંદ)

ઠમક ઠમક તકતકતી પલકમાંય,
લટક સલુણી લટકાથકી ચિતારી ચાલ;
ચટક ચંદની ચકચકતી કાન્તિ ઉપર,
મોહક ઝલક વણુ શક તેં પ્રસારી લાલ.
ભભક ભભક ભપકાથકી ભટકતી તું,
છલક છલક છલકાતી અવિકારી બાળ!
કપાળે ચળકતું તિલક ને કનક છાતી,
કમળથકી કોમળ તું કન્યા કુમારી હાલ. ૧

સકલ શિકલ કલ્પવૃક્ષ કલ્પાવેય મને,
દીપક બે જાણે ચકમકચણુગારી ઝાળ;
હલક મધુર રંભાધમક ભુલાવી દિયે,
મસ્તકે કસ્તુરી કેશ ઓઠે છે અમૃત થાળ.
કમોદ કંગુરાકળી વ્યાપક મુખડાંમાંય,
નાજુક વિવેકટેકે ચમકે ગુલાબી ગાલ;
ઝમક કવિની કન્યાઝમક કદી ન કહે,
અહેરામ! આ બાળ અબળાની બલિહારી ભાળ. ૨

(નીતિવિનોદ)

## સૃષ્ટિસમશ્યા

( ૫૬ )

રસ પાતાં રસ પી લે,
　રસિકડા! રસ પાતાં રસ પી લે. ( ટેક )

રસબસતો આ વસંતબ્હાર જો,
　ફૂલફલાદિ ખીલે,—રસિકડા! રસ પાતાં૦ ૧

ઊભાં લાલસાથી એ લટકતાં,
　વણુ હિલવ્યાં શાં હીલે!—રસિકડા! રસ પાતાં૦ ૨

મૃદુ સુવાસ, મધુર રસ ઉભરા,
　ભર વનમાળી ભરી લે,—રસિકડા! રસ પાતાં૦ ૩

પાકે ચ્હડ્યાં ફળ માગે ભોક્તા,
　મનભાવ્યાં તોડી લે,—રસિકડા! રસ પાતાં૦ ૪

વાર નહીં મરી જતાં વિયોગે,
　ક્યાં રે વીર! ઝીલી લે!—રસિકડા! રસ પાતાં૦ ૫

આવ ભ્રમર! ગુંજારવ કરતો!
　કુંજ કુંજ તું ભમી લે,—રસિકડા! રસ પાતાં૦ ૬

રસિયા! લાડસઘેલી લાડીને
　રોમરોમ અહિં રમી લે,—રસિકડા! રસ પાતાં૦ ૭

નાયક! સુખલાયક છું નાયિકા
　સામે ઊભી, શોધી લે,—રસિકડા! રસ પાતાં૦ ૮

વ્હેલો થા, મમ વ્હાલ વિકાસે,
　આવ, ગળે વળગી લે,—રસિકડા! રસ પાતાં૦ ૯

વ્હેલો આવ, પણ જઈશ ન વ્હેલો,
　હૃદય સદૈવ વસી લે,—રસિકડા! રસ પાતાં૦　૧૦
દે આલિંગન, મધુરૂં ચુંબન,
　સુંદર અધર અમી લે,—રસિકડા! રસ પાતાં૦　૧૧
લે લે, લેતો જા, રસદાતા!
　દઈ એકી, બેકી લે,—રસિકડા! રસ પાતાં૦　૧૨
છોડ ગ્લાનિ, વા હો ન ગુમાની,
　લ્હાવ આ વાંકો વળી લે,—રસિકડા! રસ પાતાં૦ ૧૩
લૂંટ, લૂંટાવા બેઠી લાડિલી,
　લૂંટ, ભલે લૂંટી લે,—રસિકડા! રસ પાતાં૦　૧૪
ખોટી લાજ ન ઘટે શુભ કાજે,
　સજ, રસશસ્ત્ર સજી લે,—રસિકડા! રસ પાતાં૦ ૧૫
પડ મેદાન, શરણ ઊભી તુજ,
　કેમ ઊભો મુખ બ્હિલે?—રસિકડા! રસ પાતાં૦ ૧૬
જીત પ્રીતિધન જોતે જોતે,
　જરી હારી જીતી લે,—રસિકડા! રસ પાતાં૦　૧૭
જીવન્મુક્તિ આ યુદ્ધ આધારે,
　ઝડપ બીડું ઝડપી લે,—રસિકડા! રસ પાતાં૦　૧૮
મરવું તો, અમી પી મર, મધુકર!
　મરી ઝટ ફરી જનમી લે,—રસિકડા! રસ પાતાં૦ ૧૯
અનાયાસ આ સૃષ્ટિસમશ્યા
　સમજ, ચતુર! સમજી લે!—રસિકડા! રસ પાતાં૦ ૨૦

( સંસારિકા )

## પ્રિયાની પ્રીતમને અરજ

( પદ )

"લાડીલા! લાલ બિહારીજી, મને લેહ લાગી તમારી જી."—એ ચાલ.

રસીલા! પ્રીતમ રસિયાજી! તમે મુજ અંતર વસિયાજી. (ટેક)

છેલ છબીલી જોઈ છબીને, છક્ક બની હું છકેલ;
છળભેદે મને છેતરી છોડો, છેક છત્રપતિ! છેલ! રસીલા! ૧

તમ વિણુ તનમાં તાપ તપે છે, તૃપ્તિ જરી નહિ થાય;
તરૂણપણે તરૂણી તરસું છું, તરફડ જીવ તણાય. રસીલા! ૨

સાલસ શીયળ સાચવિયું મેં, સ્વામી! સત્ત્વ સમાન;
સંસારી સુખસાધન શોધું, સ્વામી! સ્વામીવાન. રસીલા! ૩

કાં મુજ પામરને રવડાવી, રામ રહો રંગમાંય;
રડતાં રાતાં રક્તતણાં ફીકાં પાણી થઈ જાય. રસીલા! ૪

વિરહાગ્નિ વધુ વેઠી શકાય ન, વ્હાલા! વ્હાલ વધાર;
વધુ કહે મુજ લાજ વધે વધુ, દે અહેરામ સુસાર. રસીલા! ૫

( નીતિવિનોદ )

---

## મધુરી અધીર*

( ગરબી )

"ઓધવજી! સંદેશો કહેજો શ્યામનો"—એ ચાલ.

સાહેલડી! રે સુણજો મારી વાતડી,
મને મળ્યા છે આજ મુકુટમુરાદ† જો;
દિન મારો દીપતો ને નવરંગ રાતડી,
પ્રભુએ પાયા મુજને પ્રેમપ્રસાદ જો. સાહેલડી રે૦ ૧

---

* મિસ બેનનો સખિયોથી જુદાં પડવા વિષે ખુલાસો.
† આશાનું છત્ર.

જૂજ દિવસમાં જાઉં હું શરણે સ્વામિને,
આશવિલાસે દિલ તો ધબધબ થાય જો;
શુધબુધ મારી ન મળે હવડાં મુજકને,
ક્યારે જઈને પડું હું પતિને પાય જો? સાહેલડી રે૦ ૨

લીન બની પ્યારી! હું મજ સુખકેફમાં;
એ કારણ મેં છોડ્યો સખીસમુદાય જો,
કે રખે અંધી થઈ આ મદ-આવેશમાં
તમ સખીને કંઈ અપમાન જ થઈ જાય જો. સાહેલડી રે૦ ૩

વિલમ્બ થશે નહિ મળતાં હવે તો બ્હેનુડી!
દિલ છે મારૂં કપટગર્વથી સાફ જો;
પણ જે ઘડીએ મળવું, છૂટાં તે ઘડી;
વાંક પડ્યો તો વ્હાલી! કરજો માફ જો. સાહેલડી રે૦ ૪

(વિલ્સનવિરહ)

---

## પ્રીતિ કરી પસ્તાઉં

(૫૬)

પ્રીતિ કરી પસ્તાઉં પ્રેમદા! પ્રીતિ કરી પસ્તાઉં. (ટેક)

પ્રથમ સ્વાદ સાકરથી મધુરો,
આખર ખાખર ખાઉં,—પ્રેમદા! પ્રીતિ૦ ૧

અમૃતપાન હું કરતાં, અંધો,
વિષનું પાત્ર પી જાઉં,—પ્રેમદા! પ્રીતિ૦ ૨

ઉષ્ણુ પ્રેમસિંધુમાં બૂડતાં,
શીત પરસેવે ન્હાઉં,—પ્રેમદા! પ્રીતિ૦ ૩

કિંવા ક્રિયા સુખદ અનુભવતાં,
ઝેરી જ્વરે હું સુકાઉં,—પ્રેમદા! પ્રીતિ૦ ૪

પ્રીતરીત વિપરીત જ એવી,
તાણુ કરી કયાં તણાઉં?—પ્રેમદા! પ્રીતિ૦ ૫

તો પણ પ્રીત છે પ્રબળ મોહિની,
વશ થઈ વળી મલકાઉં,—પ્રેમદા! પ્રીતિ૦ ૬

હસી રડું, હસતાં જ રડું રે,
સહજ હસાવી રડાઉં,—પ્રેમદા! પ્રીતિ૦ ૭

આ ભવની ભમતી માયાવશ,
મીઠી મઝાએ મુઝાઉં,—પ્રેમદા! પ્રીતિ૦ ૮

જીવનથી મીઠી, કડવી મરણથી,
પ્રીતિ! શા ગુણ તુજ ગાઉં?—પ્રેમદા! પ્રીતિ૦ ૯

(સંસારિકા)

## લગ્નાશિષ

("સલામ સૌને હાલ, સાહેબો! સલામ સૌને હાલ."—એ ચાલ)

સુખ આશિષ વરસાવ પ્રભુ! તું સુખ આશિષ વરસાવ.
મહોબતના બાંધેલ જીવડા રાખે તુંપર ભાવ, પ્રભુ! તું૦ ૧
એ જોડાં વચ્ચે જગજીવન! શુભ સંબંધ નિભાવ, પ્રભુ! તું૦ ૨
પતિપત્નીના નિકટ ધર્મ તું, બન્નેને દર્શાવ, પ્રભુ! તું૦ ૩

જે એના હું હાથ જ જોડું, પ્રાણ તું પ્રભુ! જોડાવ, પ્રભુ! તું૦ ૪
એ મહોબતને હું અહિં નોંધું, તું ઉપર નોંધાવ, પ્રભુ! તું૦ ૫
(વિલ્સનવિરહ)

---

## નિરાશ થયેલા પતિને તેની પત્નીથી મળતો દિલાસો

(ગરબી)

પ્યારા! પ્રેમે જીવાડે, રીસે મારશે રે,
પ્યારા! તું જ મારે, તું ઉગારશે રેઃ
સુખદાતા દુઃખના તું સાથી હે કંત જી!
મુખડું મરડી શિદ મુઝાય છે રે? ૧

મારા પરમ મિત્રો આજ મુજને હણે,
જેઓ પડતા પ્હેલાં મારે ચરણે;
તું તો દુઃખબોજ નાંખે ઓસારી, હે કાંતા!
જોઈ રૂધિર સુકાય છે રે. ૨

પ્યારા ધર્મ મારો હેત ખેંચવું રે,
સુખે સુખ દુઃખે દુઃખ વ્હેંચવું રે;
માટે બોલ આજે વાત મનની, હે પ્યારા!
હું તું ને તું હું જ જાણીને રે. ૩

પ્યારી! દ્રવ્ય ખોયું ખોટા માલથી રે,
તૂટે હૈડું, હઠે હામ ફાળથી રે;
કાળું મ્હોડું હવે શું બતાવું, હે પ્યારી!
કેમ અટકાવું આ હાનિને રે? ૪

વ્હાલા! મનમાં ઓછું કાંઈ નવ આણુ રે,
વ્હાલા! મૂવે જીવે તારી છું જાણુ રે;
મારા સમ વ્હાલા! ધ્રુજતો રહે, હે સ્વામી!
તું મારૂં દ્રવ્ય અમૂલ છે રે. ૫

વ્હાલી! દ્રવ્ય ગયે ઘર મૂકયાં રે,
વ્હાલી! સર્વસ્વ તારાં એ કુંકિયાં રેઃ
ધીક ધીક મુવો તારો સ્વામી, હે શ્યામા!
જીવ્યા મારા પર ધૂળ છે રે. ૬

પ્રાણુ! બોલ ન શબ્દ નિરાશથી રે;
શું હું માગી શકું પતિપાસથી રે?
તારાં આપ્યાં લીધાં તેં પાછાં, હે પ્રીતમ!
પ્રીત ખરીદી ન વેચતો રે. ૭

બળી પ્રીત ગોરી! મૂવો હું આલતો,
મૂર્ખ સંતોષથી ન સુખે ચાલતો;
તને દુઃખસમુદ્રે ઉતારી, હે પ્રિયા!
પ્હેલાં પોતે દુઃખ ખેંચતો રે. ૮

સ્વામી! સાચી પ્રીતિ હવે હું કહું રે,
રામ સાથ રામા રંગમાં રહું રે;
મારા હૃદયમાં તુજને સમાવું, હે રસિયા!
ઠીક પ્રભુએ મને કસી રે. ૯

સુખદેવી ઠરી મારી તું આજ રે;
આશ મુજને દીધી જીવવા કાજ રે;
જીવી પાડ ભુલું કેમ તારા હે રામા?
બહેરામ પૂરાવો પૂરે હસી રે. ૧૦

(નીતિવિનોદ)

---

## એક ઘાયલ હૃદયની સ્ત્રીનો વિલાપ અને અંત

(લલિત છંદ)

રસિક ક્યાં ગયો વીશ વર્ષમાં,
શીતળ સુખ ને શાંત હર્ષમાં;
જગતજોખથી ગુંગળાઇને,
ઝડપ મોતનો હાથ સાહીને? ૧

જુલમ જોસથી વિખરૈ જઈ,
વિપતમાં બુડી રાંડ હું રહી;
ભવ તુટી પડ્યો ભાર દુઃખનો,
નિશ ગળી ગઈ દિન સુખનો. ૨

પ્રિતમસ્નેહ તો આજકાલનો,
નહિ શમ્યો રહ્યો સ્નેહ લાલનો;
રતન લૂંટિયું ક્રૂર કાળ! તેં,
દુઃખસમુદ્રમાં ઠેલીને મને. ૩

અજલ આવીને શુદ્ધ સ્નેહની,
ખબર લૈ ગઈ સ્વામી દેહની;
જીવ ઉડી ગયો, પ્રિય પ્રાણુશું,
અહિં રડી રડી, અંત આણુશું. ૪

સમય રૂઠિયો ક્રૂર લેખથી,
સમજી ના રહી દેખરેખથી;
મદનબાગમાં ફૂલ તોડતાં,
રસિક નાથશું પ્રીત જોડતાં. ૫

ભૂલી ભવિષ્ય હું ખેલ ખેલતાં,
મધુર હોઠશું હોઠ મેલતાં;
રસ હસી હસી ચાંપી ચૂસતાં,
વિલીન ચુંબને દુઃખ ભૂસતાં. ૬

ખમી નહીં શકયો કાળ મોજને,
ઝડપ ગોઠવી, દુઃખફોજને;
અલગ તે રહી નાથને ઘરે,
હલક સીકડી, પ્રાણુને હરે. ૭

સુખ ધરી મુખે દૈવ મ્હોં ઓડે,
સરળ આશ દૈ, રીબવી ઓડે;
કસર શી હવે? પ્રાણુને મઝા,
અધર હું રહી ચાખવે સજા. ૮

અસલ સુખ જો કાંઈ ના હતે,
મળી જતે રહ્યે, તે રૂડું થતે;

ખબર ક્યાં મને સુખની પડી?
સુખ ઉડી ગયે, ભોગવી રડી. ૯

હૃદય આંધળું, હાય શું સુઝે?
ફિકરફેરથી હાડકાં ધ્રુજે;
અવયવો તપે, લોહી જામિયું,
શરીર મોતથી ત્રાસ પામિયું. ૧૦

અજલ ઢીલથી શું કરે હવે?
સુખ મળે ફરી સ્વર્ગમાં જવે;
તલપ જીવ જા, સ્વામીને મળું,
વિકટ વિઘ્નથી હે પ્રભુ! ટળું. ૧૧

કબજ પ્રાણ રે હાય શું કરૂં?
મદદ બાપ! દે, મોત આ ખરૂં;
નયન લોહી દે, બેહરામ તું,
સુગમ છે મને, નાથ! નામ તું. ૧૨

(નીતિવિનોદ)

---

## પત્નીના મરણથી એક યુવાન પતિનો વિલાપ

("મન! તું મેલ જૂઠ જંજાળ, માથે ભમે અચાનક કાળ."—એ ચાલ)

દુઃખ હરનારી વ્હાલી! રે ક્યાં તું મૂકી ચાલી રે? (ટેક)

સુખ સૂર્ય મુજ અસ્ત થયો ને ભાગ્યું જોબનજોમ;
આશા બગડી, કાયા બગડી, જઈ ગગડી ચાહોમ;
દુઃખ હરનારી० ૧

રોષ ચઢાવી ક્યાં તું ચાલી? શા છે મારા દોષ?
પાય ધ્રુજે ને હોંસ ઉડે મુજ, પડે કંઠમાં શોષ.
દુઃખ હરનારી૦ ૨

હૃદય બિછાવી કર્યો માંડવો, મન મનરંજન બાગ;
નરમ નેત્રથી કીધી છાયા, ગાયા મધુરા રાગ.
દુઃખ હરનારી૦ ૩

પુનીત પ્રેમનો પંખો કીધો, આપી દમથી લ્હેર;
શીતળ સુખનું સ્વર્ગ બનાવ્યું, જમડે કીધો કહેર!
દુઃખ હરનારી૦ ૪

ભાતભાતનાં સુખ સંઘરિયાં, નહિ ભાવ્યો વનવાસ;
વીશ વર્ષની હરિણી ન્હાશી, કૂચ કરે કૈલાસ!
દુઃખ હરનારી૦ ૫

મારી મારી કરી ઉધારી, ધારી નહિ મુજ આશ;
સ્નેહગગનમાં રાહુ નડિયો, તોડી નિકટ રાશ.
દુઃખ હરનારી૦ ૬

ઝાંખું ઝાંખું આ જગ સારૂં, નહિ દેખું કંઈ સાર;
ઊંચું નીચું કશું ન સુઝે, બિઆબાન વિસ્તાર!
દુઃખ હરનારી૦ ૭

મૂકી મ્હેલની સેજ સુંદરી આ, સ્મશાનમાં ક્યાં જાય?
કોમળ તનપર આ શી આફત? અરરર! જીવ ગભરાય!
દુઃખ હરનારી૦ ૮

મુજ વ્હાલીને કોઈ જીવાડો, આણો પાછો શ્વાસ;
બળતી ચ્હેમાં મુજને હોમો, ક્યમ દેખું આ ત્રાસ?
દુઃખ હરનારી૦ ૯

હે દુઃખિયારા જીવડા મારા! વિલાપ નહિ કર આમ;
દેવ વ્હાલી મુજ પાછી દેશે, દિયે વચન બહેરામ.
દુઃખ હરનારી૦ ૧૦

(નીતિવિનોદ)

---

## પતિના મરણથી એક યુવાન પત્નીનો વિલાપ

(ચાલ ઉપર પ્રમાણે)

વ્હાલા! રહો મુજ પાસે ક્ષેમ, વ્હીલી મૂકી ન્હાસો કેમ? (ટેક)

લીલી સૃષ્ટિમાં વ્હીલી મૂકે, બેદીલી દેખાય;
કર્મ ફૂટી હું મરણ જ આણું, આ ભવ ખાવા ધાય.
વ્હાલા!૦ ૧

ગરમ અંગારા આંસુધારા નેવાં પેરે જાય;
કાળું કાળું સૌ અંધારૂં, આ તે શું કહેવાય?
વ્હાલા!૦ ૨

મન ક્યાં? તન ક્યાં? જીવ ક્યાં મારો? ક્યાં મુજ ઉરનો હાર?
આવો, ધાઓ, શોધી લાવો, પ્રીતમ પ્રાણાધાર.
વ્હાલા!૦ ૩

હાથે પાયે સોજા ઊઠે, ચઢે કાળજે તાણ;
અરરર જમ! તેં ગજબ કર્યો રે, લંટ્યો મારો પ્રાણ.
વ્હાલા !૦ ૪

કજા કાનમાં બની કસારી, ભેજું ફોલી ખાય;
રસિક પ્રીતમ મુજ હૃદય વસેલો, હવે કેમ વિસરાય?
વ્હાલા !૦ ૫

શરીર સઘળે બળે બળતરા, દમ ગદ્ગદ ઘુંટાય;
નબળી નસો તો કહ્યું ન માને, મરૂં મરૂં જીવ થાય!
વ્હાલા !૦ ૬

અધર લટકતી રહી હું અટકી, તૂટ્યો ભવઆધાર!
હરિ! હરિ! ધિક આ જીવતર મારૂં, ક્યાં છે પાલણહાર?
વ્હાલા !૦ ૭

રડી! રડી! હું થાકી વ્હાલા! હવે કંઠ સુકાય;
વધુ બોલવે મુખ નહિ ચાલે, ગળે ગાંઠ બંધાય.
વ્હાલા !૦ ૮

આકુળ વ્યાકુળ કશું ન સુઝે, બુજે કોણ મુજ દાદ?
અર્પણ આ ભવ તુજને સ્વામી! કયમ ન સુણે ફરિયાદ?
વ્હાલા !૦ ૯

ધીરજ ધર તું દુઃખી બાપડી! વ્હીલી ન કર વિલાપ;
દિધો દિલાસો આ અહેરામે; કરશે પ્રભુ મિલાપ.
વ્હાલા !૦ ૧૦

(નીતિવિનોદ)

---

## ભરતારનો શોક અને ચાંદાને અરજ

('ઓધવજી! સંદેશો કહેજો શ્યામને'–એ ચાલ.)

ચાંદા! રે પ્યારીને જોતા આવજે,
વિયોગનો અનુભવ તો તુજને રોજ જો;
સંદેશો કાંઈ કહે તો વ્હેલો લાવજે,
બહુ મુજને ભાવે છે રૂદનમોજ જો; ચાંદા! રે૦ ૧

મારી ગતિ તું કહેજે ચાંદા! પ્યારીને,
વિરહચેહમાં બળે રાતે મુજ અંગ જો;
દીસે ડગમગ ડોલે હૈયું હારીને;
પ્યારપાંખ વિણુ ટળવળ કરૂં અપંગ જો; ચાંદા! રે૦ ૨

હે ચાંદા! જવ આણે તારી ચાંદનિ,
ચંદ્રમુખી મારીને કહેજે એમ જો:
કમળકલા વિણુ મુજ મન તૃષ્ણા રહે ઘણી,
ચકોર હું ચાંદા વિણુ જીવું કેમ જો? ચાંદા! રે૦ ૩

(વિલ્સનવિરહ)

---

## વરસાદને અરજ

(ગરબી–ચાલ ઉપર પ્રમાણે.)

અંધારીમાં આવે જવ તું મેહુલા!
ઝરમર ઝરતાં તારાં નિર્મળ નેવ જો;
તે ટાણે ભૂલીશ મા રે મુજને ભલા,
ગતિ મારી સાચવજે ગરૂઆ મેઘ! જો; અંધારીમાં૦ ૧

જે વેળા તું પ્રીતમના મિલાપથી,
ધરતીનું ઉર જળમય થઈ ઉભરાય જો;
તે વેળા મુજ હૈડું, વિરહતાપથી,
બળી બળી નિજ આસનમાં જ સમાય જો; અંધારીમાં૦ ૨

વર્ષા! હું તો પડિયો તારે આસરે,
શીતલ સંદેશા મુજને સંભળાવ જો;
બેહું ઘોર અંધારૂં મુજ દિલમાં ખરે,
હે વીરા! મુજ વિયોગવિષ ઉતરાવ જો! અંધારીમાં૦ ૩

(વિલ્સનવિરહ)

---

## વિયોગવિલાપ

(ગરબી)

પ્રભુ! મને દેજે રે વિસ્મૃતિ;
નિકર મનપાયો મુજ ધસી જાય,
મિત્રવિયોગના રે દુઃખથી;
હૃદય પછડાઇ મૂર્છાગત થાય. પ્રભુ!૦ ૧

વ્હીલો હું વિરહથી રે વ્હાલીના;
લાડ લાડીનાં ખાવા ધાય;
રૂપ નહિ ભાવે રે રૂપાળીનાં;
ઇષ્ટ મિત્રો દારૂણુ દેખાય. પ્રભુ!૦ ૨

શયનમાં સ્વપ્નાં રે સ્નેહીનાં;
જોતાં શય્યા જળમય થઈ જાય;
લખલખાં વાગે રે ઠંડીનાં;
અચાનક ચોંકીને જ જગાય. પ્રભુ!૦ ૩

ઠરે નહિ મનડું રે ઠેરવ્યું;
અરે કંઈ કરતાં કંઈ જ કરાય;
મોહાંધ બનીને રે પતંગિયું,
સ્નેહીની ઘોર ઉપર ટંગાય. પ્રભુ!૦ ૪

સ્મૃતિ થઈ લાગી રે પિશાચણી;
મન એ વેરણથી હુલકાય;
ગતિ પ્રતિ જોઈ રે દાસની,
અરે કાંઈ કરજે ઝટ ઉપાય. પ્રભુ!૦ ૫

(વિલ્સનવિરહ)



# સંસારસુધારો

## પારકી હવેલી જોઈ પોતાની ઝુંપડી નહિ તોડવી

( લીલાવતી છંદ )

દેશી નરનારો! ખરો સુધારો સ્વીકારો સમુદાય મળી,
સૌ અંગ્રેજોના ઢંગ ધરો તો, ભંગ થશે આશા સઘળી;
પાસેની પેલી જોઈ હવેલી, નિજ ઝુંપડી તોડો તલપે,
ઘરબાર વિનાના ભાર ભૂમિપર, દોઢચતુરમાં નામ ખપે. ૧

મિષ્ટાન્ન નિહાળી પાડોશીનાં, નિજ થાળી ઊંધી કરશો,
દુષ્કાળ આવવે દાળભાતનો, ભૂખબારસ ભટકી મરશો;
માટે દેશીઓ! નકલ કરો ના, સઘળાંમાં કો એક પ્રજા,
સૌના ગુણદોષો જોઈ તપાસી, સંઘરવામાં સરળ મઝા. ૨

દેખાદેખીના ધરો દાખલા, સારાસાર વિચારીને,
દુર્ગુણ સંહારી, રહો સુધારે, સદ્‌ગુણ સર્વ સ્વીકારીને;
જો વાંદરપેરે ટેવ બીજાની, ટેક વિના તત્પર ધરશો,
બહેરામ કહે છે ગર્થ ગુમાવી, મોત વિના રખડી મરશો. ૩

( નીતિવિનોદ )

## હોળી

( મહીદીપ છંદ )

સાફસુફ સર્વ રહો, હોમક્રિયા ચાલે,
રંગમાં ભિંજાય અંગ અબીલે ગુલાલે;

કાછડી ભિંજાય ને ભિંજાય લાલ ચોળી,
નીતિને ડગવતી આવી રંગોલી જ હોળી. ૧

કરી ચરિત્ર ચિત્ર સુખદ ચતુર નાર ભેટી,
યાર રાજપુત્ર સાથ શેઠિયાની બેટી;
જોગણીની સ્હાયતાથી પ્રિય કહાડી ખોળી,
નીતિને ડગવતી આવી રંગોલી જ હોળી. ૨

દાસીઘેર વાસ કરી, મોજ ઉભય મારે;
"પ્રગટ પડ્યે જાય જીવ," હોલિકા વિચારે;
કપટ નારીજાતતણું જુઓ તાલ ઘોળી,
નીતિને ડગવતી આવી રંગોલી જ હોળી. ૩

રાત લાગ જોઈ ભુવનમાંય આગ ફુંકી,
નાઠી યાર સાથ દાસી ઊંઘતી જ મૂકી;
"સતી બની બજાવી ધર્મ," કહે નાર ભોળી,
નીતિને ડગવતી આવી રંગોલી જ હોળી. ૪

હામના કુકર્મથી પ્રખ્યાત નામ તારૂં;
મૂર્ખ પુરુષ નારી માની, માન દે નઠારૂં;
ત્યાગી લાજ આઘી એમ ધૂળ અંગ ચોળી,
નીતિને ડગવતી આવી રંગોલી જ હોળી. ૫

મર્મ કો નથી જ પણ કુકર્મ ધર્મ થાયે,
તીવ્ર બુદ્ધિ નારી તારીથી સતી ગણાયે;
સદ્ગુણી સતી બની તેં વડીલલાજ બોળી,
નીતિને ડગવતી આવી રંગોલી જ હોળી. ૬

ગતિ થઈ શી આજ આ ચરિત્ર માન પામે!
પાપ કરી પૂરતું પૂજાય ગામગામે;
સાર હોળીમાં ન કાંઈ, વાત જોઈ તોળી,
નીતિને ડગવતી આવી રંગીલી જ હોળી. ૭

સ્વચ્છ નીતિખોટથી સુધર્મ તો લજાયે,
આ અશુભ નામ દેવટીપમાં લખાયે;
સત્ય જાણ બહેરામ, હોળીભક્તિ પોલી,
નીતિને ડગવતી આવી રંગીલી જ હોળી. ૮

(નીતિવિનોદ)

---

## ગુલામગીરીથી થતા અનર્થ

("આ શું જુએ રે આંખ! તું"–એ ચાલ)

અરરર! આ શી રે આપદા? મનુષ્યના મનુષ્ય ગુલામ થાય!
વિપરીત વાયે રે વા સદા; રોતાં આંસુ નહીં સૂકાય. અરરર૦ ૧

પ્રેમશું પોઢે રે દંપતિ; છાતીશું છાતી, હાથશું હાથ;
પત્ની ચોંકે રે ધ્રુજતી; વિયોગે રૂએ નાથ અનાથ. અરરર૦ ૨

ત્રાસથી ધ્રુજે રે બાલુડાં; વ્હીલાં પડી વિચારમાં ગુંથાય;
હાયથી ભરતાં રે ડૂસકાં; તન કંપે તે સુણતાંમાંય. અરરર૦ ૩

ચાબુક મારે રે બાળને; કોમળ બાળકનો અવતાર;
કરૂણા આવે રે કાળને; અરે કો સુણો દુઃખી પોકાર? અરરર૦ ૪

નાશ જ આણે રે આગથી; ધિક ધિક આ ચંડાળ સ્વભાવ;
કાયા કંપે રે ત્યાગથી; ભયાનક આ કેવો દેખાવ! અરરર૦ ૫

નાગાં ન્હાસે રે વાસિયો; અવસ્થા મનની કયમ કલ્પાય ?
જમડા લઇને રે ફાંસીયો; જકડી બાંધીને હરખાય. અરરર૦ ૬

લેખણ ધ્રુજે રે રોઇને; વાંચતાં ઝાંખી આંખ ભિંજાય;
જન ! શું બેસો રે જોઇને? જોતાં જોવા જેવું થાય. અરરર૦ ૭

દૈત્ય હઠાવો રે જોસથી; દબાવો આ જીવતો વેપાર;
દૂર રહેજો રે દોષથી; સુણી બ્હેરામ કરો સુવિચાર. અરરર૦ ૮

(નીતિવિનોદ)

## પુત્રીને પ્રીતથી પાળવા માટે પિતાને પ્રાર્થના

(ભુજંગી છંદ)

પ્રમાદી પિતા ! પ્રીતથી પુત્રી પાળો,
સુણી શીખ શિક્ષાર્થી શૃંગાર આલો;
વિના નીતિ નારી જુઓ નામની છે,
ભણેલી ભૂમિમાં ભલી ભામની છે. ૧

છબી છો છબીલી અને છોગવાળી,
રીઝાવે રીસે એવી રૂડી રૂપાળી;
કદી કુશીલા તો કિયા કામની છે?
ભણેલી ભૂમિમાં ભલી ભામની છે. ૨

મળે મોતી માણેક મોસાળમાંહિ,
સુખી સાસરે સુખ તેથી સવાઈ;
દયા દિલ દીપે દિસે કામની છે,
ભણેલી ભૂમિમાં ભલી ભામની છે. ૩

ગજું હોય તો ગામગામે ફરાવી,
બધી બ્હેનોની હાલતો ઘો બતાવી;
સુધારે સુખી તે જ સોહામણી છે,
ભણેલી ભૂમિમાં ભલી ભામની છે. ૪

નમી નીતિ નિર્દોષથી જે નિભાવે,
વિવેકી વને વ્યાજબી વેણુ વાવે;
સતી તેજ સુખી સદા સ્વામીની છે,
ભણેલી ભૂમિમાં ભલી ભામની છે. ૫

પૂરી તે પનોતી પૂરી તે પ્રતાપી,
કરે કંથનાં કામ સૌ કલેશ કાપી;
હૃદેશું રમી રાણી તે રામની છે,
ભણેલી ભૂમિમાં ભલી ભામની છે. ૬

હશે હિંદુ નારી હજી હેતકારી,
પૂરી પારસેણો હશે પૂર્ણ પ્યારી;
પ્રિયા પ્રેરણા પ્રેમ પેગામની છે,
ભણેલી ભૂમિમાં ભલી ભામની છે. ૭

(નીતિવિનોદ)

# પ્રાચીન અને અર્વાચીન હિંદુ સ્ત્રીઓની સ્થિતિ વચ્ચે મુકાબલો

( પ્લવંગમ છંદ )

આગળ હિંદુ નાર, વણુજ વેપારમાં,
સ્વામીને તો સાહ્ય થતી સંસારમાં:
આગળ હિંદુ નાર, કુશળ થઈ જ્ઞાનમાં,
સ્વામીશું કરી વાદ, વસી રહી ધ્યાનમાં. ૧

આગળ હિંદુ નાર જીવી સદ્‌બોધથી,
જાળવતી નિજ શિયળ, સ્વયંવર શોધથી:
આગળ હિંદુ નાર, ધરી સહુ સદ્‌ગુણો,
નામ કરી ગઈ અમર, સીતાકથની સુણો. ૨

વેઠ્યાં કષ્ટ હજાર, દશાનન હાથથી;
વેઠ્યો કઠણુ વિયોગ, સ્વયંવર નાથથી:
અંગ ન સહજ કલંક, નિરાળી રહી સતે;
રામ હૃદયનો હાર રહ્યો છેટે છતે. ૩

આજે હિંદુ નાર, પરાધીન આપડી,
થાય જુલમનો ભોગ, જુલમ બેડી જડી:
પ્રીછે ના 'પતિ' અર્થ, પતિ ત્યારે મળે;
જોય સગાઈ માત, દયા નહિ સુદ્દલે. ૪

આવ્યે સમજણ સ્હેજ, વસે સ્વામીગૃહે;
બાળપણે બની માત, બિલાડાં જન્મ દે:
હોય ન વિદ્યાભ્યાસ, દિયે શું બાળને ?
સાધન જડે ન એક, જનની કંગાલને. ૫

પોતાનો નહિ થાગ, બીજાની દાદ શી ?
સ્વર્ગે ક્યાં લઈ જાય, નરક પોતે વસી !
તૂટે પ્રસૂતા જન્મ, શિશુભવ તૂટિયો;
કહે બ્હેરામ સુધર્મ, કુધારે લૂંટિયો. ૬

(નીતિવિનોદ)

---

## સુઘડ-ફુવડનો ગૃહસંસાર

(લાવણી)

જેને ચતુર સુઘડ મળી નાર, સફળ જીંદગાની,
મળી અપટ ફુવડ, અવતાર કરે ધુળધાણી. (ટેક)

ચતુરા ચેતે પલકારે, સમયસૂચક તે,
ઉપાડે અબોલ્યા બોલ, વખત બે વખતે.
પતિ મન ધારેલું સહજ પારખે હસતી,
ગમે એવી દૂર પણ હૃદયપાસ રહે વસતી;
ગૃહકાર્ય કરે નિજ હાથ, તથાપિ નવરી,
મીઠી વાત કરે સહુ સાથ, ન લેશે લવરી.
ચપળા સમ ચતુરી ગતિ વિમળ કહું કેવી ?
ધનભાગ્ય પુરૂષ ! તને ચતુર મળી એ દેવી !

( ઝૂલ )

સુખી ઘર ને સુખી સંસાર,
જેને ચતુર સુઘડ મળી નાર;
સુખ શોભાનો નહિ પાર,
જોઈ ઇન્દ્ર બળે આ વાર.

એ જીંદગી રોજની રોજ બેને ઉજાણી,—મળી અપટ૦ ૧

ઊઠે સહુથી પ્હેલી રમા, અપ્સરા જેવી,
ગાતી ગાતી ઘર સ્વચ્છ કરે જો કેવી?
કરી સ્વચ્છ શરીર સદાય, સાજ શુભ સજતી,
પતિસ્નાન ધ્યાન સાહિત્ય પાક[1] આદરતી;
કરી બાળકડાંને વ્હાલ ઉઠાડે રમતી,
ગીત ગાતી, કરતી વાત બાળને ગમતી.
ઘણું કરી બતાવે થોડું, એવી એ શાણી,
સમજી સંભાળે ખરચે પતિની કમાણી.

( ઝૂલ )

સાદી કેવી સુંદરી?
મુખ કર પગ નિર્મળ કરી,
ફરે સદા સદન સુખભરી;
સુખવૃષ્ટિ જાણે ઝરમરી:

હવે બાકી શી તને મઝા, પતિ! દુનિયાની?—મળી અપટ૦ ૨

૧ રસોઈ.

જો અપટ પુવડના ઢંગ!—કેવું એ બૂધું?
બોલ્યું સમજે નહિ, સમજે ત્યારે ઊંધું;
જે કરે બગાડે, બબડે ભાગ્યને હૉણુતી,
ગણ્યોં ગણ્યોં ભૂલે રે, ભૂલે ગણુતી ગણુતી;
ધુંધવતો ઝેરી સ્વભાવ, જરીમાં સળગે,
ઉછળી વાઘણુશું વરને ટોટે વળગે;
કરીને પોતે અપરાધ નડે બીજાંને,
પકડાય છતે નિજ વાંક ન મુખથી માને.

( ઝૂલ )

ઘર દારુણુ છે ઘોરથી,
સંસાર વિષે શી સ્થિતિ?
દુઃખ દુસ્તર એથી નહીં,
જ્યાં અપટ ઘર કરી રહી;
જ્યાં અપટ પુવડનું રાજ્ય, લાજ ત્યાં શાની?—મળી અપટ૦ ૩

શુભ દિવસે સુંદર વસ્ત્ર શરીરપર નાંખે[1],
કાળાં ધોળાં વળી લાલ; મણા નવ રાખે;
કરે સ્નાન કળશિયે એક, જુઓ આ પુટડી,
દાતણુ માટે તેમાંથી રાખી જળ ઘુંટડી;
મંદિર શેરીએ ફરે, તજી ઘર સ્વામી,
કોમળ બાળક સંભાળ નકામી માની.
ઘરરાખુ એવી એ ખરી, મુઠીનું રાંધે,
પૈસામાંથી પણુ પાઈ ગિરોએ બાંધે.

૧. ગમે એમ નાંખી દે.

( મૂલ )

તું લાખે લેખાં લખે,
તે પઈ પઈ દેખી ભખે;[1]
તું કાવ્ય કથારસ શિખે,
તે ઊભી લટિયાં પિખે!
ઓ ઈશ! ન કોને દઈશ એવી દીવાની!–મળી અપટ૦ ૪

( સંસારિકા )

---

## બાળલગ્નથી પડતાં દુઃખ

( ગરબી.—"ભલા જન નાર ભણાવો ભાવે રે,"–એ ચાલ )

પિતા! બચપણથી ના પરણાવો રે,
જલદી ખાઓ ન લગ્નનો લ્હાવો, પિતા!૦ (ટેક)

પ્રભુકેરો દિધેલ હવાલો રે, તેને ધીરજથી સંભાળો રે;
પછી વ્હાલી હોયે કે વ્હાલો. પિતા!૦ ૧

માત બેસે પુત્રી લઈ ખોળે રે, પુત્ર ધાઉ કરે દિલ ભોળે રે;
ભટજી ભંગી આશિર્વાદ બોલે. પિતા!૦ ૨

કરી સ્વાંગ રમાડી જમાઈ રે, સાસુ જુદાં પડ્યાં હરખાઈ રે;
ભવની બેડી ગળે બંધાઈ. પિતા!૦ ૩

પુત્ર હવે નિશાળે જાયે રે, કન્યા બાર વરસની થાયે રે;
વરથી ત્રણગણી દેખાયે. પિતા!૦ ૪

વહુનાં માબાપ પજવી ખાયે રે, હવે પિયર ક્યમ રહેવાયે રે?
શેરીલોક ફજેતી ગાયે. પિતા!૦ ૫

---

૧. પાઈ માટે ભાજીવાળા જોડે કંકાસ કરે.

માટે કન્યાને તો બોલાવો રે, વરને વહુ સાથ વસાવો રે;
વાઘજીને વાણોતર બનાવો. પિતા! ૦ ૬

વરનાં માતપિતા ગયાં છોડી રે, વહુને આવી બચ્ચાંની જોડી રે;
વરને કમાણીની નહિ કોડી. પિતા! ૦ ૭

વરજી વેચે ઘર ને ઘરાણાં રે, વહુનાં કલ્લાંના આણ્યા દાણા રે;
મૂવાં બચ્ચાં, ભરોને અથાણાં! પિતા! ૦ ૮

લક્ષ્મી માત કુસંપથી ન્હાસે રે, વહુને કજીયા કંકાસો ભાસે રે;
વરજી ચાલ્યા માબાપની પાસે. પિતા! ૦ ૯

વહુ વિધવા બની સોળ વર્ષે રે, બાલ બોડે નહીં તો શું કરશે રે?
જોબન વેચી ઘેલી હવે રડશે. પિતા! ૦ ૧૦

માત વિધવા બાળ અનાથ રે, વસે કેમ દરિદ્રતા સાથ રે?
ચાર મોત પિતા! તારે હાથ. પિતા! ૦ ૧૧

હે શુભ મતિ સૌને દયાળ રે, પિતા! પુત્રીને પ્રેમશું પાળ રે;
કહે બ્હેરામ થશે વંશ ન્યાલ. પિતા! ૦ ૧૨

(નીતિવિનોદ)

---

## કજોડું—સ્વભાવનું[1]

(ગરબી)

ચાલી મારી ઝુકતી જુવાની રે,
પચીસે જ વળતાં પાણી રે;—ચાલી૦ (ટેક)

કજોડાંનાં દુઃખનો ન આરો રે, વાંક નથી એનો કે મારો રે;
સમજુ હું છું, એ પણ શાણી રે;—ચાલી મારી૦ ૧

---

૧. એક જુવાન રજપૂતની સાંસારિક સ્થિતિ ઉપરથી.

સ્વભાવમાં ફેર ઘણો મ્હોટો, બન્નેનો તેથી જન્મ જ ખોટો;
સુણો એ કજોડાંની કહાણી રે;—ચાલી મારી૦ ૨

પરણ્યાં અમે રાજીખુશી થઈને, એકેકની સમ્મતિ લઈને;
જરીએ ન આનાકાની રે;—ચાલી મારી૦ ૩

પણ એ ધીરી, હું ઉતાવળો ભારે; હું સાઠે ગણું, એ ગણે બારે;
એ નબળી, હું જબરો ગુમાની રે;—ચાલી મારી૦ ૪

હું લટખટ, ઉત્સાહી ને પ્રેમી; એ ઢીલી ને બ્હીલી, વળી વ્હેમી;
જાણે સિંહગળે બકરી બંધાણી રે;—ચાલી મારી૦ ૫

ભૂલકણી એ ભોળી પડી માથે, ન સેંકડે દસ પગલાં લે સાથે;
સામો લે મને પાછળ તાણી રે;—ચાલી મારી૦ ૬

ન ઘરનું, ન બ્હારનું સુખ એને, મને બહુ હોંસ, ન જરી એને;
બળોં મરિયે ધણીધણિયાણી રે;—ચાલી મારી૦ ૭

આ ઘર હું તો ઘોરસમું માનું, બ્હાર ન્હાસું કંઈક કરી બ્હાનું;
બળી બેસુખી જીંદગાની રે;—ચાલી મારી૦ ૮

હશે, હવે બોલવે શું સુધરે? લખ્યા લેખ છઠ્ઠીના ન ફરે;
હૈડું જાણે વાત હૈડાની રે;—ચાલી મારી૦ ૯

પેલા ભવનાં પાપ હશે નડતાં, વેઠું દુ:ખ આવાં હડહડતાં;
જીવું ખાતર બચ્ચાંની રે;—ચાલી મારી૦ ૧૦

દુ:ખી હું તુજ દુ:ખથી ઝાઝો, મારા પછી, પ્રિયા! સુખી થાજો;
રાંક મારી ઘરરાજરાણી રે!—ચાલી મારી૦ ૧૧

નથી કોઈ સાસુ નણંદ તારે, રહે પડી તેને આધારે;
નથી જેઠ કે જેઠાણી રે;—ચાલી મારી૦ ૧૨

રખે કોઈ મુજ મોતે મરતું, સ્વભાવ પિછાણ્યા વિના વરતું;
આયુષ્યકેરી કરશે હાનિ રે;—ચાલી મારી૦ ૧૩

શીખી ભણી પરણે લોક ઘણા, જાતિ અનુભવની હોય મણા,
શીખ્યું ભણ્યું સહુ ધુળધાણી રે;—ચાલી મારી૦ ૧૪

જાતિ અનુભવની જરૂર ભારે, સ્વદેશીઓ એ સમજે કયારે?
વિશેષ હિંદુ-હિંદવાણી રે;—ચાલી મારી૦ ૧૫

સ્વભાવ, વિચાર ને જ્ઞાન કસી, રહો પ્રિયા પ્રીતમશું રે વસી;
ચિંતા અનાચારની શાની રે?—ચાલી મારી૦ ૧૬

થનારાં કર્મ તે તો થાશે, ભલે રહે જઈ દૂર આકાશે,–
પરસ્પર રહો અજ્ઞાની રે;—ચાલી મારી૦ ૧૭

પ્રથમથી સમજી લ્યો ત્યારે, પરણ્યા પછી પસ્તાવું ભારે;
પીડા મોટી એ બે માની રે;—ચાલી મારી૦ ૧૮

છતાં હાલ મારો જો કોનો થાય, સમજી પરણ્યા પછી પણ સપડાય;
સમજ શિક્ષા ભવ પ્હેલાની રે,—ચાલી મારી૦ ૧૯

લગ્ન પણ જન્મ મરણ જેવું, પરસ્પરનું લેહેણું દેવું;
બાજી એ પણ છે પાસાની રે!—ચાલી મારી૦ ૨૦

( સંસારિકા )

## કજોડું—ઉમ્મરનું

(ગરબી)

જાણ્યો તારો જૂઠો ભરોંસો રે,
પંદરની પરણી તું પોણોસો રે!—(ટેક)

દેખાદેખીએ હું ઘેલી બની, દોલત દેખી ડોસાને પરણી;
લાખે લેખાં લખતો એ ડોસો રે;—જાણ્યો તારો૦ ૧

પટાવી બનાવી મને "પોપટી," સોને રૂપે પીંજરૂં લીધું મઢી;
જન્મારો મારો તેમાં ખોસ્યો રે;—જાણ્યો તારો૦ ૨

જોબનવતી "પોપટી" હું ઝૂરૂં, આયુષ્ય એમ કેમે થશે પૂરૂં?
સુણી વાત બ્હેનડી! રોશો રે;—જાણ્યો તારો૦ ૩

દેખી ડોસો અરધી ડોસી બનું, શોધું સુખ કરગરી સંસારનું;
અંધારે એ નાસોગોસો રે!—જાણ્યો તારો૦ ૪

સૂનો દિવસે ઘર તાળો રે, દોલત જાણે ઝેરનો પ્યાલો રે;
નાયક વિણ શું નાટક જોશો રે?—જાણ્યો તારો૦ ૫

રાતલડી તો લાગે વધુ વસમી, ઊંઘે ઘોરી ડોસો કરે જખમી;
આખી રાત ઉધરસ ઠાંસો રે;—જાણ્યો તારો૦ ૬

બળ્યું એવું બોલતાં મન લાજે, કરૂં શું ન રહેવાતું આજે?
લોભનાં આ પરિણામ સોસો રે;—જાણ્યો તારો૦ ૭

ભરોંસો ભાગ્યો, તૂટ્યા વાયદા, ડોસાએ નિરાશ કીધી રે સદા;
ભરોંસાને કૂતરાં ભોંસો રે!—જાણ્યો તારો૦ ૮

(સંસારિકા)

## એક પાપી વિધવાની અરજ

( ઘોળ.–"પરણી સીતા સીધાવતાં સાસરે,"—એ ચાલ )

દૂર કરને પ્રભુ! દુષ્ટ પાપને; નર્કકુંડથી નાથ! ઉગાર,
ખરો તું આધાર; કહું કયા બાપને? ૧

જો તું વળગી રહે પાપમાપને; નથી બચવાની આશ લગાર,
એમ જ નિરધાર; કહું કયા બાપને? ૨

ન્યાય તારો નિયમિત પાંસરો; સજા પાપપ્રમાણમાં થાય,
હૈયું હારી ખાય; કહું કયા બાપને? ૩

તોપણ કરુણાતણા ભર્યા સાગરો; દયાદાનનો દીપક દાતાર,
ગરીબ પાળનાર; કહું કયા બાપને? ૪

ઈશ્વર! સતને કાંટે જો તોલાવું હું; નર્કનાથ પાડે છે પોકાર,
'અહિં તારો ઠાર'; કહું કયા બાપને? ૫

કાળે નામે જગતમાં બોલાવું હું; કરતુક ઉપર સ્વર્ગધિક્કાર,
ક્ષમા તું ઉચ્ચાર; કહું કયા બાપને? ૬

સોળ વરસે રંડાપાનું દુઃખ દઈ; ખુનીઓએ અપાવ્યો વૈરાગ્ય,
ખુંચવી સુખભાગ; કહું કયા બાપને? ૭

સ્વામી સરખાનું સુખ સુકઈ જઈ; કાદવ માટી મળ્યાં છે અથાગ,
લાગ્યા બહુ ડાઘ; કહું કયા બાપને? ૮

વેચ્યું જોબન રહી વશ કામને; નહીં જાણ્યું જવું દરબાર,
બોળ્યો અવતાર; કહું કયા બાપને? ૯

દુઃખ હૃદયનું કહ્યું મેં બ્હેરામને; માગી લીધું, અહો તારનાર!
કરો અંગિકાર; કહું કયા બાપને? ૧૦

( નીતિવિનોદ )

## વિધવાનો ઉદ્ધાર અને પૂર્વગતિસ્મરણ

("પરથમ ગણુપત લાગી પાય કે, ગરબો આદર્યો રે લોલ"—એ ચાલ)

આપણુ બીજવર નરની નાર કે, દુખડાં ગાઇએ રે લોલ;
બીજા પતિતણી થઈ પત્ની કે, પત દેખાડિયે રે લોલ. ૧

પ્રભુએ પ્હેલું સુખ ન ચખાડ્યું કે, મુજ કંગાલને રે લોલ;
ભાંગ્યા ચૂડાઓ ચંડાળે કે, બોડ્યા વાળને રે લોલ. ૨

કાળું કામળિયું ઓઢાડ્યું કે, પિયુના નામનું રે લોલ;
વેશ ઉતરાવી મન મનાવ્યું કે, ગયેલા શ્યામનું રે લોલ. ૩

તલ્પે જીવડો મારો ત્યાગે કે, ઘાંટો બંધ પડે રે લોલ;
કાળજું કાપી ખાય જુદાઈ કે, દમ ઊંચો ચઢે રે લોલ. ૪

ડાકેણુ દીસું હું નિજને જ કે, સામે આરસી રે લોલ;
ઓળો ખાવા ધાય ઑજીને કે, ખાતાં વાર શી રે લોલ? ૫

નેત્રો નીચાં બેઠાં વિજોગે કે, રાતાંચોળ બની રે લોલ;
કાયા ગઈ કથળી જ કજાર્થો કે, આશા મનતણી રે લોલ. ૬

અંતર ધ્રુજે પ્રેમપિડાર્થો કે, પ્રીત સુકઈ ગઈ રે લોલ;
કુમળી દેહ અકાજ કપાય કે, જોબનવશ થઈ રે લોલ. ૭

પડતીપર પાડ્યા જ પચાસ કે, દુઃખપર ડામ દઈ રે લોલ;
વિધવા વેરાગણુ હું વંઝા કે, વનમાં જઈ રહી રે લોલ. ૮

રડતી જોઈ ધસ્યા હીમાયતિ, ભવ સીધો કીધો રે લોલ;
દુબળી અબળાનો ગ્રહી હાથ કે, જશ જગમાં લીધો રે લોલ. ૯

પ્રાણના અંત સુધી સંભારૂં કે, દેવ અવતારને રે લોલ;
છોડવી કામ કપટને નાશથી, દઈ ભરતારને રે લોલ. ૧૦

દીધાં આશ, વિલાસ, ઉજાસ કે, તનમનધનથકી રે લોલ;
છૂટી જાત કપટના જોરથી, દુઃખભંજન થકી રે લોલ. ૧૧

નામો અમર તમારાં ર્‌હેશે કે, કવિને કામનાં રે લોલઃ
જય ! ભય વશ કરી જશ આપે કે, ઈશ અહેરામના રે લોલ. ૧૨

(નીતિવિનોદ)

---

## ખરો લીલાવિસ્તાર

(ગરબો–ગોરમાના ગરબાની ચાલ)

પ્રભુ ! મુને ન મળે કશો આધાર, પિયર કે સાસરે રે લોલ;
એકલવાઈ સદા હું અનાથ, પડી તુજ આશરે રે લોલ. ૧

તું જ મમ માત, પિતા, પરિવાર, જીવનની જ્યોત તું રે લોલ;
ખૂણે પડેલીનો સંસાર; હું ક્યાં, નહિ હોત તું રે લોલ ? ૨

લૂલી લંગડી વિધવા નાર, શરીરમાં જોર તું રે લોલ;
તું જ સુખસાધન સ્હાંજસ્હવાર, ને રાતબપોરનું રે લોલ. ૩

ખળભળું અબળા હું અંધારે, ત્યાં પણ છે જ તું રે લોલ,
રડી રડી રાતી થયલી આંખ-રત્નનું તેજ તું રે લોલ. ૪

દાતા, ત્રાતા, દીનદયાળ, પતિત હું જન્મથી રે લોલ;
પ્રીતપ્રતાપે, હે પ્રતિપાળ ! હજી પણ રહી ટકી રે લોલ. ૫

પ્રભુ! મુને એક હવાં અભિલાષ, પુરણ કર આંશ તું રે લોલ;
દૂર પડી રિબતી દાસી રંકને લઈ લે પાસ તું રે લોલ! ૬

એ જ ખરો લીલાવિસ્તાર, અવર સહુ વ્હેમ છે રે લોલ;
પ્રભુનો પડોશ મનુજ અવતારને કુશળક્ષેમ છે રે લોલ. ૭

(સંસારિકા)

---

## હિંદુ આગેવાનોને સૂચના

(સવૈયા બત્રીશા)

હિંદુ નરો! કંઈ તર્ક કરો ને જબરાં સ્ત્રીનાં દુઃખ મટાડો;
સ્વર્ગતણી સહુ આશા રાખી, કોમલ સ્ત્રીનાં કષ્ટ ઘટાડોઃ
દુખિયારાં નાંખે છ નિશાસા, તે સુણીને તો હૈડાં ફાટે;
સબળા સઘળા વાલી થઈને, અબળાને પજવો શા માટે? ૧

નવાબ જેવાં નાક ચઢાવી, રાંકતણાં દુઃખ પુણ્ય બતાવો;
સર્જ્યા તમને કજિયા હણવા, જર્જ્યા જુલમી કેમ ઉઠાવો?
રાંડ મરે તો સાંઢ ફરે ને બ્રાહ્મણ સુખથી તે પરણાવે;
કંથ ગયા તો પંથ ઉઠીને ખટપટ જૂઠી ધૂમ મચાવે! ૨

પાછળ મૂરખ સૌ પસ્તાશો, જો નહિ હાલ સુણો ફરિયાદો;
પાપીમાં નવ નામ ખપાવો, અબળાને ઑજવર વરવા દોઃ
દેશાભિમાની જો સાચા, રૂઢિ ઊંધી કાઢી નાંખો;
વાત સુણી બ્હેરામતણી સૌ, અબળાકેરી આશિષ ચાખો! ૩

(નીતિવિનોદ)

## બોલ્યું પાળો

( ગરબી )

બોલ્યું પાળો રે દેશિયો! નહિતર બોલો ન મિથ્યા બોલ,
થૂંક્યું ચાટો કાં દ્વિ વેષિયો?* પાળો આપ્યો પવિત્ર જ કોલ;—
બોલ્યું પાળો રે૦ ૧

ભાષણ ભૂંકો રે મનભાવતાં, લાંબા હાથ ને ફરતી ડોક,
અવસર કામનો રે આવતાં, કાયર ન્હાસો મૂકી પોક;
બોલ્યું પાળો રે૦ ૨

ખોટાં બ્હાનાં રે બતાવતા, આજે એક ને બીજું કાલ,
વાંક એકેકનો કહાડતાં, ચઢાવો એક બીજાપર આળ;—
બોલ્યું પાળો રે૦ ૩

સુધારો સમસ્ત રે કયાં થશે? આગળ અગ્રેસર નહિ હોય,
સૈન્ય આખું શું રે રણે ધસે? વીરજન ધસે ન પહેલો કોય;—
બોલ્યું પાળો રે૦ ૪

થઇને મરણિયા રે! સુધારકો સુધારાક્ષેત્ર ગજાવો એમ,
એક હાથે બહુ રે કરી શકો, પ્રજાસર્વસ્વનું કુશળક્ષેમ;—
બોલ્યું પાળો રે૦ ૫

સ્વધર્મને અર્પો રે પ્રાણ સહુ, એક બે દશની શી વિસાત?
સતા થઈ મરવે રે માન બહુ, મનુષ્યના દેવ બનો સાક્ષાત્ !—
બોલ્યું પાળો રે૦ ૬

( સંસારિકા )

---

* બે વેશ કરનારા; બેઉ માર્ગમાં ભળનારા ઘણા સુધારકો એવા છે કે જેઓ કજોડાં, વિધવાવિવાહ અને બાળવિવાહની વિરુદ્ધ પુસ્તકો અને ભાષણોથી બોધ કરે છે, પરંતુ એવો પ્રસંગ પોતાને ત્યાં આવતાં પોતે તે પ્રમાણે લેશ પણ વર્તતા નથી.

# સ્વદેશસેવા સંબંધી

## દેશીઓને સૂચના

( ગરબી.—"ઓધવજી! સંદેશો ક્હેજો શ્યામને,"—એ ચાલ )

હે દેશીઓ! સામા સામી શું જુઓ?
જોતાં જોતાં આંખો મીંચઈ જાય જો;
ભવિષ્યને જ ભરોંસે ઘેલા! કાં સુઓ?
ઊઠો, સત્વર બ્હાર પડો જગમાંય જો; હે દેશીઓ!૦ ૧

હાથ જોડીને ટકટક શું જોયા કરો?
નિરૂપયોગી છે શું આ અવતાર જો?
જનસુખસાધન સર્વે હિમ્મતથી ધરો,
દુઃખનિવારણ સાધો સર્વ પ્રકાર જો; હે દેશીઓ !૦ ૨

અતલગ રહીને મતલબ આપ ન કાઢતા,
એમાં તે શા માર્યા મોટા વાઘ જો?
શૂરવીર તે જે હામ ખરી દેખાડતા,
સુખમાં નહિ પણ દુઃખમાં શોધી ભાગ જો; હે દેશીઓ!૦ ૩

"સુધરો સુધરો" કહ્યે સુધારો નહિ થશે,
"સુધરો" કહેતાં પ્હેલા સુધરો આપ જો;
બાલકાળ સુધારા વિણ તો વહી જશે,
જો નહિ સુધરો પ્હેલા પોતે બાપ જો; હે દેશીઓ!૦ ૪

માટે સજ્જન! તનમનધન અર્પણ કરી,
શોભાવો સૌ આજ સુધારાકાજ જો;
તે સાટે રિધસિધ દેશે ઈશ્વર ખરી,
તેમ વળી આશિષ દેશે આ રાજ જો; હે દેશીઓ!૦ ૫

વ્હેમતણી બેડીને તોડી નાંખીને,
નિકળો સત્વર દુર્ગંધોથી બ્હાર જો;
સ્વચ્છ હવા સુધારાકેરી ચાખીને,
લંબાવો બંધુસુખનો વિસ્તાર જો; હે દેશીઓ!૦ ૬

પર મ્હેનતનો લાભ કદી નવ માગતા,
વાવી બી ફળ ચાખો તેનાં સાર જો;
હિત કોનું નહિ ઇર્ષ્યાથી કદિ ભાંગતા,
એકલપેટા ખાશો નર્કે માર જો; હે દેશીઓ!૦ ૭

કરી સુધારો કરજો સૌને ફાયદો,
બેસી રહેતાં ભવ ખૂટે નિરધાર જો;
મ્હેનત ને મ્હેનત સાચી, એ કાયદો,
ઘડી પ્રભુએ મૂક્યો જગમોઝાર જો; હે દેશીઓ!૦ ૮

માયાળુ સરકાર દિયે પરવાનગી,
દેશીજન! લ્યો આવી છૂટનો લાભ જો;
ક્યાં સૂધી આ સેવ્યાં કરશો માંદગી?
સમજુ લોકો જોડે ધરતી આભ જો; હે દેશીઓ!૦ ૯

સમજી દેશી! સાધો આ સંજોગને,
નહિ સમજો તો હવે તમારા ભોગ જો!
વળગો નહિ કો દુષ્ટ કુધારારોગને,
કહ્યું બહેરામે જે જે કહેવા જોગ જો; હે દેશીઓ!૦ ૧૦

( નીતિવિનોદ )

---

## વિલાયતના મહત્વનાં કારણ

( મોતીદામ છંદ )

ઉઘાડો પુરાણુ તવારીખદ્વાર!
મનુષ્ય! નિહાળ મનુષ્યવિચાર;
ધનુષ્ય પરિશ્રમનાં તું નિહાળ,
વિલાયત વૈભવ જેથી વિશાળ. ૧

ધનેતર પૂર્ણ કરી બહુ શોધ,
દીધા અતિ હોંસથી ઉદ્યમબોધ;
કરી વશ માનવકાજ વરાળ,
વિલાયત વૈભવ જેથી વિશાળ. ૨

દીધી સુખવાચ સુવીજળી તાર,
લખો મઈલે ઉડતા અખબાર;
સુખે નિત થાય જવાબ સવાલ,
વિલાયત વૈભવ જેથી વિશાળ. ૩

વરાળ હજાર કરે વ્યવહાર,
વળી કપડાં દીપવે અવતાર;
થયો અનુકૂળ અપાર સુકાળ,
વિલાયત વૈભવ જેથી વિશાળ. ૪

ખગોળ ભૂગોળ સમુદ્ર પિછાન,
વધુ વધતાં વધી સ્વર્ગ સમાન;
દિયે સહુને ફલદાન દયાળ,
વિલાયત વૈભવ જેથી વિશાળ. ૫

ભયંકર રોગ કર્યા વળી દૂર,
ઉગારી અનાગત જીવ જરૂર;
સુધારી બરાબર વૈદકશાળ,
વિલાયત વૈભવ જેથી વિશાળ. ૬

અપૂર્વ કળા થકી ગ્રંથ છપાય,
વિના બહુ દામ સુજ્ઞાન શિખાય;
કરે સરકાર અનેક નિશાળ,
વિલાયત વૈભવ જેથી વિશાળ. ૭

ઘણા ગુણવંત જનો મળી ખાસ,
કરે અવલોકન પ્રૌઢ તપાસ;
જુએ શશિ સૂર્ય અને ગ્રહચાલ,
વિલાયત વૈભવ જેથી વિશાળ. ૮

મહા કવિયો કવિતાગુણ ગાય,
પ્રજા જનમાંહિં જ શ્રેષ્ઠ ગણાય;
કરે મન સૌ નરનાર રસાળ,
વિલાયત વૈભવ જેથીં વિશાળ. ૯

છુપાવીં ન યુક્તિ પ્રજાનીં હજૂર,
બતાવીં સ્વદેશ કર્યો ભરપૂર;
થયો સહુ મત્સર દેશનિકાળ,
વિલાયત વૈભવ જેથીં વિશાળ. ૧૦

જુઓ હવણાં ય પ્રજાતણું તેજ,
અભાગીં મનુષ્ય મળે જવલે જ;
મળે જન કાયર કો નહિ હાલ,
વિલાયત વૈભવ જેથીં વિશાળ. ૧૧

અજાયબ ન્યૂટન બેકન જ્ઞાન,
દિસે નહિ માનવ દેવ નિદાન!
કર્યા નબળા જન સર્વ નિહાલ,
વિલાયત વૈભવ જેથીં વિશાળ. ૧૨

જુઓ અહિં વૉટ દિસે ચકચૂર,
અપંગ વરાળનીં શી મકદૂર?
બને સુણીં હુકમ ગંભીર લાલ,
વિલાયત વૈભવ જેથીં વિશાળ. ૧૩

જુઓ વળી વીર સ્ટીવન્સન બેશ,
બૉન્જે અવતાર દિયે નિજ દેશ;
ખરી સપડાય વરાળ રીસાળ,
વિલાયત વૈભવ જેથી વિશાળ. ૧૪

ફૉધી વળી ફ્રૅંકલિને જગ દંગ,
ધરી વિજળી અતિ હામથી તંગ;
કળાથકી આણી બિચારી પતાળ,
વિલાયત વૈભવ જેથી વિશાળ. ૧૫

કવીશ્વર શેકસપીએર પ્રતાપ,
સુજ્ઞાની અથાગ સવિસ્તર માપ;
દિસે મન દેવ સમાન નિરાળ,
વિલાયત વૈભવ જેથી વિશાળ. ૧૬

પ્રસંગ મને પ્રભુ! એક બતાવ:
સ્વદેશ વિલાયતશું સરખાવ;
દિપાવ કળાથકી હિંદ તમામ,
મુખે ગુણગાન પઢું બહિરામ. ૧૭

(નીતિવિનોદ)

## મુંબઇ *

(દોહરા)

નગરનાથના હાથની નકલ નરી ચતુરાઈ;
સકળ શહેર સંસારનાં થકી કરે સરસાઈ. ૧

રૈયત રખડી રાંક જ્યાં ર્‌હેતી'તી દિનરેન;
ગજા ઘણી નહિ ઘરતણી, નહિ રાજાને ચેન. ૨

ગાદી આદિ અનાડી ને આળસ અતિ અંધેર;
જે દિન જગદીશ રીઝિયા, કીધી લીલાલ્હેર. ૩

ધરી હાથ સાગરશિરે કહે, "અલ્યા! ઝટ જાગ,"
"અતિ નિદ્રાથી આંધળા! લીધી નિંદ અથાગ." ૪

"કન્યા તારીને કહે, ધર સુંદર શણગાર;"
"કીર્તિ અતિશય આજથી, અખિલ આ સંસાર." ૫

"ખલકતલક શેઠાઈ કર, થા દરિયાસરદાર;"
"ગગનલગણુ ચળકાટ દે, થાકી નહીં લગાર." ૬

"સાલ સાલ ચઢતી જજે, સકળ શહેરને શીશ;"
"ન્યાલ ન્યાલ ર્‌હેજે સદા, એ આશિષ દે ઈશ." ૭

ગયા ઈશ આશિષ દઈ, નિર્દય નર છે ક્યાંય ?
ક્યાં છે રૈયત રાંકડી? ક્યાં છે જંગલી રાય ? ૮

હસ્તી સઘળે થઈ રહી, હસતી રૈયતસાર;
રડતાં જન હસતાં થયાં, થઈ સતની છત જ્યાર. ૯

* આ આખી કવિતા વાંચતાં બે હોઠ જરા પણ એકમેકને લાગતા નથી, એવી રચનાની યુક્તિ છે.

તેજ સહિત ધંધો ધીખે હાલત ચઢતી જાય;
સાહસિકો નિકળે ઘણા, શ્રી સઘળે છલકાય. ૧૦

ન્યાયઅદાલત હાટ ને નિકળે ઘરના થાટ;
જીજ્ઞાસા થઈ તીક્ષ્ણુ ત્યાં દિયે અચળ ચળકાટ. ૧૧

અધર છંદ લખતાં ખરે, અધર આંખ રહી જાય;
કદર જણુાશે કષ્ટની, જાણી દિલ હરખાય. ૧૨

(નીતિવિનોદ)

---

## સંસ્કૃત માતાનો પોતાની દુખિયારી પુત્રી માટે વિલાપ

(દોહરા)

ઉત્તમ સંસ્કૃત અંગજા, સરસ્વતીની ટેક!
ગુણવંતી ગુજરાતની ભાષા ભરી વિવેક! ૧

શા છઠ્ઠીના લેખ તું લઈ આવી જગમાંય?
જુગ જુગ રહી ઠરતી નથી, સામી પડતી જાય. ૨

ઘરડી સંસ્કૃતમાવડી, બહુ બહુ કરે રૂદનઃ
"જો આગળથી ચેતતે, નહિ ખોતે જોબન. ૩

"પ્રસવવેદના વેઠી મેં, પ્રસવી પુત્રી નાથ!
"શોધી વર ગુજરાતને, પરણાવી તે સાથ. ૪

"જમાઇ ભોગી નિવડ્યો, બળતી કીધી નાર;
"ટવળે મારી બાળકી, દિલના દિલમોઝાર! ૫

"માન મળે નહિ જગતમાં, ધણીતણા ક્યાં ઢંગ?
"કલંક લાગે કુળને, લાજે ઘરડું અંગ. ૬

"કોના કુળની દીકરી? કેવા તારા હાલ?
"ભલું થતે જણુતે નહીં, જણુવે આ જંજાળ! ૭

"આ અવતાર ફળ્યો મને, નહિ પુત્રીનું સુખ;
"યશ પામી હું આપ પણુ નહિ યશ પામી કૂખ. ૮

"પુત્રીપુત્ર મળે નહીં, કેનાં ગીતડાં ગાય?
"વંઝાના અવતારથી, જોબન ઝુરતું જાય! ૯

"સામળ આદિક દીકરા આપે સ્હેજ ઉજાશ;
"ક્રૂર વિધાતા છેતરી, તરત જ કરે નિરાશ. ૧૦

"શા માટે ઈશ! રૂઠીયા, પજવો કાં નાચાર?
"કોણુ વિધાતાભોગનો, તમ વિણુ છે આધાર? ૧૧

"શું જુઓ માત સરસ્વતી? ઘો દાસીને સાહ્ય;
"અબળા થઈ અબળાવિપત તમથી કેમ ખમાય? ૧૨

"જીવતદાન હેતે દીધું, હેતે થાવ પ્રસન્ન;
"પુત્રદાન વળતી કરો, રાય ઋષિ કવિજન. ૧૩

માતાહૃદય ભરાય છે, વદતાં કડવા બોલ;
કડવા પણુ છે વાજબી, ઈશ! કરજો મન તોલ. ૧૪

આ સંસ્કૃતની પુત્રીને, દિયો અમલ સહુ ઠામ;
કે સૌ દેશ ઉજેશ દે, દઈ શુભ યશ અહેરામ. ૧૫

(નીતિવિનોદ)

## ઘરડા ભરતખંડની ઈશ્વરજોગ અરજી

( ગરબી.—"ઓધવજી! સંદેશો કહેજો શ્યામને"–એ ચાલ )

અંધારે શું નાંખો હિંદુસ્તાનને?
લેજો ભગવત! ભરતખંડની દાદ જો!
કેમ ઘટાડો ઘડપણમાં મુજ માનને?
વરસાવો સુખનો શીતળ વરસાદ જો!—અંધારે૦ ૧

શા અપરાધે ઈશ! કરો મુજ ત્યાગ રે?
ભજનક્રિયામાં પાડ્યા શા મેં ભંગ જો?
ઘડપણમાં ઈશ! આપો શું વૈરાગ્ય રે?
ક્રોધે શિદ કંપાવો ઉર ને અંગ જો?—અંધારે૦ ૨

વક્રદ્રષ્ટિ શાથી હે ઈશ! છે મુજભણી?
પેલે ભવ મેં શાં કીધાં'તાં પાપ જો?
યાદ કરી નવ ખીજતા મુજપર હે ધણી!
નાથ! ન દેતા સદાકાળનો શાપ જો!—અંધારે૦ ૩

એક સમે જગમાં બહુ હો હો થઈ રહી,
ભરતખંડને મળતું બહુ સુખ સ્હેજ જો;
તમ ક્રોધે પ્રભુ! આ દિવાળી વહી ગઈ,
ઝાંખાં મારાં રત્ન આંખનાં તેજ જો!—અંધારે૦ ૪

બહુ બળિયો થઈ લડ્યો લડાઈ દેવશું,
રીસાયા જગનાથ રૂડા તતખેવ જો;
માફ હવે માગું હું લોચનનેવશું,
કરો માફ ઝટ હે દેવાધિદેવ! જો!—અંધારે૦ ૫

નહિ સ્હેવાતો ઇતરાજીનો દંડ રે,
પિગળાવો હૈયું પ્રભુ! કરૂણાકાર જો;
રડું છું ધોળે કેશે ધ્રુજતે પંડ રે,
વૃદ્ધપણાનો કરશો કાંઈ વિચાર જો!—અંધારે૦ ૬

કષ્ટ હરીને હસો ફરી એક વાર રે,
દુખિયાને નવ કરશો છેક નિરાશ જો;
નિરાધારના તમે માત્ર આધાર રે,
કરૂણાસાગરપર મુજને વિશ્વાસ જો!—અંધારે૦ ૭

પાય પડી હું માગું જગજીવન કને,
કરો ઉદય અવ મુજ સુખનો વિશ્વેશ! જો;
અરજ દુ:ખીની એ છે દુ:ખભંજન કને,
લંબાવો ભવદોરી ટાળી કલેશ જો!—અંધારે૦ ૮

કો એવો બળિયો થઈ નહિ લે બાથ રે,
વ્હાર પડી નહિ સમજાવે કિરતાર જો;
લૂંટાતો આવ્યો લૂંટારા હાથ રે,
કોને મુજ કંગાલનીઁ છે દરકાર જો?—અંધારે૦ ૯

પ્હેલાં લૂંટે ઈરાન ને યુનાન રે,
વળતોઁ મહંમદ આવી મારે ઠાર જો;
માંહ્યોમાંહ્ય લડી જ મુવા નાંદાન રે,
નામ ખોઈ નામર્દો થયા ખુવાર જો!—અંધારે૦ ૧૦

ખમી ખમી હું બોલ્યો નહિ એક બોલ રે,
ધીરો થઈ ધાર્યું ઈશ કરશે સ્હાય જો;

નથી રહ્યું જગમાં દમડીનું તોલ રે,
હવે વધુ દુઃખ, હે પ્રભુ! નહીં ખમાય જો!—અંધારે૦ ૧૧

દ્યો ઈશ! મુજ કંગાલ વૃદ્ધને દાન રે,
ફરી માગું પ્રભુ! માફ કરો ગુલામ જો;
રાંકતણી સ્તુતિ ધરજો પ્રભુજી! કાન રે,
અમૃતઘન વરસાવો ઈશ! અહેરામ જો!—અંધારે૦ ૧૨

(નીતિવિનોદ)

## વ્યસની રાજા

(રોળા વૃત્ત)

ચંડૂલી ચંડાળ! મુવો તું રાજા થાતો;
ભલા ભલા મરી જાય, ભુંડા! તું કાં નહિ જાતો? ૧

'રાજા' નામ યથાર્થ, રજોગુણમાં[1] રગડાતો;
અન્ય કશો નહિ અર્થ, અનર્થે નિત્ય તણાતો. ૨

વર્ણવું શાં તુજ પાપ? માપ તેનું નહિ થાયે;
ગણવા બેસું આજ, કાલપર્યંત ગણાયે. ૩

વ્યસને તોડી દેહ, દુર્ગુણે જીવ જ ખરડ્યો,
સ્વભાવ કડવો વિષ, હડખતે કુતરે કરડ્યો. ૪

કુળપર કાળો ડાઘ, દેશના લાભ ડુબાવે,
કંપાવે પિતુહાડ, માતની કૂખ લજાવે. ૫

૧ કામ, મોહ, મદ, લોભ, ગર્વ, જૂઠ, ઇત્યાદિ વિકારો જેથી થઈ આવે છે તે.

જન્મ્યો ઝેરી નાગ, જનનીશિર આળ ચ્હડાવી,
લીધો પિતાનો ભોગ, તુચ્છ તર્કટમાં ફાવી. ૬

જારનિશાનું જોર, ટકે પુરુષાતન ક્યાંથી?
ચ્હેલી વીશીમાંય દશા થઈ સાઠથી માઠી. ૭

વિષય હળાહળ વિષ, મોત મતલબને વળગ્યો,
કસર ન રાખી કશી, શરીર આખે જ્યાં સળગ્યો. ૮

મતલબઘેલો બન્યો, ઘેલછા પણ એ જાચી,
સુવો તું 'રજપુત' થતો, 'ગરજપુત' સંજ્ઞા સાચી. ૯

મંત્ર-તંત્ર-વશીકરણ, ઢોંગ પછી કરવા બેઠો,
ગયું જોબન શું મળે? સળો જ્યાં તનમાં પેઠો. ૧૦

દોલત દૈવત જતે, દિવાનો અહિંતહિં દોડે,
જે ન કલ્પવી ઘટે વસ્તુ તે માગે મ્હોંડે. ૧૧

રાજ-પ્રજા સંબંધ, પિતા ને પુત્ર જ જેવો,
પવિત્ર એ પરમાર્થ-મળે ક્યાં શોધ્યો એવો? ૧૨

રાજા રૈયતતાત, રાજ્ય છે માત પ્રજાની;
અગત્ય શી રહી હવે નિકટ સંબંધ કહ્યાની? ૧૩

પ્રથમ રાયનું લગ્ન રાજ્ય સાથે સ્થાપિત છે,
રાજ્યનીતિ ને ધર્મ-શાસ્ત્રની એવી જ રીત છે. ૧૪

પ્રથમ લગ્નની ક્રિયા અચળ ને નિત્ય ગણાઈ,
અંત સુધી જળવાય, રીત એ નવી ન કાંઈ. ૧૫

સર્વોત્તમ એ લગ્ન રાજ્ય–રાજા વચ્ચેનું,
બીજાં સર્વ છે પછી, માત્ર પ્રતિરૂપ જ એનું. ૧૬

પટરાણી એ રાજ્ય, બીજી સહુ પાછળ આવે,
પટરાણીને ગમે, એવો તે શોધી લાવે. ૧૭

શા સમજે આ મર્મ અધર્મી મૂઢ કુછંદી?
ભુંડથકી જે ભુંડો, વાસના સર્વ જ ગંદી, ૧૮

શા સમજે નિજ ધર્મ? પ્રજા પાળે શું વ્યસની?
વિષયવાસના સદા, કથા પણ ભુંડા રસની. ૧૯

બહુ સમજાવે રોજ પ્રજા ને કુટુંબકબીલો,
તોપણ ભટક્યાં કરે, વ્યસનવશ થઈને વ્હીલો. ૨૦

હવે શું બાકી રહ્યું? ધર્મમુખ તાળાં માર્યાં,
પટરાણીને તજી, પ્રજાનાં વસ્ત્ર ઉતાર્યાં. ૨૧

મુવો સુધરતો હવે, સળો પેઠો સહુ અંગે,
વાળવાળ વંઠેલ, કાય વણસી જ કુસંગે. ૨૨

કાળું મ્હોં કરી નિકળ, ફરી તક બીજી કેવી?
જે આપી તે ખોઈ, ખરાબી કરતાં એવી. ૨૩

છોડ રાજ્યપદ હવે, છોડ શુભ ધર્માસન તું,
ખમવું છે અનિવાર્ય, પાપના પારા ગણ તું. ૨૪

જા ખૂણે પડી ક્યાંય, બને તો કર પસ્તાવો,
મરવું હોય તો ભલે, વખત નહિ બીજો આવો. ૨૫

જીવીને શું કર્યું? સ્મરણ જેનું નવ ખૂટે;
જા મરી કર ઉપકાર, જગત એવાથી છૂટે. ૨૬
જીવતો મૂવો એય, પ્રજાને છે તું સરખોઃ
બાંધ્યો કે હાટેલ, ગામનો કુતરો હડખ્યો! ૨૭

( સંસારિકા )

---

## ઇતિહાસની આરસી

( લાવણી )

રાજા રાણા! અક્કડ શેંના? વિસાત શી તમ રાજ્યતણી?
કઈ સત્તા પર કૂદકા મારો? લાખ કોટિના ભલે ધણી.
લાખ તો મૂઠી રાખ બરાબર, ક્રોડ છોડશે સરવાળે;
સત્તા સૂકા ઘાસ બરાબર, બળી આસપાસે બાળે;
ચક્રવર્તિ મહારાજ ચાલિયા, કાળચક્રની ફેરીએ;
સગાં દીઠાં મેં શાહ આલમનાં, ભીખ માગતાં શેરીએ.[1]

( ટેક ) ૧

ક્યાં છે રાજ્યરાજન આગળનાં? દિવ્ય કહું જે દેવસ્થાન;
શોધ્યાં ન મળે સ્થાન, દશા કે ન મળે શોધ્યાં નામનિશાન.

---

૧ એક વાર આગ્રાથી સિકંદરા તરફ જતાં એક મુસલમાન બાઈ મારા જોવામાં આવી; તેના વિષે સામાન્ય રીતે કહેવાતું કે તે શાહ આલમની ઓલાદની છે. તે બાઈને મ્હોંડે બુરખો અને શરીર ઉપર ચીથરેહાલ જભ્ભો હતો; છતાં તેની કાન્તિ એવી તો સુકુમાર હતી કે કોઈ પણ તેને રાજકુંવરી ધારે.

લેવો દાખલો ઈરાનનો, જે પૂર્વ પ્રજામાં પામ્યું માન;
ચોગમ જેની ધજા ઉડી રહી,—રૂમ, શામ ને હિંદુસ્તાન.
હાલ વ્હોલું વેરાન ખંડિયર, શોક સાડી શું પ્હેરી એ ?
સગાં દીઠાં મેં શાહ આલમનાં, ભીખ માગતાં શેરીએ.[1] ૨

ક્યાં જમશેદ, ફરેદુન, ખુશરો ? ક્યાં અરદેશર બાબેગાન ?
રૂસ્તમ જેવા શૂરવીર ક્યાં ? નહિ તુજને મુજને તે ભાન.
ખબર નહીં ચુનાનો સિકંદર, કે રૂમી સીઝર ક્યાં ગૂમ ?
અવની કે આકાશ કહે નહિ, સારો ભવ મર મારે બૂમ.
હશે કાહિંક તો હાથ જોડી ઊભા કિરતારકચેરીએ,
સગાં દીઠા મેં શાહ આલમનાં, ભીખ માગતાં શેરીએ. ૩

રામ, કૃષ્ણ, નરસિંહ, પરશુરામ, દશ અવતારો થયા અલોપ;
વિક્રમ જેવા વીર રાજનો ખમે કાળનો કેવો કોપ ?
ક્યાં મહમદ ગઝની ? ક્યાં અકબર ? રજપુતવીર શિવાજી ક્યાં ?
રાજપાટના ધણી ધુરંધર, આજ યુદ્ધની બાજી ક્યાં ?
રાજમ્હેલમાં ઢોર ફરે, ને કબર તો કુતરે ઘેરી એ;
સગાં દીઠાં મેં શાહ આલમનાં, ભીખ માગતાં શેરીએ. ૪

ક્યાં નેપોલિયન ચીલઝડપિયો ? જીત્યા પૂરવ પશ્ચિમ ખંડ;
જાતિલોભનો ભોગ બિચારો, અંતે વલખાં મારે પંડ.
સુણ્યાં પરાક્રમ એવાં બહુ બહુ, સ્વપ્નાં કે સાચે ઇતિહાસ ?
નહિ સમજાતું નિશ્ચયપૂર્વક, ઉડી ગયા જ્યાં શ્વાસોચ્છ્વાસ.
વિજયરૂપી એ સળો શું લાગ્યો ? વિજયવાયુ બહુ ઝેરી એ;
સગાં દીઠાં મેં શાહ આલમનાં, ભીખ માગતાં શેરીએ. ૫

[1] બીજી વાર, બીજાપુરની પાસે સડક બનાવતા એક સલમાન બતાવી મારા મિત્રે મને કહ્યું કે, 'એ બિચારો અહીંના આગલા રાજાના વંશનો છે.'

ક્યાં ગઈ ફૂટડી ક્લિઓપેટ્રા? ક્યાં છે એન્ટની સ્હેલાણી?
જંતુ ખાય કે વળગે જાળાં? ભમરા કીટ[1] કહો કહાણી!
કબર ગીધડાં ખણે ખોતરે, શિયાળ સમાધિ પર બેસે;
સંત શરમથી નીચું જોયે, મહારાજા કોને કહેશે?
રાજ્યપતિ રજકણુથી નાનો છે આયુષ આખેરીએ,
સગાં દીઠાં મેં શાહ આલમનાં, ભીખ માગતાં શેરીએ. ૬

દીઠાં સ્મારકસ્થાન ઘણાંએ, કીર્તિકોટ આકાશ ચ્હડ્યા;
ખરતાં ખરતાં પથ્થર બાકી, ચૂના માટીએ જકડ્યા.
દિલ્હિ, આગ્રા, કનોજ, કાશી, ઉજ્જન ઉજ્જવલતા ન્હાસી,
રૂમ, શામ ને ઈરાન ઉજ્જડ, રડે ગળામાં લઈ ફાંસી.
તવારીખનાં ચિહ્ન ન કાંઈ, જાણે બધી મશ્કેરી એ;
સગાં દીઠાં મેં શાહ આલમનાં, ભીખ માગતાં શેરીએ. ૭

દીઠાં અયોધ્યા, બેટ, દ્વારિકાં, નાથદ્વાર ને હરદ્વારી;
ઘરને આંગણે સુરત દેખતાં છાતી ધબકે છે મારી.
ગુર્જરગિરિ સૌરાષ્ટ્ર હાલ શા? હાય! કાળના કાળા કેર;
દખ્ખણ દુઃખમાં દેખી શત્રુની આંખ વિષે પણ આવે ફેર.
હજી જોવી શી બાકી નિશાની રહી રે વિનાશ કેરી એ?
સગાં દીઠાં મેં શાહ આલમનાં, ભીખ માગતાં શેરીએ. ૮

કોટિગણા તુંથી મોટા તે ખોટા પડી ગયા વિસરાઈ;
શી તારી સત્તા, રે રાજા! સિંહ સમીપ ચકલી તું ભાઈ.
રજકણ તું હિમાલય પાસે, વાયુ વાય જરી જોરથકી,
ઈશ્વર જાણે ઉડી જશે ક્યાં? શોધ્યો મળવાનો ન નકી.

[1] કીડા.

શક્તિ વ્હેમ, સત્તા પડછાયોઃ હા છાયા રૂપેરી એ,
સગાં દીઠાં મેં શાહ આલમનાં, ભીખ માગતાં શેરીએ. ૯

દ્રવ્ય મટોડું, હિંમત મમતા, ડહાપણુ કાદવનું ડોળું;
માનપાન પાણી પરપોટો, કુળ–અભિમાન કહું પોલું.
આગળ પાછળ જોને રાજા–સત્તાધીશ કે કોટિપતિ,
રંક ગમે એવો દરદી પણ મરશે નહિ તે તારી વતી.
ભૂલઈ જવું મરવે, એ બહુ દુઃખ સર્જ્યું કાળ નમેરીએ;
સગાં દીઠાં મેં શાહ આલમનાં, ભીખ માગતાં શેરીએ. ૧૦

કુલિન કુળમાં કજાત પુત્રો પ્રગટ દિસે આ દુનિયામાં;
બળિયા વંશજ જુઓ બાયલા, રોગી નિરોગી જગ્યામાં.
સૃષ્ટિનિયમ ફરતું ચક્કર એ, નીચેથી ઊપર ચઢતું,
ચઢે તેથકી બમણે વેગે પૃથ્વીપર પટકઈ પડતું.
શી કહું કાળ! અજબ બલિહારી? વિદુરમુખી તુજ લ્હેરી એ!
સગાં દીઠાં મેં શાહ આલમનાં, ભીખ માગતાં શેરીએ. ૧૧

( સંસારિકા )

---

## સુરતી લાલા સ્હેલાણી

( લાવણી )

છેલછબીલા! મનમોજીલા! સુરતી લાલા સ્હેલાણી!
વાડી, ગાડી, લાડીમાં તેં જીંદગી કીધી ધુળધાણી. ( ટેક )

પ્રથમ વસ્તી કસબે રાંદેરે હશે હિંદુ મિતાહારી,
તાપિમાતને પુણ્યપ્રતાપે, સુખમાં વસતાં નરનારી.

કયાંથી આવ્યાં, કયારે વસિયાં, વસ્તી એક કે જૂદાની?
દંતકથા એ કથવા બેસું, વાત રહી જશે મુદ્દાની.
વાત ખરી કે પ્હેલાં લોકે ઉદ્યમમાં આનંદ દીઠો;
ધન્ય હિંદુઉદ્યોગ તને રે, ધન્ય તારો સંતોષ મીઠો!
પણ એ સુખી સંસાર રહ્યો નહિ ઝાઝા દિન રાંદેરતણો,
લાંબે પલ્લે વ્હાણો ચાલ્યાં, લોભ થતો ચાલ્યો બમણો.
દેખી પરદેશી લલચાયા, વધ્યું દ્રવ્ય વસ્તી સાથે,
ધનની ખૂબ ખુમારી લાગી, લોભ લોહી ચ્હડિયું માથે.

( ઝૂલ )

ચ્હડ્યું લોહી અભિલાષાનું;
વધ્યું જ્ઞાન પરભાષાનું—
પરભાષા પરરીતભાતતણું,
પ્રસર્યું રે ખમિર પરજાતતણું.

પચરંગ વસ્તી વધવા લાગી, સિંધીથી લઈ આરમાની;
વાડી, ગાડી, લાડીમાં૦ ૧

સુરત તરફ ફરી આંખ હવે, જ્યાં પ્હેલાં તો જંગલ વેરાન,
સામે પાર બારૂં બંધાયું, ધક્કા, પુરજા, મ્હોટાં વ્હાણ.
વધે ઉદ્યમ ચોમેર; સેંકડો વ્હાણ ફરે દશ દરિયા દૂર,
લાખ અસરફી લાવે એકક, લાંબી સફર કરીને પૂર.
કોણ હતો રાજા આ ટાણે, તવારીખ કહેતાં ચૂકે,
પણ એકેક શ્રીમાન જ એવો, બે રાજા ગજવે મૂકે.
સોદાગર સંસ્થાન તું સુરત! શું વેનિસ, શું ઈસ્તમબોલ?
તારા આગળ જાય વટાવે, દોલત મહિમાનું નહિ તોલ.

બિગડૉ નજર દેખી પરદેશી, બિગડૉ વળી તુજ લક્ષણથી,
મોહમેદન ઉત્તરથી ઉતર્યા, ચઢ્યા મરાઠા દક્ષિણથી.

( ઝૂલ )

બહુ લક્ષણ તારાં બૂરાં;
હજી પાપ શાં હશે અધુરાં?
ફળ સર્જિત ખાશે પૂરાં;
હજી ચાખીશ કંઈ કંઈ અસુરાં.

વાર થતાં પૂરી તુજ સરજત, શાસનની હદ લંબાણી;
વાડી, ગાડી, લાડીમાં૦ ૨

એ દિનથી પડતો પાસો તુજ, દેખીતી બહુ આબાદી,
ગયા ટેક વિવેક વસ્તીના, ગઈ આગલી નિષ્ઠા સાદી.
મુસલમાની અમ્મલનું શું કહું?–દશા પાછલી બહુ ડોળાઈ,
દશા વિશા નહિ અમલદારમાં, દાનત લશ્કરની બદલાઈ.
બાર કોશના મંડપ બાંધે, નવાબ બેસી મધ્યરાતે,
ખાડા ખડબા કંઈ નડે નહિ, દશ યોજન માપે હાથે.
દુનિયા જેનો ગુપ્ત જનાનો, અનુભવ ખાવાપીવાનો,
તે શું જાણે દુઃખ પ્રજાનાં, કે લ્હાવો આ દુનિયાનો?
શિરે ખ્હોરના છુટે ધડાકા, કોણ દિયે શીખ એવાને?
"આખા જગના આપ જ રાજા," તત્પર લહુવા કહેવાને.

( ઝૂલ )

ખરાં માનની જ્યાં છે ખૂટ,
ખોટાંપર પડે લૂંટાલૂંટ;

બળો કાળજી માથાકૂટ,
મોજમઝાની સહુને છૂટ.

કાયરતા કર્તવ્ય જ સહુનું, આળસ મોટી મર્દાની;
વાડી, ગાડી, લાડીમાં૦ ૩

હુકા ચિલમ ને પાન સુપારી, શરાબના પ્યાલા ફરતા,
રાત બધી એ વહિવટ ચાલે, દિવસે સાહેબ સૂઈ જતા.
જોઈ રાજ્યકર્ત્તાના રંગ એ, બિગડ્યા ઘણા અમલદારો,
સોદાગર શ્રીમાનો બિગડ્યા, બિગડ્યા શૂરા સરદારો.
મોજમઝા સાધન ખૂટે તો લૂંટફાટ કરતા જારી,
અમલદાર ને સિપાઈ લૂંટે, પ્રજા રડે અંતે હારી.
કંપી કર જોડીને બેસે, નિરાશ થઈ રૈયત આખી,
રળે રોટલા કોને માટે? લૂંટે દુષ્ટ પિંખી નાંખી?
કુર કુર કરતા ખાઓ મઝેથી, ભર્યું ભોંયરે કે વાડી,
ખૂટે ત્યારની વાત તે વારે, ભરશું પેટ ખાતર પાડી.

( ઝૂલ )

બમણું ખાતર, નહિ કંઇ ફેર;
લૂંટ ફાટ નિત ઘેરેઘેર;
ચોર સિપાઈ જ કરતો કહેર;
ઘરના ચોરને પણ નહિ મ્હેર.

લૂંટ અંદરની, લૂંટ બ્હારની, કેમ ટકે દોલત છાની?
વાડી, ગાડી, લાડીમાં૦ ૪

મ્હેલી બિગડી કોમ પારસી, નકલકાર સહુથી મ્હેલા,
નિશાબાજી ને જારબાજીએ બન્યા છેક એ અલબેલા.
પછી હિંદુનો આવ્યો વારો, બ્રાહ્મણ ને કાયસ્થ વણીક,
શેઠ સાહુકારો બહુ બિગડ્યા, પ્રજા નહી બિગડી થોડીક.
સળો એમ પેઠો સંસારે, થોડા નર જે સ્વચ્છ રહ્યા,
માઈપૂત તે થાકી આખર દેશવટે ત્યાંથી નિકળ્યા.
તજી ગયા ઘરબાર સુજન સહુ, શી શોભા હવે નગરીની?
દેવાલયમાં દીપક ઝાંખા, બજાર તંગી વકરીની.
સૂની શેરીઓ, હાટ, હવેલી, ચોકી, ચૌટાં પચરંગી,
રાત પડે રંગીલા લાલા, જાગે દારુડિયા ભંગી.[1]

( ઝૂલ )

નફા ગયા, નુકસાન અપાર;
જ્યાં ત્યાં જારીનાં જ બજાર;
આળસ ઈર્ષાને અવતાર,
રૈયત હિંડતી જુઓ આ વાર.

હૉણુ આંધળા હજી ન દેખેઃ દશા કશી પસ્તાવાની?
વાડી, ગાડી, લાડીમાં૦ ૫

મોજમઝા ને ખાણીપીણી, હડખું લાગ્યું રૈયતને,
ગજું પારકું નહિ પોતાનું જુએ જન્મ કે મૈયતને.
હર બ્હાને દોલત ઉડાવે, ભેગી કરેલી વડવાની,
મોટા નાના નાચ નચાવે, સર અવસર વણ ઊજાણી.
શાલ–દુશાલા દિલે લપેટી, પાન સોપારી ભરી મુખવાસ,
બગી પાલખી બેસી પારખ "ઈજન" કરવા નિકળે ખાસ.

૧ ભાંગ પીનારા.

ઘેર ઘેર ભમતા થઈ ભાવિક, "કૃપા કરોજી આજની રાત;
આપ પધાર્યે દેવ પધાર્યા, માનીશ હું મનથી સાક્ષાત્."
નાચ ને મુજરા, ફુલના ગજરા, ઉડે ફુવારા અત્તરના,
દેશદેશથી આવે ગવૈયા, વરસ સાઠથી સત્તરના.

( ઝૂલ )

ડફ તબલા, સારંગ સિતાર,
પેંડા બરફી, માઝમ માર;
શરાબ શરબત, લે પોબાર;
નાચ રંગ ને જાર જુગાર.

ઇંદ્રપુરી સમ આ સહુ મહિમા, સસ્તી નાચતી ઇંદ્રાણી;
વાડી, ગાડી, લાડીમાં૦ ૬

નાચે કંચની થન થન થન થન, ગાતી મનહર મધુરા રાગ,
સૂર તાલ નહિ ચૂકે એક પણ, દીન ધર્મના ભજવે ભાગ.
નાચરંગ, વાહ વાહ, શા શોભે! પાક પારસીનાં મુક્તાદ;
મુસલમાનની ઈદ મુબારક, વાહ રે કંચની હૈદરાબાદ!
જો કિલ્લા મેદાનમહિં અહિં, માણેકઠારીનો શો ઠાઠ!
હોળી, દિવાળી, બળેવ, દશરા—વરસતણા દિન ત્રણસેં સાઠ;
શ્રાવણ શિળીસાતમનો મહિમા—સ્વર્ગ અદેખું છે દેખી;
ગાનતાને ગુલતાન બનેલા સુરત! તારી શી શેખી!
દિવસ દિવસના જુદા રાગરંગ, ઢોંગ સોંગ નટ નાટકના,
જાદૂગર ને જુવો મદારી, નગ્ન નાચ વળી પાતકના.

( ઝૂલ )

નથી એક આવેશ વિકાર,
પણ સુરતે ભોગવ્યો એ વાર;
હજી એને જીવે ન કરાર;
પાપ દુઃખનો ભરવો ભાર.

ભાર થશે પણિયારી શિરપર, પાપતણું ઉકળે પાણી;
વાડી, ગાડી, લાડીમાં૦ ૭

ખ્યાલ અખાડા રોજ રાતના, કલગી તોરા ને કુસ્તી;
ઘોડદોડ ને દડીમારની સમી સાંઝ ચાલે મસ્તી.
ગોરી ગરબા ગાય શેરીએ, ભાગળ આગળ થાય ભવાઈ;
રામજણીઓ ગાય મરસિયા, સુણતાં આવે આંખ ભરાઈ.
હિંદુ જાય ઈસલામી ઘેરે, મુસલમાન હિંદુને ત્યાં;
પારસી તક એકે નવ ચૂકે, આજે ત્યાં કાલે આહિંયાં.
પાનાં પાસા વાળુ[1] પછી જો, શી રૂપાની રેલ છૂટે?
શાહુ ચોર સાવધ રહો કેવો છાકટ મૂરખને લૂંટે?
જન્મ મરણ ને લગ્ન ટાંકણે, બીજાં તીર્થ તો દૂર રહ્યાં,
ઉપવીતદીક્ષા, શ્રાદ્ધ, અઘરણી, સુંનત ને નવજોત કહ્યાં.

( ઝૂલ )

ક્યાં તહેવારનો આવે અંત,
સુખ ભોગવવાની જ્યાં ખંત?
ભૂલા પડે સાધુ ને સંત,
મોજમઝા જ્યાં રહે અનંત.

૧ રાત્રે જમવાનું.

અનંત ગજા તારી છે સુરત! મોત સજા ભોગવવાનીઃ
વાડી, ગાડી, લાડીમાં૦ ૮

વગર આવકે કયાં તક ચાલે આ રોજિંદી દિવાળી?
કમાઈ માટે વખત મળે નહિ, મ્હેનત કોણુ કરે ઠાલી?
અગ્રેસર વસ્તીના એમ જ સર્વ થયા ખીસે ખાલી,
વિષનો પ્યાલો પીધો કોઈયે, કોઇયે પાઘ ઊંધી ઘાલી.
લખ લાગ્યો નહિ જાય નઠારો, મિલકત ખોતાં ખાપીકી,
કોરે પાને કરજ કઢાવે, સત્વર સહીઓ કરતાં શીખી.
ગુજરાતીનું નામ મળે નહિ, કરે ફારસીમાં લવરી;
મુનશી, મોલવી, અટક લખાવે, ફિસિયારીમાં જાય મરી.
મળો આવે કો ભોળો બિચારો, બ્હારગામનો નાણુંવટી,
મિયાં પડાવી નવું ખાતું ને નવી ચલાવે ચટ્રાપટી!

( ઝૂલ )

વાહ રે સુરતની ચટાપટી!
નહિ લટપટ ખટપટ એ ઘટી;
નાણુંવટ આખી નકટી,
પણ નહિ નાનખતાઈ હઠી.

નાનખતઈ વાજાં વગડાવે, કરે જલસા વળો મુલતાની;
વાડી, ગાડી, લાડીમાં૦ ૯

હજી હવસનું જોર રહે તે ભીખ માગો પાડે પૂરો;
લાલ હોઠ ને પ્હોળી છાતી, સરફરાજ સુરતી શૂરો.

કોઈ જાદુ કૌતુકે તણાયે, કોઈ કિમિયામાં જાય ચસી,
ગયલી દોલત પાછી લાવવા, વધૂ કરજમાં પડે ફસી.
કોઈ શૉખે વળી વીર મૂકતાં, માગી વસ્તુ સહુ આવી મળે—
ધન તો શું પણ ગયલું જોબન!—વૃથા વ્હેમ એ કેમ ટળે?
જુદા જુદા એ સ્વાંગ સુરતમાં થતા હુતા કહું વારંવાર,
ઘરખૂણે, કાં નદીકિનારે, સ્મશાનમાં ને હાટ બજાર.
ભૂત તથા ડાકણના વ્હેમ ત્યાં હત્યાની શી પૂછો વાત?
હારેલા એકલપેટાથી નિર્દોષોની થાય જ ઘાત.

( ઝૂલ )

પશુ બાળકનાં કાપે શીર;
જખમી કરે સ્ત્રી પુરુષ શરીર;
કાઢે ચામડી નખ ને રુધિર,
ક્રિયા કાંઈ કરવા ગંભીર!

ઘાતક એવી ક્રિયા થકી, શઠ! ગઈ દોલત શું મળવાની?—
વાડી, ગાડી, લાડીમાં૦ ૧૦

લાખે લેખાં જે લખતા તે મૂઠી રાખના છે મ્હોતાજ;
ભીખ માગતાં એ હવે થાકે, શું કરવું સૂઝે નહિ આજ.
ગામ ગિરાસો ગયાં તણાઈ, બાગ બંગલા સહુ તારાજ;
રૂપિયાના પૈસા મૂલે પણ કોણ લીયે થાતાં હર્રાજ?
પછી મરકીની આવી વારી, મોજમઝાનું એ પરિણામ;
વ્હાલાં બાવરાં, વ્હેમે વંઠ્યાં, લોકો નાસે ગામેગામ.

ભોગ મળ્યા તારા શા સુરત? મરકી પાછળ દુષ્ટ દુકાળ,
કાળા મ્હોંનો કયાંથી આવ્યો?—શ્હેર સકળની કાઢે ખાલ.
બાકીસાકી રહી સરજત તે, આગ રેલ વાળે મ્હોકાણ;
શેરી શેરી શું ઘર ઘર જોને, ફના ફાતિયાના સામાન:

( ઝૂલ )

સૂની શેરી ને સૂનાં હાટ;
સૂનાં મ્હેલ મંદિર ને ઘાટ;
નગર ખાલી ખંડિયર ને કાટ;
પાપ દુઃખનો પડે ઉકળાટ.

કળીકાળની પાપપ્રસાદી, સુરત! તને છે સ્હેવાની;
વાડી, ગાડી, લાડીમાં૦ ૧૧

મોટાં મોટાં વલખાં મારે, આંટ નહી પૈની હાટે,
નવાબ પેટે[1] ઢોલ વગાડે બે ટુકડા રોટી માટે;
બક્ષી ઊભા હાથ પસારી, "ખુદા વાસતે દ્યો બક્ષીશ";
નિરાશ બેગમ ભૂખ દુઃખથી, સૂતાં ભડકી પાડે ચીસ.
રાજપતિ અરજી લઈ જાયે, પરદેશી વેપારી પાસ,
"ઇંગરજ બ્હાદુર નામ સુના તુમ, મગનેકું આએ હમ ખાસ."
એમ રડે રાજાના પુત્રો, કોણ સુણે એની ફરિયાદ?
ટપલી મારી નાંખે ટુકડો, દયાવાન કો નર એકાદ.
હાથ પારકે શરમ આબરૂ, રાખ પ્રભુ! સુરતની લાજ;
આંખ મિંચી એ મરવા સૂતું, ઉજાગરાથી થઈ તારાજ.

૧ પેટ ઉપર.

( ઝૂલ )

સુરત! જાગતું કે સૂતું?
મુવું પડ્યું કે છે જીવતું?
હશે, હતું તે તો તું હતું;
બની શકે તો થા ફરી છતું.

સતું થા તું ભલે છતું થવા, પણ સ્થિતિ તારી પસ્તાવાની;
વાડી, ગાડી, લાડીમાં૦ ૧૨

કહો પડતીના પાર હવે શા? લખતાં લેખકકર ધૂજે;
નફ્ટ નફકરા સુરતી લાલા! નહિ તુજને રસ્તો સૂઝે.
ક્યારે સુધરે, સુરતી લાલા! હિંદુ, પારસી, મહમદિયાન?
છોડ ખોટી મોટાઈ મૂરખ! એ મોટાઈએ વાળ્યો ઘાણ.
હશે બાપદાદા તુજ મોટા, તેમાં શું તુજ દિન ઉઘડે?
ઝેર ફાકવા પાઈ મળે નહિ, જો મોટપ[1] ગિરવી મૂકે.
છોડ નકલ, બેઅકલ બાયલા! પગ પેખી પાથરણું તાણ,
મિયાં પડ્યા પણ ટંગડી ઊંચી, એ કુહેણીની કરી પિછાન.
છોડ અદેખઈ અંટસ ઝાઝી, કજિયા લડવા દરબારે;
અંટસનું છે ઝેર બુરૂં રે, કજિયા કેરો કર ભારે.

( ઝૂલ )

કર કાળું મ્હોં કલેશતણું,
મોજ મઝા ને દ્વેષતણું.
તજી સ્વાર્થસુખ થોડુંઘણું,
કર શ્હેર મધ્યબિન્દુ દેશતણું!

૧ મોટાપણું.

ધર્મ ગમે તે હોય-પારસી, હિંદુ કે મૂસલમાની;
વાડી, ગાડી, લાડીમાં૦ ૧૩

સુધર હજીયે લાગ મળે તો, સૈકો એક વહ્યો ખાસો,
દુરાચાર ને આપમતલબે, સદા પડ્યો ઊંધો પાસો.
સુધર હવે ઝટ, સુરતી લાલા! દેશદાઝ ધર હૈડામાં;
નથી સાર જાદૂ કિમિયામાં, માલ ન વ્હેમી વૈદામાં.
સુધર, સુધર તું પંડે પ્હેલો, પછી સુધારો કર ઝાઝો;
શોધ કમાણી સત્ય મારગે, શ્હેરી ઉદ્યમ કર તાજો.
જળમાર્ગે ને જમીનમાર્ગે, ફરી સજીવ ધંધો કર તું;
તાપિમાતનાં હાડ[1] સુધારી, લોહી નવું કરી દે ફરતું.
નાનાં નાનાં બંદર રસ્તા, સસ્તાં સાધન આવકનાં,
જાવકના મારગ કર ખુલ્લા લાભ લઈ લે શુભ તકના.

( ઝૂલ )

પણ સહુથી મોટી જે ગરજ,
સુરતી! સમજ તુજ પ્હેલી ફરજ;
જૂનું શ્હેર, ને માથે કરજ;
જૂનું પાપ તે જૂનો મરજ.

મૂળ[2] મરજનાં કાપ, શોધ રીત જૂનું પાપ એ ધોવાની,—
વાડી, ગાડી, લાડીમાં, તેં જીંદગી કીધી ધુળધાણી. ૧૪

( સંસારિકા )

---

૧ તાપી નદીમાંના ખડકો સાફ કરી. ૨ મૂળિયાં.

## યત્ન રત્ન.

(લાવણી)

યત્ન વિનાનાં પ્રાણી ને જડ પદાર્થ વચ્ચે જૂજ જ ભેદ,
બન્ને ખાલી જીવન ખોયે, જન્મથકી સંસારે કેદ.
કેદી જીવડો સદા પરાધીન, નહિ એને મન સુખ કે ખેદ;
આત્મજ્ઞાન એવાને કયાંથી? વ્યર્થ શાસ્ત્ર, મહાભારત, વેદ.
યત્ન સૃષ્ટિનો મૂળ જ હેતુ, અચૂક ચેતનનો આધાર;
યત્ન રત્ન જીવનનું, વીરા! યત્ન વિના સૂનો સંસાર. ૧

યત્ન થકી ઉદ્ધાર આત્મનો, યત્ન ઉદય આયુષ્ કેરો;
યત્ન વિના, હો મનુષ્યપ્રાણિયા! આ ભવમાં ફોકટ ફેરો.
જ્ઞાનતણું એ પ્રધાન સાધન, મોક્ષમાર્ગનો છે છેડો;
યત્નતણી શી કહું બલિહારી? દૈવ ઉપર ઘાલે ઘેરો.[1]
યત્ન દૂત અદ્ભુત દાતાનો, વીરજનોનો વિમળ વિહાર;[2]
યત્ન રત્ન જીવનનું, વીરા! યત્ન વિના સૂનો સંસાર. ૨

ભાગ્યદેવી પણ પ્રસન્ન સર્વદ યત્નદેવ નરવર ઉપર;
જ્યમ વશ થાતાં વાર લગાડે, ત્યમ, વીરા! તું ધીરજ ધર.
અંતે જો તે નજર ચૂકાવી, ચાલી જાય બીજાને ઘર,
નહિ એ તારી ભાગ્યદેવી પણ અભાગણી કંઈ માન ખબર.
છતાં ન હઠતો પાછળ, યોદ્ધા! બંધ કરી પરિશ્રમનાં દ્વાર;
યત્ન રત્ન જીવનનું, વીરા! યત્ન વિના સૂનો સંસાર. ૩

(સંસારિકા)

---

૧ દૈવ ઉપર ઘેરો ઘાલે, એટલે કે દૈવ અથવા ભાગ્યને યોગે અનાયાસ જે મળે તે ઉપર જ બેસી ન રહેતાં તેની સામે સંગ્રામ કરીને વિશેષ મેળવે.
૨ આનંદયુક્ત રમત-ગમત.

# "આપ મરે બિન સ્વર્ગ ન જાય"

( ચોપાઈ–છ પદી. )

ધર્મધુરંધર બંધુ આર્ય! કેમ થતાં નહિ ઇચ્છિત કાર્ય?
પડ્યો કેમ મરવા નિજ દેશ? મૃત્યુદશા કે નિદ્રાવેષ?
ઊઠો, જુઓ છે કારણ ક્યાંય?—આપ મરે બિન સ્વર્ગ ન જાય. ૧

ઊઠો, વીર! પ્હેલો એ ધર્મ, દેશોદયનાં કરવાં કર્મ.
કરો પ્રજા સ્વતંત્ર તમામ, હાથે હુન્નર, હૈડે હામ;
તો જ દેશદારિદ્ર ટળાય: આપ મરે બિન સ્વર્ગ ન જાય. ૨

ખોલવો હુન્નર ને વેપાર, ખેતી ને વળી ખનિજ પ્રકાર;
કાચ, કોલસા, લોખંડ કામ, ખોદો ખાણો ઠામેઠામ;
ખનિજ હાલ કંચન લેખાય; આપ મરે બિન સ્વર્ગ ન જાય. ૩

વરાળને લગતા બહુ શોધ, તેમાંથી શીખવો સુખબોધ;
ખગોળ ને ભૂગોળ સમાન, સુખદાયક બીજાં શાં જ્ઞાન?
મનુજ માત્ર એના ગુણ ગાય; આપ મરે બિન સ્વર્ગ ન જાય. ૪

કાગળ, શણ, સુતળી, કાપૂસ, વાસણ માટીનાં દિલખૂશ;
એવી સેંકડો વસ્તુ આજ, આવે દૂરથી આપણ કાજ;
આ તે શાં કૌતુક કહેવાય? આપ મરે બિન સ્વર્ગ ન જાય. ૫

ઘર આંગણે વસ્તુ એ સહુ, સાહસ વિણ સબડે છે બહુ;
પાણી મૂલે ઘસડઈ જાય, યૂરપ આદિક ખંડોમાંય;
ત્યાં તેનાં રૂપાંતર થાય; આપ મરે બિન સ્વર્ગ ન જાય. ૬

સુવર્ણભાવે આવે હ્યાંય, પ્રજા પ્હેરે ઓઢે ને ખાય;
શા હાનિના પારાવાર? ઉઘડે નાદારીનાં દ્વાર.
ગમે એમ પણ કરો ઉપાય; આપ મરે બિન સ્વર્ગ ન જાય. ૭

જુવો અંગત ને ઘરસંસાર, ખપની ચીજો વિવિધ પ્રકાર;
એમાંનો બહુ મોટો ભાગ આવે બ્હારથકી જળમાગ;[1]
એકતણાં દશ વીશ અપાય; આપ મરે બિન સ્વર્ગ ન જાય. ૮

બીજા હાથપર હુન્નરકળા, એ પણ પરદેશોની બલા;
જ્ઞાન, સાન ને શિક્ષણ વળી, વિદેશથી આવે નિકળી;
હિંદ પરાધીન મારે હાય; આપ મરે બિન સ્વર્ગ ન જાય. ૯

થોડામાં ખોટું રાજઅમલ, બહુ ભાગે તમને નહિ સફળ,
લખો રૂપૈયા રોજ પગાર, પરદેશી ગજવાં મોઝાર;
રૂપારેલ આ પેર તણાય; આપ મરે બિન સ્વર્ગ ન જાય. ૧૦

દેશતણી આ શી અવદશા? સોએ જાય કંઈ નેવું વસા;
પરાધીનતા, નિર્ધનતાય, શો અંતર છે એ બેમાંય?
ક્યાં તક દારુણ દુઃખ ખમાય? આપ મરે બિન સ્વર્ગ ન જાય. ૧૧

કંઇક અંશે આ દુઃખ અનિવાર્ય, નિર્લજ જન જે પર-આધાર;
પરાધીનતાનાં એ પાપ; શક્તિહીણ શિર એનો શાપ;
હશે, રાંધું હું ને તું ખાય; આપ મરે બિન સ્વર્ગ ન જાય. ૧૨

વળી બીજી નુકસાની ઘણી અટકાવા શક્તિ આપણી;
કેળવણીનો કરી પ્રસાર, કહો પ્રજાને નિકળો બ્હાર;
આબાદીના માર્ગ ઘણાય; આપ મરે બિન સ્વર્ગ ન જાય. ૧૩

૧ જળમાર્ગે.

એકનું ધન બીજાનો શ્રમ, બે મળી વધવામાં ન વિલંબ;
બે બાંધવનો કેવો સંપ? પ્રજામાત્રના મનને જંપ;
સ્વરાજ્ય તો એમ જ સોહાય; આપ મરે બિન સ્વર્ગ ન જાય. ૧૪

સાચું કહું અંગ્રેજી પ્રજા, એ માટે નહિ કરશે સજા;
હિંદપ્રજા મળી કો પણ [1]દિયે જો પોતાનું ભોગવી લિયે,
ઇંગ્લંડને મન અતિ સુખ થાય; આપ મરે બિન સ્વર્ગ ન જાય. ૧૫

એ શુભ દિન ક્યારે આવશે? ક્યારે સહુ સંપીલા થશે?
સ્વરાજ્ય બીડું ઝડપે ક્યાર? ઉદય થાય તો થાય જ ત્યારઃ
બાકી સહુ વલખાં જ મરાય; આપ મરે બિન સ્વર્ગ ન જાય. ૧૬

ગમે એવી છાયા પારકી, સુખ સાચું એમાં તો નથી;
અણુસમજણ કે બેવિશ્વાસ—એનો એમાં રહેશે પાસ,
પોતાનું સત્વર સમજાય; આપ મરે બિન સ્વર્ગ ન જાય. ૧૭

પણ આ સુખ મેળવવું હોય, જાતિશ્રમ વણ હસતો રોય;
પરાઈ આશ સદાય નિરાશ, અંતે નિષ્ફળ ને અવિકાસ;
ધાય ધાય પણ ત્યાંનો ત્યાંય; આપ મરે બિન સ્વર્ગ ન જાય. ૧૮

વિલાયતે નર વીરો ઘણા, કરે સહાય ન રાખે મણા;
ધન એવા દાતા પરગજુ, નિત્ય નામ એનાં હું ભજું;
પણ તેથી મુજ તારણ થાય? આપ મરે બિન સ્વર્ગ ન જાય. ૧૯

કેમ ફળે એ આપણ ક્લેશ? અંતર વ્યાધિ, અટપટ દ્વેષ;
વણ સમજે શત્રુશું લડે, સહજ મિત્રને મારી પડે,—
આંખ મીંચીને રણમાં ધાય; આપ મરે બિન સ્વર્ગ ન જાય. ૨૦

[1] દિવસે.

ઊઠો, આર્યજન! જાગો હવાં, ઊભાં કાર્ય તમ હાથ જ થવાં;
બની મરણિયા ભીડો બાથ, અંત સુધી બીજો શો સાથ?
આપ સમાન ન અન્ય સહાય; આપ મરે બિન સ્વર્ગ ન જાય. ૨૧

(સંસારિકા)

---

## ગુજરાતનું ભાવી ગૌરવ

(રોળાવૃત્ત)

સુણ, ગરવી ગુજરાત! વાત કંઇ કહું હું કાનમાં;
સમજુ છે તું સુજાત, સમજશે સહજ સાનમાં[1].
વસ્તી વસુ સુખ તને, વળી વેપાર વણજનું;
જ્ઞાન ધર્મે પણ સુખી, દુઃખ નહિ અધિક કરજનું[2]. ૧

નથી તેમ તું રહિત અન્ય મોટા સદ્દગુણથી—
વધો નામના હજી, વડિલ આર્યોના પુણ્યથી.
પણ કયાં બુદ્ધિ વિશાળ, કવિ, ઋષિ, વીર ગયા કયાં?
રણ ગજવે, રંગભૂમિ[3]—સર્વ એ સ્થિર થયા કયાં? ૨

પાડી દેહ[4] પવિત્ર, ગયા કયાં રક્ષક એવા?
કયાં તે સ્વદેશદાઝ? પ્રજારાજાની સેવા?
મહત્ પુત્ર કયાં ગયા, માત! તુજ ઊંચા કુળના?—
છોને નિકળ્યા બીજા ઘણાએ–ઓછા મૂલના. ૩

કયાં પ્રાચીન ચાતુર્ય? અસલતા કયાં રે તારી?—
નૌતમ નરની નાર![5] જાણ્યું શું વંશ વધારી?

---

૧ ઈસારામાં. ૨ બીજા પ્રાંતો સાથે સરખાવતાં. ૩ વીર–રણ ગજવે તે. કવિ-ઋષિ રંગભૂમિ ગજવનારા. ૪ જીવ આપીને ૫ ગુર્જરરૂપી વીર નરની નાર.

પુત્ર જણ્યા બહુ પેર, જણ્યા પણ જોગવિયા નહિ;
સુખ સ્વપ્ને દીઠેલ, જાગી તેં ભોગવિયાં નહિ. ૪

છયાસી લાખ નિજ પ્રજા, છતાં વંઝા રંડાણી—
આર્યપુત્રી! અનુપમા, હિંદ સુંદરી હિંદવાણી.
બેઠી પનોતી, હાય! દુર્દશા આખે દેશે;
જ્યાં જોઉં ત્યાં સ્વાર્થ, ભટકતો ભિન ભિન વેશે. ૫

ન મળે શૌર્ય ઉમંગ, આર્ય અભિમાન કશું રે;
દેશદાઝ વણ પડી, પરાધીન પ્રજા પશુ રે.
ત્રણ સૈકા વહી ગયા, વશ પડી રહી બીજાને;
જતા આવતા સર્વ યવનની આણ તું માને. ૬

હાય! કેમ જીવાય, પરાધીન એ સ્થિતિમાં?
છુટી પડે અવતાર ગુલામી દેખીતીમાં.
માડી! ઊઠ, કર જોડ, ક્ષમા માગી લે વ્હેલી;
કર્તવ્યે પડ બ્હાર હિંદમાં સહુથી પ્હેલી! ૭

રજપુત વીર જગાડ, રાજ્યકર્ત્તા કર સાચા;
બ્રહ્મબાળ વિદ્વાન્, જ્ઞાન જિજ્ઞાસુ જાચા.[1]
દેશ દેશ વગડાવ શંખ તુજ સ્વાધીનતાનો;
બધે એકતા ભજવ, પરાજય કરી ભિન્નતાનો. ૮

પિટવ ઢાંડી પરમાર્થ, સ્વાર્થ સંહારી, માડી!
સુધરે પુત્ર પરિવાર, પરસ્પર પ્રીતે ધાડી.
ઉતરે પનોતી હવાં, વખત આવે છે સારા;
તત્પર થા, ગુજરાત! હક્ક ભોગવવા તારા. ૯

૧ બ્રાહ્મણોને વિદ્વાન્ અને જ્ઞાન માટેની જિજ્ઞાસાએ જાચા કિંવા ઉત્સાહી કર.

ગઈ ગુજરી જા ભૂલી, શોક તેના શા કરવા ?
મરતાં ગઈ તું બચી, વળી કાં સૂએ મરવા ?
તજ મિથ્યા કલ્પાંત, હામ હૈડે ધર, માતા !
કર સજીવન નિજ વતન, શિર ઉપર સુખદાતા. ૧૦

પૂર્વજન્મનાં પાપ નર્મદાજળ શુદ્ધ કરશે;[1]
નવીન જન્મ શૂરવીરથકી એ ખોળો ભરશે.
હું ક્યાં જોવા રહું, નવીન એ જન્મ જ તારો ?
માતાદુઃખમુઝવણે ગાળ્યો નાંખ્યો જન્મારો. ૧૧

હશે; ન મુજ મન દુઃખ, વિશેષે એહ વિષેનું;
અર્પી દઉં સો જન્મ, એવડું, મા ! તુજ લ્હેણું.
સો આપું લઈ એક, સહસ્ર આપું હું એકે,
ગુર્જરદેશ ફરી જોઉં, દીપતો સત્ય વિવેકે. ૧૨

પણ તે દિન હજી દૂર, નથી મારા વારામાં–
મોડે વ્હેલે, ભલે, જોગ પડતાં સારામાં.
નમન હાલ, ગુજરાત માત ! આ સલામ છેલી:
સફળ થજો આશીષ, ભક્તપુત્રે આપેલી ! ૧૩

( સંસારિકા )

---

૧ જ્યારે ગંગાનું માહાત્મ્ય ઘટી જઈને નર્મદાનું વધશે,—પૌરાણિકોના કહેવા પ્રમાણે.

# નીતિસંબંધી

## અનુભવરાજા અને બુદ્ધિરાણી

( સવૈયા બત્રીસા )

અનુભવરાજા! તમ રક્ષા વિણ ડગલે ડગલે ઠોકર ખાઉં;
બુદ્ધિનો બળિયો હું નિકળિયો, ઢળિયો એક જ બાજુ જાઉં.
ઉન્મત્ત થઈ આકાશે ઉડતાં બુદ્ધિની પણ પાંખો તૂટે;
ભવના ભવ વહી જાય પરંતુ નવ અનુભવની સત્તા ખૂટે. ૧

અનુભવરાજા! તમ વિણ જ્ઞાન વૃથા અભિમાન, બીજું શું ઝાઝું?
પોકળ ને પ્રતિકૂળ, તે જાણે ફાટ પડેલું રડતું વાજું.
તમ વિણ વીર અધીર મરણિયો થઈ પથ્થરશું માથું કૂટે;
ભવના ભવ વહી જાય પરંતુ નવ અનુભવની સત્તા ખૂટે. ૨

અનુભવરાજા! તમ વિણ ધર્મ નિરર્થક મર્મ, ન જીવનમુક્તિ;
તમ વિણ દેવ અસુર કે દાનવની નહિ ચાલે ચલવી યુક્તિ.
તમ વિણ ઋષિ મુનિ મહત્ તપેશ્વર જડ રેતીના દાણા ચૂંટે;
ભવના ભવ વહી જાય પરંતુ નવ અનુભવની સત્તા ખૂટે. ૩

અનુભવરાજા! તમ વિણ પૂજા સંધ્યા એ મૂળ હેતુ હારે;
કાવ્યશાસ્ત્ર, ઇતિહાસ, વિના તમ શ્વાસ, નિરાશે વલખાં મારે.
તમ વિણ વૈદ્ય વિદૂર વણિક ગાંધીને ઘર રહી ફહાવા ઘૂંટે;
ભવના ભવ વહી જાય પરંતુ નવ અનુભવની સત્તા ખૂટે. ૪

અનુભવરાજા! નામે અનુભવ, પણ સો ભવથી છો તમ મ્હોટા;
સો ભવના સરદાર, નથી કો ભવના દાસ કદીયે છોટા.
અનુભવના અપમાનથકી બળવાન બળીનાં[1] ભાગ્ય જ ફૂટે;
ભવના ભવ વહી જાય પરંતુ નવ અનુભવની સત્તા ખૂટે. ૫

અનુભવરાજા! ગુરુના ગુરુ તમ, કર્મજ્ઞાનની સકલ ક્રિયામાં;
બુદ્ધિરાણી પણ ઝંખવાણી જો પ્રિયતમ નહિ લીન પ્રિયામાં.
અનુભવ વિણ માનવ! આ ભવમાં અપજશિયો તુજ મનખો છૂટે;
ભવના ભવ વહી જાય પરંતુ નવ અનુભવની સત્તા ખૂટે. ૬

(અનુભવિકા)

---

## સંસારબજારમાંથી કઈ વસ્તુ ખરીદવે સાર છે?

(હરિગીત છંદ)

નિરધાર આ સંસારમાં વિકારના વ્યવહાર છે,
વ્યાપારના નહિ પાર, કો દમદાર, કો ખુવાર છે;
નર નાર સહુ જાનાર, કોને વાર, કો તૈયાર છે,
દાતાર આ અવતારનો સૃજનાર તે કિરતાર છે. ૧

સહુ ધર્મ કો નહિ મર્મ કહે, શુભ ધર્મ નિત્યે વ્હોરવો,
ઈમાનના વિમાનમાંહે પ્રાણ સ્વર્ગે દોરવો;
વળતી સુનીતિ રીતિ પ્રીતિથી ખરીદે સાર છે,
દાતાર આ અવતારનો સૃજનાર તે કિરતાર છે. ૨

---

[1] જુવો બળીરાજાની કથા: વામનને દાન નહિ આપવાનું અનુભવી ગુરુ શુક્રાચાર્યનું કહ્યું નહિ માન્યાથી વામનના પગ તળે કચરાઈ બળીને પાતાળમાં જવું પડ્યું હતું, તે સર્વને વિદિત છે.

સદ્ગુણથી બહુ પુણ્ય છે, અવગુણ એ નહિ લાવશે,
અગણિત એવી રીતિયો નિત વ્યાજ બહુ ઉપજાવશે;
નિદાન શુભ સામાન એ સૌ માનનો શૃંગાર છે,
દાતાર આ અવતારનો સૃજનાર તે કિરતાર છે. ૩

છે દર્દિયોને દાન કરવે માન માનો માનવી,
ધરી ઉર એ મજકૂર વસ્તુ પૂર ખરીદી આણવી;
ઉધાર પૈસો આમ ધીરવે સ્વર્ગમાં સત્કાર છે,
દાતાર આ અવતારનો સૃજનાર તે કિરતાર છે. ૪

નિર્દોષ છે સંતોષ તેપર રોષ નહિ બતલાવતા,
નહિ શોભશે તે લોભ જેને થોભ કો નહિ આવતા;
શુભ ચાલથી સહુ ન્યાલ ને શુભ માલ મિત્રાચાર છે,
દાતાર આ અવતારનો સૃજનાર તે કિરતાર છે. ૫

નરમાશ, મુખમિઠાશ, મન ઉજાશ, દુખમાં સ્હાય છે,
અવકાશથી કંકાસ કર પણ નાશ તેની માંહ્ય છે;
સંભાળ તું કો કાળ જમની જાળમાં ફસનાર છે,
દાતાર આ અવતારનો સૃજનાર તે કિરતાર છે. ૬

પણ ધીર કરશે વીર સૌને, શીર તેનો આશરો,
ગંભીર જો જંજીર તોપણ સ્થિર માર્ગ જ પાંસરો;
શુણ વાત મારા ભ્રાત! સુખ સાક્ષાત્ સહુ ઉધાર છે,
દાતાર આ અવતારનો સૃજનાર તે કિરતાર છે. ૭

અહંકાર નહિ ગુણકાર ને વળી જાર ઝેરી સાપ છે,
અપકાર ખારોખાર, ને જુગાર મોટું પાપ છે;

સંહાર આ વિકાર એ તો ખોટના વ્યાપાર છે,
દાતાર આ અવતારનો સૃજનાર તે કિરતાર છે. ૮

તજવીજ રાખી લાભકારી ચીજ પાસે રાખજે,
અવસાન છે નુકશાન તે સામાન કાઢી નાંખજે;
વળી સત ખરીદી રાખવે શત ભવ વિષે પત ભાર છે,
દાતાર આ અવતારનો સૃજનાર તે કિરતાર છે. ૯

ભગવાનની દુકાન એમાં માનવી મુનીમ છે,
સહુ બાળની સંભાળ લેવી, એ કૃપાળુ નીમ છે;
ભવરાજ વહિવટ વ્યાજ માગે, વ્યાજણી સરકાર છે,
દાતાર આ અવતારનો સૃજનાર તે કિરતાર છે. ૧૦

સંસાર મધ્યે ચાર! શુભ આચાર સોદો તોળવો,
આ ભવ અરે માનવ! નહિ જ પાતાળજળમાં બોળવો;
પાતાળથી નિકાલ નહિ, વિકરાળ એ વિસ્તાર છે,
દાતાર આ અવતારનો સૃજનાર તે કિરતાર છે. ૧૧

ધર ધ્યાન, રાખી સાન, માનવી! માન મારૂં ચિત્તમાં,
રસકસ તજી સંસારનો થા વશ પ્રભુની પ્રીતમાં;
આરામ દેશે ઈશ જે અહેરામનો આધાર છે,
દાતાર આ અવતારનો સૃજનાર તે કિરતાર છે. ૧૨

(નીતિવિનોદ)

# જ્ઞાન વિનાનો માનવી

( કુંડળિયા )

માનવપેટે જન્મ લઈ, જે જન ધરે ન જ્ઞાન,
આંખ છતે તે આંધળો, છે હેવાન સમાન;
છે હેવાન સમાન, જ્ઞાનપર ધ્યાન ન આપે;
રીઝે નહિ ભગવાન, કષ્ટ તેનાં નહિ કાપે.
કહે રંક બ્હેરામ, વિપત તેને ઝટ ભેટે;
ધરે જ્ઞાનશું વેર, જન્મ ધરી માનવપેટે. ૧

નાસ્તિકવેશે તે મરે, જે ધિક્કારે જ્ઞાન;
હોય ગરીબ કંગાલ કે ક્રોડપતિ ધનવાન;
ક્રોડપતિ ધનવાન, જ્ઞાનપર ધ્યાન ન રાખે;
ભૂલે ભક્તિ આમ, સ્વર્ગમાં ઈશ કયમ સાંખે?
કહે રંક બ્હેરામ, મરીને નરકે ર્‌હેશે;
મળે ન જ્ઞાનપ્રકાશ, રડે તે નાસ્તિકવેશે. ૨

ડોસા જ્ઞાનરહિત જો, બાળક તેવાં હોય;
તે બાળકનાં બાળકાં, ઘરડા નામે રોય;
ઘરડા નામે રોય, હોય પાસે તો ખાયે;
નહિ તો મીંચી આંખ, કાલસ્વાધીન તે થાયે.
કહે રંક બ્હેરામ જગતના ઝીલી ઠોંસા,
રડે અભાગી બાળ, મળે વિદ્યાહીન ડોસા. ૩

( નીતિવિનોદ )

## જ્ઞાન ગ્રહો[1] જી જ્ઞાન

( ૫૬ )

( નિર્ધનકો ધન રામ, હમારો નિર્ધનકો ધન રામ;—એ ચાલ )

જ્ઞાન ગ્રહો જી જ્ઞાન, જગતમાં નહિ કંઈ જ્ઞાનસમાન. (ટેક)

જ્ઞાન જ બ્રહ્મા, જ્ઞાન જ વિષ્ણુ, જ્ઞાન જ શિવ ભગવાન;
જગતમાં૦ ૧

જ્ઞાન જ જપતપ, હોમહવન તે, જ્ઞાન બલિ કુરબાન;
જગતમાં૦ ૨

જ્ઞાન જ વ્રત ને બાધા બહુધા, જ્ઞાન વડું વરદાન;
જગતમાં૦ ૩

જ્ઞાન સૃષ્ટિસત્તાનું સાધન, સ્વર્ગ જવાનું વિમાન;
જગતમાં૦ ૪

જ્ઞાન વિશ્વવમળે ઊછળતી નૌકાતણું સુકાન;
જગતમાં૦ ૫

જ્ઞાન આયુસાગર ફરી વળતું છે ભરપૂર ઉધાન;
જગતમાં૦ ૬

એવી નિર્મળ જ્ઞાનવૃષ્ટિમાં કર જીવ! સુખે સ્નાન;
જગતમાં૦ ૭

સ્નાન કરી, બાંધવ! જો બને તો, કરી લે વળી અમીપાન[2];
જગતમાં૦ ૮

૧ મેળવો; પકડો. ૨ અમી=અમૃત. પાન=પીવું તે.

અમૃત પી થા અમર પ્રાણિયા! ધન ધન પરિમલ પ્રાણ!
જગતમાં૦ ૯

વિશ્વજ્ઞાની, જગવ્યાપક બનિયો, મહાન મુનિમાં મહાન;
જગતમાં૦ ૧૦

બુદ્ધ બન્યો શુદ્ધ જ્ઞાને, માને દેવ સકલ તુજ આણ;
જગતમાં૦ ૧૧

દેવશક્તિ સંકુચિત[1] કહી છે, વાત નથી એ અજાણ;
જગતમાં૦ ૧૨

થાય તેટલું કરી, દેવતા થાકી બેસે નિજ સ્થાન;
જગતમાં૦ ૧૩

એથી ઉલટી મનુજશક્તિ છે, સિદ્ધ એ શાસ્ત્રપ્રમાણ;
જગતમાં૦ ૧૪

જ્ઞાનપ્રતાપે અમર અજિત મન, નહિ ગતિ, મતિ–અવસાન[2];
જગતમાં૦ ૧૫

સદા પ્રફુલ્લિત, સદા પ્રકાશિત, અનંત તું વૃદ્ધિમાન;
જગતમાં૦ ૧૬

પલકારે કરે પ્રૌઢ પરાક્રમ, સુજ્ઞ! તને શી વાણ?
જગતમાં૦ ૧૭

નાચે દેવમંડળ તુજ નચવ્યું, પલમાં ભૂલી ભાન;
જગતમાં૦ ૧૮

૧ હદવાળી–સાંકડી. ૨ છેડો, હદ.

એવું જ્ઞાનનું મહત્ત્વ છે, માનવ!–તું તેનો સુપ્રધાન;
જગતમાં૦ ૧૯
( અનુભવિકા )

---

## કામ[1] કરો જી કામ

( પદ—ચાલ ઉપર પ્રમાણે )

કામ કરો જી કામ, જગતમાં કામ જ સુખ સુદામ. (ટેક)

કામ જ ભક્તિ, કામ જ મુક્તિ, કામ સ્વર્ગવિશ્રામ;
જગતમાં૦ ૧

કામ જ ગંગા, કામ જ યમુના, કાશી મથુરાં ધામ;
જગતમાં૦ ૨

કામ જ મક્કા, કામ જ મદીના, કામ જ યરૂસલામ;
જગતમાં૦ ૩

કામ જ ખુરશિદ, કામ અરદીસુર, કામ આતશબહેરામ;
જગતમાં૦ ૪

કામ સર્વ સંપતનો પાયો, ભવતારણ પરિણામ;
જગતમાં૦ ૫

રાજ્ય અમર મન કામથી મેળવે, બેસે નકામું ગુલામ;
જગતમાં૦ ૬

કામ કરી ટાળો આ જગનાં જોખમ ને હિંગામ;
જગતમાં૦ ૭

---

૧ ફરજ, ધર્મ. ૨ હથિયારો.

ટાળો દુઃખ, દર્દ, વિપત્તિ સહુ, છોડી કામલગામ;
જગતમાં૦ ૮

પાપપનોતી પતશે આધી, ભીડવે કામની હામ;
જગતમાં૦ ૯

સજો કામશસ્ત્રો,[1] શૂરવીરો! ધસજો રણસંગ્રામ;
જગતમાં૦ ૧૦

રોકો તનમન, ધન રોકી લ્યો, રોકવે અમર ઇનામ;
જગતમાં૦ ૧૧

અનુભવસિદ્ધ શિખામણ માનો, માનો શુભ પેગામ;
જગતમાં૦ ૧૨

(અનુભવિકા)

---

## કાં બેસે રડી મરવા?

(પદ—ચાલ ઉપર પ્રમાણે)

કાં બેસે રડી મરવા? મનવા! કાં બેસે રડી મરવા? (ટેક)

ધન મેળવવા ધર્મ વેચી કાં ધૂળના ખોબા ભરવા?
મનવા!૦ ૧

દોલત વિણ દુનિયા ન ફળે તો, દુનિયાની શી પરવા?
મનવા!૦ ૨

ડૂબતાને નહિ હાથ દિયે એ, ભયમય ભવજળ તરવા;
મનવા!૦ ૩

જ્વાળામુખી એ જળપ્રવાહમાં, જીવ આશ્રમ શા કરવા ?
મનવા !૦ ૪

કંરરરભુસ બળી ભસ્મ થશે જ્યાં આવે તરંગ ધસી હરવા;
મનવા !૦ ૫

કીર્ત્તિકટાર ગળા પર લટકે, નહિ દે જંપી ઠરવા;
મનવા !૦ ૬

માન મર્તબા મૃગજળ, સાંભળ, શિદ દોડે તે ધરવા ?
મનવા !૦ ૭

મોજમઝા છે મરણઉજાણી, આત્મઘાત આદરવા;
મનવા !૦ ૮

જીવવું હોય સદા હસતાં તો દે દેહનાં વિખ ઝરવા;
મનવા !૦ ૯

આશાઅમી પી અમર આત્મ ! તું ભલે નિકળ હવે ફરવા;
મનવા !૦ ૧૦

કર્મથકી કલ્યાણ કરી સહુ, જા તું અમરતા વરવા;
મનવા !૦ ૧૧

સજી શ્રદ્ધાશણગાર સુંવાળો, ગા હરિના ગુણ ગરવા;
મનવા !૦ ૧૨

(અનુભવિકા)

## કાલનો ભરોંસો નથી

( દોહરા )

આજ મને અવકાશ ક્યાં? કરીશ કામ એ કાલ;
જે મૂર્ખો આવું બકે, તેના હાલહવાલ. ૧

એક ઘડીપર ભાવ ક્યાં? કોણે દીઠી કાલ?
કાલ કાળ લઈ આવશે, ઊડી જશે વરાળ. ૨

તરિયો તે તુજ બાપનું, આગળ ઘોર અખાત;
વાટ જોઈ બેસી રહ્યે, રહીશ ઘસતો હાથ. ૩

ભવપાણી આવી ચઢે, તરવું અતિ મુશ્કેલ;
મોજાં ચઢશે જોસથી, સમજ વેઠિયા બેલ! ૪

નવ કરતો તું વાયદા, કરજે સઘળું હાલ;
ભુંડા ભવિષ્યના પેટમાં, ગુપ્ત કાળ વિકરાળ. ૫

જે કરવું તે આજ કર, કાલે શો અવકાશ?
વધુ કામ કાલે નડે, આજથકી ગુણુ ખાસ. ૬

ટૂંકી મુદ્દત માનવી! નિત્ય માગણી થાય;
વધે કામ ક્ષણ ક્ષણ જવે, આયુષ્ય ઘટતું જાય. ૭

માટે માગે સુખ જો બન્ને ભવની માંય;
કાલ ભરોંસે ના સૂઈશ, કર જે હમણાં થાય. ૮

અગવડથી સગવડ મળે, દુઃખ વેઠ્યે સુખ હોય;
કામ કરી આરામ કર, નહિ તો પાછળ રોય. ૯

ઘસડી જઈ આ ઘરથકી, પૂછશે જમ આ સ્વાલ;
જવાબ શો બ્હેરામ દે? કિયા કામની કાલ! ૧૦

(નીતિવિનોદ)

---

## મોત

(છપ્પય)

**મોત** સર્વની પાસ, **મોત** કોને નહી મૂકે;
મ્હેલ, ઝૂંપડામાંય, રાય કે રંક ન ચૂકે,
દેશ વિદેશે જાય, **ભીમ** શૂરાને વેશે;
આવી કૂહે **યમ**રાય, "આણુ મારી અહિં બેસે."
કો પથ્થર કિલ્લામાં વસે, વાસો દ્વાર લોઢાથકી;
સંતાઈ **મોત** જોયાં કરે, એક વાર ધરશે નકી. ૧

જમીનમાં કર વાસ, તાપ પડવે ટળવળશે;
જળમાં જઈ કર વાસ, મગર થઈ **મોત** નિકળશે;
આકાશે કર વાસ, વાયુમાં વાયુ મળશે;
રણમાં જઈ કર વાસ, ધૂળશું માટી ભળશે.
અહિં નહિ ટકશે કો વાસ રે, વાસ **નર્ક** કે **સ્વર્ગ**માં;
ચેતે તે તો બ્હેરામ કૂહે, સુખિયો માનવવર્ગમાં. ૨

(નીતિવિનોદ)

---

## મોતને ધીરજથી મળવાનાં સાધનો

(ગરબી)

("માનની માનની માનની રે બ્હેની! સાચી શિખામણ માનની,"—એ ચાલ)

મરણ સમે ગભરાશો રે, સહુ મરણ સમે ગભરાશો;
પાપથી વેગળા ન્હાસો રે, સહુ મરણ સમે ગભરાશો.

પાપની થાપથી મોકળા વસજો,
જીત્યો કામ તે જીવ્યો ખાસો રે; સહુ૦ ૧

સુખ સંસારી હઠાવીને હસજો,
નથી ફસ્યા સો કે પચાસો રે; સહુ૦ ૨

જુવાની દિવાની રાખો સદ્‌ગુણ સાથે,
એના કપટે ચપટ સપડાશો રે; સહુ૦ ૩

લોભની જાળને રાખો ન માથે,
સુખ ઉડી પડશે દુઃખ પાસો રે; સહુ૦ ૪

પરનિંદાથકી હાથ ઉઠાવો,
ના ખ્હેરો ઈર્ષાકેરો ફાંસો રે; સહુ૦ ૫

સૌને ભલા લાભ માટે વધાવો,
પરસુખથી ન નાંખો નિસાસો રે; સહુ૦ ૬

તજી અતિ આળસ કામમાં ગુંથાઈ,
જગ જાણો બે દિવસનો વાસો રે; સહુ૦ ૭

ચોરી લૂંટી અંતે બાંધો લંગોટી,
ત્યારે થાઓ ન જૂઠ જગદાસો રે; સહુ૦ ૮

જાણો બુજી કોઈ જાઓ ન નરકે,
મળશે નહિ ત્યાં કો દિલાસો રે; સહુ૦ ૯

ચિત્તમાં ચાહો જો સિધારવા સ્વર્ગે;
તો બ્હેરામ વેણ તપાસો રે! સહુ૦ ૧૦

(નીતિવિનોદ)

---

## સુખી ઘડપણ

("કુલણજી! તમે કુલાવ્યા કયમ કુલ્યા રે? કુલણજી,"–એ ચાલ)

કાકા મારા! ઘડપણ તમને આવ્યું રે, કરસનજી!
તોપણ ઝટઝટ કામ કરો મનભાવ્યું; કાકા કરસનજી! ૧

મુખપર તો વિરાજે ઉજ્જવળ કેશ રે, કરસનજી!
તોપણ ચાલો ધમધમ યુવાનવેશ; કાકા કરસનજી! ૨

એ શું કે તમ ઘડપણ સુખ ન ખોય રે? કરસનજી!
સ્હેજ કહો એ શા કારણથી હોય? કાકા કરસનજી! ૩

થયો મને એવો ઘડપણે વિચાર રે, તારુણિયા!
કે જુવાની નહિ ટકશે દિન ચાર; વ્હાલા તારુણિયા! ૪

કાયા કૌવત જાળવિયાં તે દિસે રે, તારુણિયા!
પડે ન તેથી ગરજ ઘડપણ વિષે; વ્હાલા તારુણિયા! ૫

લોકો કહે છે તરુણને જ વિલાસ રે, કરસનજી!
નહિ ઘરડાને મોજમઝાની આશ; કાકા કરસનજી! ૬

ગયા દિવસપર બકબક તમે ન ગાઓ રે, કરસનજી!
એ કારણ તો સ્હેજ મને સમજાવો; કાકા કરસનજી! ૭

તરુણપણામાં રાખ્યું મેં મન યાદ રે, તારુણિયા!
લાંબે સુધી ટકે ન તારુણ્યવાદ; વ્હાલા તારુણિયા! ૮

આમ કહી મન વિષે ભવિષ્ય વસાવ્યો રે, તારુણિયા!
તેથી ભૂત ખોજી નહિ ખાવા આવ્યો; વ્હાલા તારુણિયા! ૯

કાકા! તમને ઘડપણ થયું અધિક રે, કરસનજી!
ઘડપણમાં તો સૌને યમની બીક; કાકા કરસનજી! ૧૦

તમે યમ વિષે તો પૂર હરખથી બોલો રે, કરસનજી!
તે કારણ મુજ આગળ લગાર ખોલો; કાકા કરસનજી! ૧૧

ઘડપણમાં ખુશ મિજાજ ક્યાંથી આવ્યો રે? તારુણિયા!
જોબનમાં મેં ઈશ્વિર હૃદય વસાવ્યો; વ્હાલા તારુણિયા! ૧૨

માટે ઘડપણમાં હસતું મુખ દીધું રે, તારુણિયા!
સાચે સાચું કારણ તુજને કીધું; વ્હાલા તારુણિયા! ૧૩

(ભાષાંતર)
(નીતિવિનોદ)

---

## ઘડપણ અને જુવાની વચ્ચે સંવાદ

(દોહરા)

જુવાન ઘરડો બે જણા જાતા જોડાજોડ;
ડોસો જંજાળે મરે, તરુણમને સુખકોડ. ૧

તરુણ જુવાની જોસ ને ઉલ્લાસે મલકાય;
મોતચોટની બીકથી, ડોસાનો જીવ જાય. ૨

ડોસો ક્હે "બા! આમ રે, તરુણતણું શું કામ?
"મોજ મઝા વિલાસ ને કામ તમારાં રામ. ૩

"અણુસમજુ, ઊતાવળા, હીણાઓ ચોપાસ;
"દ્હાડી દશ કૌતુક કરો, નવી રાખી મન આશ. ૪

"જોબન છે દિન ચારનું, ઘડપણ વિના ન અંત;
"મોજમઝાપર એવડી, ખોટી તને શી ખંત? ૫

"ધીરા તે હીરા ખરા, ઘરડાને છે માન;
"જુવાની દીવાની થઈ, કરે ઘણું નુકસાન. ૬

"જોબન ખેડે વ્હાણ ને ઘડપણ કરે નિશાન;
"જોબનથી જન જાનવર, ઘડપણથી ગુણવાન. ૭

"માટીનાં પુતળાં તમે, છાતી શાની વ્હાર?
"જગજાળે પિગળી જશો, અને અધિક આજાર". ૮

તરુણ કહે "કાકા! તમે શાને બબડો આમ?
"પડતા દાંત પીસી રખે કરો મને બદનામ. ૯

"જુવાની દીવાની જો, હતા તમે ન જુવાન?
"નાદાનીને ક્યમ હોણો, બની આપ નાદાન? ૧૦

"મોજશોખ કરિયે અમે, ઘરડાથી શું થાય?
"મોતત્રાડના ત્રાસથી, ઘરડું લોહી સુકાય. ૧૧

"પડ્યા તહીં જ સડ્યા કરો, ઉઠાય નહિ તતખેવ;
"ઊભા ત્યાં જ ઊભા રહો, જયમ પથ્થરના દેવ. ૧૨

"શરીર કહ્યું માને નહીં, તેથી બની નિરાશ;
"તરુણ નિરોગી જે કરે, તે સમજો ઉપહાસ. ૧૩

"ઘડપણ છે બચપણ બીજું, ઘરડા બાળ સમાન;
"ડોસા ડાહ્યા જો હશે, તરુણ નહીં અજ્ઞાન. ૧૪

"ડોસાઓ એકલશૂરા, નહીં કશાપર ભાવ;
"'સૌ ખોટા મારા વિના,' એ ઘડપણે સ્વભાવ!" ૧૫

ચઢે ફીણ ડોસામુખે, તરુણ આંખમાં ઝેર;
બંને ટગમગ ઘુરકે, શ્વાન બિલ્લાડાં પેર. ૧૬

આમાં સૌ સજ્જન! સુણો, છે બંનેનો વાંક;
અરસપરસ નિંદા કરી, માનવ મરે ઘણાંક. ૧૭

ડોસો જૂઠો જાણવો, તરુણઉરે નહિ ભાન;
એક મરે ઈર્ષા ધરી, અન્ય ધરી અભિમાન. ૧૮

શુભ તરુણાઈ જેહની, ઘડપણમાં તે ન્યાલ;
જોબન જો નહિ જાળવો, ઘડપણ બહુ વિકરાળ. ૧૯

સ્થિતિ સઘળી છે સવળ, બાળપણાથી ઠેઠ;
જોબન ખુશ અહેરામને, ઘડપણ પણ નહિ વેઠ. ૨૦

(નીતિવિનોદ)

## જમને જીત્યો કોણે?

( છપ્પય )

જમ જીત્યો જન તેહ, જીત્યા જેણે જ વિકારો,
જમ જીત્યો જન તેહ, ધરે પરમાર્થપ્રકારો;
જમ જીત્યો જન તેહ, મૃત્યુથી જરી ન ડરતો,
જમ જીત્યો જન તેહ, નિરાંતે સુખદુઃખ તરતો;
નર તે જમને જીત્યો ખરો, જુવાનોં ઘડપણમાં ફળી,
જીત્યો તે તો બ્હેરામ કહે લંબાવી વંશાવલિ. ૧

( નીતિવિનોદ )

## મરવાથી શું બિહે?

( પદ )

મરવાથી શું બિહે?—રે મુરખા! મરવાથી શું બિહે? (ટેક)

જીવતું મરશે, મૂવું જીવશે, સૃષ્ટિ નિયમ નીતિ એ;
રે મુરખા! ૦ ૧

ઊંઘ્યું જાગશે, જાગ્યું ઊંઘશે, છે અનુક્રમ[1] સ્થિતિ એ;
રે મુરખા! ૦ ૨

હસતું રડશે, રડતું હસશે, ઘણું હસ્યોં રોશે જરિયે[2];
રે મુરખા! ૦ ૩

ચ્હડતી પડતી, નબળી સબળી; જ્યાંત્યાં નિત દેખિયે;
રે મુરખા! ૦ ૪

---

૧ એક પછી એક. ૨ જરી વારમાં.

મરવું એ જીવવાને માટે, સુજ્ઞો જે ઝટ મરી લિયે;
રે મુરખા!૦ ૫

જીવતો મૂવો જે કાયર જન, જરી જરીમાં રડી દિયે;
રે મુરખા!૦ ૬

શૂરવીર તે કાર્ય કરી સિદ્ધ, અમરાયુષ અમી[1] પિયે;
રે મુરખા!૦ ૭

માટે ઉઠ, મેદાન પડી જા, ખરી રીત ડહાપણુની એ;
રે મુરખા!૦ ૮

રણિયો[2] મરણિયો[3] થઈ રણુ ગજવે, અનુભવ્યું અર્જુનજીએ[4];
રે મુરખા!૦ ૯

ઊઠ, ઊઠ, વીરા! જલદી ઊઠ, શ્રી શીખવે તે શીખિયે;
રે મુરખા!૦ ૧૦

( અનુભવિકા )

---

## જે આવ્યું તે જાય

( ૫૬ )

જે આવ્યું તે જાય, જગતમાં જે આવ્યું તે જાય. ( ટેક )

આવ્યું જાશે, ઉગ્યું કરમાશે, નિશ્ચલ નહિ જ ટકાય;
જગતમાં૦ ૧

---

૧ અમર આયુષ આપતું અમૃત. ૨ રણુ–લડાઈના મેદાનમાં પડેલો. ૩ જીવ ઉપર આવેલો. ૪ જુવો શ્રીકૃષ્ણ અને અર્જુન વચ્ચેનો સંવાદ, શ્રીમદ્ભગવદ્ગીતામાં.

ફારફેર કાયાનો કાયદો, કાં રૈયત, કાં રાય;
જગતમાં૦ ૨

વધી વધી સહુ ઘટવા માંડે, ઘટિ ઘટિને જ વધાય;
જગતમાં૦ ૩

મ્હોટા ન્હાના, ન્હાના મ્હોટા, એક બીજાને ખાય;
જગતમાં૦ ૪

કાયા એ જ કહું રોગ કારમો, મરણુ જ તેનો ઉપાય;
જગતમાં૦ ૫

હો હા કરી શું બચી જવાનો? અંતે હાયની હાય;
જગતમાં૦ ૬

વધુ સાચવી વધુ સંકોચાશે, પડી પડી પૂંજી કટાય;
જગતમાં૦ ૭

નહિ સાચવશે વ્હાલા વંશજ, બીજે હાથે વ્હેંચાય;
જગતમાં૦ ૮

કીર્ત્તિકોટ ચણી શું કરવાનો? મહાન વીરો વિસરાય;
જગતમાં૦ ૯

કરવી હોય તો કરી લે ભલાઈ, એથી જ જીવ જળવાય;
જગતમાં૦ ૧૦

બાકી સર્વ ફોકટના ફેરા, ફરીફરી[1] ફરી[2] પસ્તાય;
જગતમાં૦ ૧૧

જાણી જીવ જોખમ જબરાં, કાં અંધારે અથડાય?
જગતમાં૦ ૧૨

(અનુભવિકા)

---

૧ ઘણી વાર. ૨ ભટકી.

# પ્રભુ સુખ શા માટે આપે છે?

( દુમિલા છંદ )

જગનાથ દિયે સુખ વાવરવા;
વરવા સદ્ગુણ ગુણો કરવા;
કરવા મધુરા કડવા મરવા;
મરવાથી નહીં મનમાં ડરવા;
ડરી વાંદરપેર નહીં રડવા;
રડતાં દીનને ઉરશું ધરવા;
ધરવા નિજ મુઠ્ઠી વિષે ઠરવા;
ઠરશે ન મતા વટશે ફરવા. ૧

ફરતાં ફરતાં દુઃખ ઓસરવા;
સરવા ગરજો દુઃખ સૌ હરવા:
હરી કષ્ટ પ્રભુભણી ઊતરવા;
તરવા ભવસિંધુ સુખે ભરવા;
ભરી વ્હાણુ ત્વરાથકી લંગરવા;
ગરવા થઈ આશિષ ઉચ્ચરવા;
બહિરામ કહ્યું હૃદયે ધરવા;
ગુજરી ય ફરી રહી ગુજરવા. ૨

( નીતિવિનોદ )

## ખરો સુખી કોણ ?

(દોહરા)

સુખિયો છે જન તે ખરો, સુખિયો તે જ અપાર,
જે બીજાના મન ઉપર રાખે નહિ આધાર. ૧

ન્યાયી જેનો મનસુબો, ખરી જેની સાચાઈ;
સજે ગુણ શૃંગાર એ, તે નહિ જાય ઠગાઈ. ૨

વિકારને વશ નહિ થતો, મોતતણું નિજ ભાન;
ઇશ્વરનો વ્હાલો ભગત, તે સુખિયો ઇનસાન. ૩

નેમ જ નિર્મળ જેહની, સંતોષી જ સદાય;
સંગ્રહ કરે સુવેણુનો, નહિ મદથી છલકાય. ૪

હસે સુખ સૌનાંથકી, લઈ સૌ દુઃખમાં ભાગ;
પરનિંદા નિત પરહરી, કરે જૂઠનો ત્યાગ. ૫

સમયસૂચકતા જેહની, અતિ હોનારતકાળ;
છત્ર કરે નિર્દોષને, થઈ દુખિયાંની ઢાલ. ૬

કરે કષ્ટ વેઠી જરી, આ ગુણ પ્રાપ્ત નિદાન;
સુખી થશે તે સુખથી, જે આપે ભગવાન. ૭

દુખિયો તે દુકાળવો, રાખે સૌશું વેર;
બની લોભનો ભોગ ને કરે જગતમાં કહેર. ૮

કેફી ને જુગારિયો, વ્હેમી, બહુ અજ્ઞાન;
છતે ચુડે આ શેઠનું, ઘર રાંડેલું જાણ. ૯

સુખ દુઃખ સરખા બોલ છે, પણ શા મોટા ભેદ!
સૌને એક ગમે નહીં, બીજાની જ ઉમેદ. ૧૦

ભાગ્યશાલિ તે ભામિની, સૌશું રાખે સંપ;
પરોપકારપ્રતાપથી જે નહિ પામે જંપ. ૧૧

સુખભંજન સોનાતણી જેને કંઇ ન વડાઈ;
ભર્તાના બે બોલથી નહીં જાય કચવાઈ. ૧૨

ઈશ્વિરતણી કૃપાથકી અખૂટ દોલત હોય;
ખરો કરે ઉપયોગ કે, રોતાં કોઈ ન જોય. ૧૩

દોલતની ગાદી કરી, પોઢે તેપર આમ;
મગરૂબીની કેફથી સુઝે ન ઈશ્વિરનામ. ૧૪

બે ઘોડા જોડાવીને, બાગે ફરવા જાય;
મદથી થઈ ચકચૂર ને જે ભાવે તે ખાય. ૧૫

પરદુઃખની દરકાર નહિ, સેજે સુઈ દિનરાત;
એ સુખની સાહેલી ક્યમ, દુઃખની સુણશે વાત? ૧૬

ભોગજોગ જો જઈ પુગે, ગરીબ બિચારી એક;
ગરીબ તેના હાલ પણ, શ્રીમંત છે જ વિવેક. ૧૭

કડવાં બોલે વેણ તે, કહાડે મુખથી ગાળ;
ધૂળ પડી અવતારપર, એ શ્રીમંત ચંડાળ. ૧૮

સુણો બાઈ આ દેશની, મોટાં ઘરની નાર;
દિલ દુખિયાંનાં દુખવવે, દુખાય દિલ કિરતાર. ૧૯

સોનાના ડુંગરિયા વચ્ચે ટાપુ કેમ કરાય?
ધીખે ત્યાં તક ધીખીને, પાણી પાપ ભરાય. ૨૦

મ્હોટાંને સુખ આપવું હોત પ્રભુની નેમ;
ગરીબ બાપડાં સુખ વિના જીવત અહિંયાં કેમ? ૨૧

લક્ષ્મી જ આપે સુખ તો, લખો રંક ક્યાં જાય?
ધનથી જ મુક્તિ જો મળે, ધનહીનનું શું થાય? ૨૨

કંચન ચાંદી મોતી ને, માણુક હીરા લાલ;
ભૂમિરસ ને મચ્છરસ, બીજો તે શો માલ? ૨૩

હશે માલ તો રહી જશે, પડશે પાછળ બૂમ;
ખાવે સર્વ ઉડાઉ કુહે, ભરી રાખવે સૂમ. ૨૪

બંને ભવમાં સુખિયો, સાચે તે ઇનસાન;
કરે ખુશી અહેરામ જે, દઈ દુખિયાંને માન. ૨૫

(નીતિવિનોદ)

---

## ખરો વીર કોણ?

(દોહરા)

લડે લડાઈ લોભથી, સુખથી કાપે શીર;
આપે વેશ વિલાપનો, લોક કહે તે 'વીર'. ૧

વધે વીર આવા કદી, દુઃખનો નહીં દુકાળ;
કરી આહાર મનુષ્યનો, રહે મનુષ્ય કંગાલ. ૨

વડો વીર તો વૈદ્ય! તું, વીર વડો તું વિદુર;
ધન્ય જ તારા ધૈર્યને, શોભીતા વીર શૂર. ૩

મન મુંઝાશે મોજથી, પ્રલય પ્રાણનો થાય;
પોક મૂકે પોકારથી, મરણશરણ નિત ચ્હાય. ૪

કલેશ કરે કાયા કને, જીવવે જે પસ્તાય;
હરખે હારે હોશ જે, ખુશી જ ખાવા ધાય. ૫

પ્રસંગ એવે પ્રેમથી, આવે વૈદ્યજી પાસ;
નિરખાવે હૈડાં હસી, આપી શ્વાસની આશ. ૬

હસતે મુખડે વાત ને હાજર ધીરજ ધન;
દુઃખદરિયામાં દ્વીપ તું, રણમાં રૂડું રતન. ૭

અદ્ભુત ભેજું વૈદ્યનું, બુદ્ધિ સબળ વિશાળ;
કષ્ટ ઘટાડે બોલતાં, ગમે તેવું વિકરાળ. ૮

પ્રાણ ઉગારે ઉડતો, ભીડી કાળશું બાથ;
નહિ હારે હિમ્મત કદી, લડતાં હાથોહાથ. ૯

વધો વૈદ્ય આ દેશના, ઘટો વૈદ્યનું કામ;
વધી વૈદ્ય સુખ વેચજો, ચિંતે ચિત્ત બ્હેરામ. ૧૦

( નીતિવિનોદ )

---

## રોયો કોણ?

( છપ્પય )

રોયો તે નર ખરે, રળે જે રોટી ભીખે,
રોયો તે નર ખરે, સૃષ્ટિમાં રહી નહિ શીખે;

રોયો તે નર ખરે, પુત્ર જેને નહિ પેટે,
રોયો તે નર ખરે, નારી પરજનને ભેટે;
વળી રહ્યો રડી તે રોકડો, દાન દોકડો નહિ કરે,
નહિ નકી કહે બ્હેરામ કો, ભવ ભવ જો રોતો ફરે. ૧

( નીતિવિનોદ )

---

## હસ્યો કોણ?

( છપ્પય )

હસિયો તે નર ખરે, હસે જે સૌથી છેલો;
હસિયો તે નર ખરે, ધરાવે વિશાળ વેલો;
હસિયો તે નર ખરે, સદા સંતોષે વસિયો;
હસિયો તે નર ખરે, જગતજાળે નવ ફસિયો;
નર હસિયો રસિયો તે રૂડો, કસિયો પ્રભુએ જગ વિષે;
વિપત્તિસમે બ્હેરામ કહે, મુખ હસતું જેનું દિસે. ૧

( નીતિવિનોદ )

---

## કોનું ઘર ઘોર સરખું છે?

( છપ્પય )

તેનું ઘર છે ઘોર, ચોર જ્યાં માળા બાંધે;
તેનું ઘર છે ઘોર, ઊંઘ બહુ જેને ખાંધે;
તેનું ઘર છે ઘોર, કુસંપી વરવહુ જોડું;
તેનું ઘર છે ઘોર, બાળ જે નાગું બોડું;

આ સાચે ઘર તે ઘોર ને સ્મશાનથી ય અઘોર છે;
પતિકેરૂં જ્યાં બ્હેરામ કૂહે, પત્ની ઉપર જોર છે. ૧
(નીતિવિનોદ)

---

## કોનું જીવવું ભ્રષ્ટ ?

(છપ્પય)

જીવવું તેનું ભ્રષ્ટ, ચુગલિયો ચુગલી ખાયે;
જીવવું તેનું ભ્રષ્ટ, ગુણ પોતાના ગાયે;
જીવવું તેનું ભ્રષ્ટ, વણજ વેશ્યાથકી રાખે;
જીવવું તેનું ભ્રષ્ટ, જીવે જે સ્ત્રીની સાખે;
વળી જીવતર તેનું ભ્રષ્ટ છે, કષ્ટ વિના પૈસા રળે;
બ્હેરામ કહે સઘળું મળ્યું, પણ ઈશ્વર કેમે મળે?
(નીતવિનોદ)

---

## ખરો નર કોણ ?

(છપ્પય)

નિવડ્યો નર તે ખરો, યુદ્ધમાં સિંહ સમ ગાજે;
નિવડ્યો નર તે ખરો, અસીલ થઈ ઘેર વિરાજે;
નિવડ્યો નર તે ખરો, જૂઠની પૂંઠે ઊઠે;
નિવડ્યો નર તે ખરો, ઈશ જેપર નહિ રૂઠે;
વળી તે માનવી નર નિવડ્યો, નબળાંને સબળાં કરે;
નિવડ્યો નર તે બ્હેરામ કહે, જે જંજાળે નહિ ડરે. ૧
(નીતિવિનોદ)

---

## ખરો હોમ

(દોહરા)

દેવ પ્રસન્ન કીધા થકી, દઈ સાગર ઘૃતદાન,
માગે દેશી સજ્જનો શુભ ઉત્તેજક માન. ૧

માન ઘટે આ હામને, કામ ઘટાડે નામ;
અધિક અમૂલી હામ આ કામ વટાળે આમ. ૨

દયા દેશપર લાવવે, સિદ્ધ થયા સજ્જન;
પણ રસ્તો ખોટો લીધે, ખોયું સર્વ વજન. ૩

હોમક્રિયા બહુ શુભ છે, સમજણથકી કરાય;
હોમ રચી ઘી હોમવે, નહિ ઈશક્રોધ સમાય. ૪

હોમ કરે તો માનવી! સદ્‌ગુણકુંડ બનાવ;
તે માંહે નીતિ અને પરોપકાર જમાવ. ૫

દીપક દીપતો જ્ઞાનનો અને નમ્રતા મૂક;
તે સાથે સંતોષ ને સ્વચ્છપણું નવ ચૂક. ૬

ઉદ્યમનો ઉપયોગ બહુ, ધૈર્ય અગત્યની વાત;
સ્વતંત્રબુદ્ધિ જોઈશે, એ તો છે સાક્ષાત્. ૭

એ ગુણના સમુદાયથી ધર્મ—અગ્નિ સળગાવ;
ભડકો ઉઠવે ભાવનો, પ્રસન્ન નાથ નહિ રાવ. ૮

હોમસાધનો રહ્યો જશે, કષ્ટનિવારણ થાય;
એ જ રીત અહેરામની, મરતાં નહિ વિસરાય. ૯

(નીતિવિનોદ)

## ભલાઈ અને ભૂંડાઈ વચ્ચે ભેદ

(મનહર)

ભલાશું ભલાઈ કરી, તેમાં શી નવાઈ કરી?
ભલા મારા ભાઈ! એ ભલાઈનો આભાસ છે;
ભલી જે ભલાઈ તે ભૂંડાઈશું સવાઈ કાંઈ,
ભલાઈ કરી દેખાડે એવો જ ખવાસ[1] છે;
સ્વાર્થી જ ભલાઈ કદિ દિશિ અચકાઈ કરે,
કેવી સ્થિતિ તારી, ભાઈ! આત્માનો વિનાશ છે;
માટે જેવી ભલાઈ તું માગે તારનાર પાસ,
તેવી ભલાંભૂંડાં બન્નેને તારાથી આશ છે. ૧

ભૂંડાની ભૂંડાઈ તેને શીર છે તવાઈ[2] સદા,
તું શું તેને સજાએ પ્હોંચાડતો સિપાઈ છે?
ભૂંડાથી તું ભૂંડો વધુ, એકથી સવાયો બંધુ,
વિવેક તો એ જ, તારે ભૂંડાશું ભલાઈ છે;
ભૂંડાઈ બીજાની જોવી, ભલાઈ પોતાની ખોવી,
ભૂંડી એવી ટેવ તે ભૂંડાઈની ગવાહી[3] છે;
ઘેલા સર્વ ઘેલાં જોય, જૂઠા મન જૂઠાં હોય,
તેમ ભૂંડાની ભૂંડાઈ જોવામાં ભૂંડાઈ છે. ૨

માટે ભલા ભાઈ! ખોટા ગર્વથી ઘેરાઈ,
જાત પરાઈ ભૂંડાની તું ન માનતો આ લોકમાં;
ભલાઈ ભૂંડાઈ છે પર્યાય વારંવાર તારા,
પોતામાં ભલાઈ તે ભૂંડાઈ બીજા કોકમાં;

---

૧ જન્મનો ગુણ. ૨ જોખમ. ૩ પૂરાવો.

ચીપીને જોતાં તો ચાલ ભલા ને ભૂંડા બન્નેની,
બન્નેને બેસાડે ચાવડી ચબુત્રા ચોકમાં;
ગમે એવો ભલો તું ભૂંડાઈશું ભલાઈ કરે,
તો જ તારી શોભા શુભ શોભી રહે શ્લોકમાં. ૩

જોને પ્રભુની અપાર કૃપા આ સૃષ્ટિ મોઝાર—
સૂર્ય, ચંદ્ર, વાયુ, વૃષા, સાગર, સરિતા છે;
અમૂલ્ય પ્રસાદી એવી ભલાંભૂંડાં સહુ પામે,
છૂપા પુણ્યશાળી તેમ પાપી જે દેખીતા છે;
રામ ને રાવણ પામે, કંસ ને શ્રીકૃષ્ણ પામે,
પામે સતી સીતા તેમ પામર વનિતા જે;
ભલાં ભૂંડાં સર્વ તણા જીવના ઉદ્ધાર માટે,
જ્ઞાનના ભંડારરૂપ ગ્રંથ વેદ ગીતા છે. ૪

જોને વૃક્ષ સૂખડ ઉપર હથિયાર પેલા,
ક્રૂર કઠિયારા કેરૂં કૂદે કેવા જોરથી?
કિંવા આ સુથાર બેઠો ચંદન બજારમાંહી,
ઘસે, ફાડે, રોંખે, કાપે, છુંદે, બાળે, તોરથી;
તોય ન તજે સુગંધ ચંદન-સૂખડ કદી,
એ એની ભલાઈ ભાળું, ગર્ભસુધી કોરથી;
તેમ થતું કરી, ભાઈ! દયા ઉર ધરી, ભાઈ!
અરિને ઉગાર એનાં કર્મ જ અઘોરથી. ૫

તેમ છતાં ભૂંડાશું ભલાઈ તું ન કરી શકે,
ભૂંડાઈ તો ગમે તેવા ભૂંડાશું ન રાખતો;

વેરને વમળે વિંટળાઈ, ભાઈ! અવનિમાં,
વેરવિષ સ્વાદ કદિ ચૂકીને ન ચાખતો;
કિંવા ગર્ભપાપી પોતે, પારકાનાં ન્હાનાં-મ્હોટાં,
પાપ ખોળવામાં રખે કાયા બાળી નાંખતો;
મનુષ્યપ્રકૃતિ મૂળ પાપ, ત્યારે હું ભલાઈ,
ભૂંડાઈ પ્રકાર એકરૂપ રહું ભાખતો. ૬

(સંસારિકા)

## બગલો ભગત

(પદ)

ભજી લે બગલાભગત! પાત્ર[1] તુજ ભજી લે બગલાભગત!

શ્વેત[2] વસ્ત્ર ધાલી, બની સાધુ, બેસે તું કેવો સ્વગત!
પાત્ર તુજ૦ ૧

સંતસાધુના સાયા હેઠે, લૂંટે ગામની ઇજ્જત;
પાત્ર તુજ૦ ૨

પરમહંસશું[3] મૌન[4] ધરે તું! ફૂંકી ગાંજો મધત;
પાત્ર તુજ૦ ૩

શુદ્ધિ આવતાં ડહાપણ ડહોળે, પણ નહિ બોલે મફત;
પાત્ર તુજ૦ ૪

છરી ચૂલિયે વાત તું રાખે, નાફિકરો ને નફટ;
પાત્ર તુજ૦ ૫

૧ નાટકનો ભાગ. ૨ સફેદ. ૩ જેણે પોતાની સર્વ ઇંદ્રિયો વશ કરી હોય તેના જેવું. ૪ મૂગાપણું-મ્હોડે બોલવું નહીં તે.

દુધમલ બાળક જેવે મ્હોંડે, ગટગટ ગળતો રગત;
પાત્ર તુજ૦ ૬

પરમાર્થનું પ્હેરણુ પ્હેરીને, સમસ્ત ઠગતો જગત;
પાત્ર તુજ૦ ૭

ન્યાયાસને રૂશ્વતના પાર નહિ, બ્હારથી શુદ્ધ ને સખત;
પાત્ર તુજ૦ ૮

કાવેદાવે માલ પડાવે, જૂઠાં કરાવી લખત;
પાત્ર તુજ૦ ૯

દાનત ચોખ્ખી ચટ્ટ દેખાડે, ઉધાર લઈ દે નગદ;
પાત્ર તુજ૦ ૧૦

માતપિતા સ્ત્રીબાળક વેચી, કરવા નિકળે તીરથ;
પાત્ર તુજ૦ ૧૧

આ સંસારની રંગભૂમિપર, ભલાભલા કરે મહ્તુ;
પાત્ર તુજ૦ ૧૨

શાં તુજ ક્રોડ પ્રપંચ પરાક્રમ! કથી શકાય ન વિગત;
પાત્ર તુજ૦ ૧૩

ચોંકી, કંપી, તુજ ભોગ બરાડું—અધધધ! કીધી અવધ!
પાત્ર તુજ૦ ૧૪

પણ, બગલા! ભૂલા મૂર્ખોને, ત્હારી હશે કંઈ અગત;
પાત્ર તુજ૦ ૧૫

માટે વહું બગલા! બલિહારી, ત્હારો એ આવશે વખત;
પાત્ર તુજ૦ ૧૬

છુપા પાપનો ઘડો ભરાશે, પોકળ થાશે પ્રકટ;
પાત્ર તુજ૦ ૧૭

(અનુભવિકા)

---

## અદેખો

(૫૬)

તારો મનખો બાળ, અદેખા! તારો મનખો બાળ!
પરનું સુખ જો જરી જુએ તો, બળી મરે ચંડાળ!
અદેખા!૦ ૧

મનથી માગે એક જ, મુજવિણ કોઈ ન થાયે ન્યાલ;
અદેખા!૦ ૨

તારૂં કહેવું જગદીશ માને તો, સુખનો પડે દુકાળ;
અદેખા!૦ ૩

પાડોશીઘર રૂડો દિવસ તો ઘેર સુએ રીસાળ;
અદેખા!૦ ૪

જો કો ભોળું આશિષ માગે, દિયે શાપ કંગાલ;
અદેખા!૦ ૫

કહે બ્હેરામ આ યમદવજાથી, નિકળી જશે વરાળ;
અદેખા!૦ ૬

(નીતિવિનોદ)

## અધીરા

( ૫૬ )

અહિં નહિ તારૂં કામ, અધીરા! અહિં નહિ તારૂં કામ.
બની અધૂરો સઘળું માગે, તું શું કાઢે કામ?
અધીરા!૦ ૧

પલક એકમાં ખલક વસાવે, તો પ્રભુનું શું નામ?
અધીરા!૦ ૨

"આ તે ને પેલું પણ મારૂં" બળી એ ઠાલી હામ.
અધીરા!૦ ૩

"ઘર તો મારૂં, ફળિયું મારૂં, મારૂં આખું ગામ;
અધીરા!૦ ૪

એ સઘળું જો તારૂં હોત તો, શું સદ્ગુણનું ઇનામ?
અધીરા!૦ ૫

વધુ કમાતાં વધુ માગશે, જગ લજ્જા પરિણામ.
અધીરા!૦ ૬

સદા અધીરો, સદા આંધળો, સદા ફજેતી પામ.
અધીરા!૦ ૭

નહિ ઈર્ષામાં ફાવે ત્યારે, બકબક કરે ગુલામ!
અધીરા!૦ ૮

જરી દુઃખથી થાકી રૂએ, માગે સુખ તમામ.
અધીરા!૦ ૯

જે મુખમાં આવે તે બોલે, રસનાને ન લગામ.

અધીરા !૦ ૧૦

તજે મિત્ર ને તજે મુનીમો, તજે ગામ ઓહેરામ.

અધીરા !૦ ૧૧

(નીતિવિનોદ)

---

## નકટો

(પદ)

નાકે જીભ લગાડ, રે નકટા ! નાકે જીભ લગાડ !

નીચું મ્હોં કરવાને બદલે, ગજ ગજ છાતી ફુલાડ,

રે નકટા !૦ ૧

નિર્દોષને નુકસાન કરી, વળી સામી ચીસો પાડ,

રે નકટા !૦ ૨

રંક અનાથને લૂંટી ફસાવી, ફરી ફરીયાદી માંડ,

રે નકટા !૦ ૩

પારકું ઠિકરૂં ચાટવા પ્હેલાં, પેટનું ઢોલ વગાડ,

રે નકટા !૦ ૪

લૂણહરામી ! ખાઈ મફતનું, લડ આળસશું લાડ,

રે નકટા !૦ ૫

ખા ખા, આખો દિવસ ખાઈ લે, કાલે પેટ પર ધાડ,

રે નકટા !૦ ૬

ખાતે પેટ ભરાય એટલીનું, બાકી બીજું બગાડ,
રે નકટા !૦ ૭

જ્યાંત્યાં માથું માર મઝાથી, જુવો આ શરમનું ઝાડ !
રે નકટા !૦ ૮

ઘુસી પારકા ઘરમધ્યે ઝટ, મહિંથી વાસ કમાડ.
રે નકટા !૦ ૯

સખ્ત ચામડી, તને શી ચિંતા ? ઊનાળો કે ટાઢ:
રે નકટા !૦ ૧૦

બળ્યું નાક તુજ નફ્ફટ નીચનું, લઈ કુહાડી વાઢ !
રે નકટા !૦ ૧૧

ધિક્ક ઢોંગીનું નિત્ય ધિંગાણું દેખી ધ્રૂજે હાડ,
રે નકટા !૦ ૧૨

( અનુભવિકા )

---

## કૃપણ

( ૫૬ )

કૃપણુને શી દયા ? રે કુબડા ! કૃપણુને શી દયા ? (ટેક)

અનુકંપા કેવી રે કૃપણુને ? લાજ, શરમ, શી હયા ?—
રે કુબડા !૦ ૧

જાતે નહિ સમજે સુખ તે શું ? અન્ય ઉપર ક્યાં મયા ?—
રે કુબડા !૦ ૨

ફોકટનો પટકાઈ મરે અહિં, નહિ રહે સ્વાર્થ, ન રહ્યા,—
રે કુબડા !૦ ૩

સંગ્રહ કરી, વિખરાઈ મુવા સહુ, જઈશ, સર્વ જયમ ગયા,—
રે કુબડા !૦ ૪

નગ્ન આત્મ હા નિરખી બ્હીશે, નિરખી નરકની શયા,—
રે કુબડા !૦ ૫

સમજ, સમજ, સૂમ ! હજી સમજી લે, દુઃખદિવસ બહુ વહ્યા,—
રે કુબડા !૦ ૬

( સંસારિકા )

---

## તરકડો

( ૫૬ )

ટપ ટપ મ્હોંપર આવ, તરકડા ! ટપ ટપ મ્હોંપર આવ ! (ટેક)

માતપિતા તજી બ્હેનીબાંધવ, વંશે વેર વરસાવ,—
તરકડા ! ટપટપ૦ ૧

પાડપડોશી મિત્ર હરીને, જૂઠ સંદેશા કહાવ,—
તરકડા ! ટપટપ૦ ૨

જઈ જગતની રંગભૂમિપર, ઉલટસુલટ રમ દાવ,—
તરકડા ! ટપટપ૦ ૩

રમ ભોળાશું, રમ નિર્દોષશું, ઝટ નિર્બળપર ફાવ,—
તરકડા ! ટપટપ૦ ૪

મ્હોંપર આવ જ્યાં ફાવી શકે નહિ, પૂઠ પાછળ ખા રાવ,—
તરકડા! ટપટપ૦ ૫

રાતું મુખ ને શ્યામ હૃદય તુજ, પ્રસર્યો રહ્યો વિષભાવ,—
તરકડા! ટપટપ૦ ૬

(સંસારિકા)

---

## સિપાઈડો

(૫૬)

સત્તા તારી બળો, સિપાઈડા! સત્તા તારી બળો! (ટેક)

અલ્પ સત્તા, કુદી કુદી ગળે વળગે, જાણે ઉડતી જળો,
સિપાઈડા! સત્તા૦ ૧

આમશાંતિ પ્હેલે સંહારે, સુખમાં પેસી સળો[૧],—
સિપાઈડા! સત્તા૦ ૨

પછી રંક ઘસડે ચોકીએ, માગી લાંચ નવ મળો,—
સિપાઈડા! સત્તા૦ ૩

ત્રાહિ ત્રાહિ રૈયત પોકારે, હવે દુઃખ આ ટળો,—
સિપાઈડા! સત્તા૦ ૪

બળો સત્તા તુજ, સત્તાધારી! રંક હૃદય કર વળો,—
સિપાઈડા! સત્તા૦ ૫

(સંસારિકા)

---

૧ સુખમાં સળારૂપ પેસીને દુઃખી કરે તે.

## હજુરિયો

( પદ )

જીવ તારે જીવતરે, હજુરિયા! જીવ તારે જીવતરે! (ટેક)
પેટે ચાલતો કીડો તું પાપી, પેટ પાપથી ભરે—
હજુરિયા!૦ ૧
થુંકે મુરબ્બી, હાથ ઝિલે ઝટ્ટ, "ખમા ખમા" ઉચ્ચરે,—
હજુરિયા!૦ ૨
શઠ, જૂઠો, ચાડી ચુગલી ને, કપટ કૃત્ય નિત્ય કરે,—
હજુરિયા!૦ ૩
સદા સ્વામીને રાજી રાખતાં, જરી નહિ હૈડે ડરે,—
હજુરિયા!૦ ૪
એક બાજુ મુખ મિઠાશ પિરસે, ઝેર બીજી ગમ ઝરે,—
હજુરિયા!૦ ૫
વખત આવવે તું પાપી પણ, વિષ પોતાને મરે,—
હજુરિયા!૦ ૬
( સંસારિકા )

---

## ટકા ચઢાવી બોલનાર જીવો

( સારંગી છંદ )

"બાપા! આજે તો સો શ્વાનો, મેં દીઠા આ શેરીમાં,
મારામારી મ્હોટે ઘાંટે, આવ્યા તેરીમેરીમાં;

થોડા દોડે, થોડા કૂદે, થોડા ભૂંકે, આ તાણે;
બાપા! પોતે આવ્યા હોતે, તો જોતે તે ટોળાંને." ૧

"ના બેટા! એ ખોટી બોલી, કીડીનો કીધો હાથી;
આખે ગામે સો શ્વાનો ના, તો શેરીમાં હો ક્યાંથી?
ડાહ્યો થૈ તું ગાંડું બોલે, ખેદે હું ખીજું આથી;
શું કહેવું તારા જેવાને, જે જૂઠાનો છે સાથી?"— ૨

"ના ના બાપા! સાચું બોલું, પચ્ચી મેં દીઠા આંખે;"
"જીવા જૂઠા! હું ના માનું, જો પોણા કાઢી નાંખે."
"બાપા! મેં પોતે પ્રીછ્યું છે, પાંચે પોકારો કીધા."
"કાળા મ્હોંના કેફી! તેં પંચાણું ક્યાં સાંતી દીધા?" ૩

"બાપા! સાચેસાચું બોલું, બે શ્વાનો પેલા બેઠા;"
"વાહ્ રે જીવા! સોના બે તો, અઠ્ઠાણું શામાં પેઠા?"
હાંસી થાતી જોતાં જીવો, આંખે આંસુ લૈ આવ્યો,
'બે' ના 'સો' બેસાડી દેતાં, બબોલો તે ના ફાવ્યો. ૪

જીવાને જૂઠું કહેવાને, બીજો હેતુ ના ભારે,
સાદે સાચે સ્વાદ મળે ના, તે શૃંગારે શૃંગારે.
શ્રોતાને જો શંકા લાગે, માને ના હાંસી સામે,
બોલે ના બંધાઓ બંધુ! બોલી બોલી બ્હેરામે. ૫

(નીતિવિનોદ)

---

## ટેકચંદશાહ

(ચોપાઈ)

દોઢચતુર કો વિરલો હતો,
ટેકચંદ ઉપમા રાખતો;
કામકાજશું આદિ વેર,
નવરો બેસી કરતો કહેર. ૧

માતપિતા સમજાવે ઘણું,
હાડ કહ્યું ન કરે તેતણું;
માતપિતા તો સ્વર્ગે ગયાં,
નહિ વ્હાલાં કો પાસે રહ્યાં. ૨

પૂંજી સાઠ રૂપિયા નિકળી,
ટેકચંદશાહને તે મળી;
ગયો બજારે તે તત્કાળ,
વ્હોર્યો સર્વ બિલોરી માલ. ૩

ભાડે રાખી એક દુકાન,
તે મધ્યે મૂક્યો સામાન;
બેઠા થઈ વેપારી નવા,
સુણજો શું બેઠું છે થવા. ૪

પીઠ ભીંત સાથે અથડાય,
નવા માલ પર ધરિયા પાય;
ઘરાકની જોતાં તે વાટ,
ભળતા મનમાં ઘડતો ઘાટઃ— ૫

"સાઠતણુા સ્હેજે સો કરૂં,
"સોના બસો થવા આદરૂં;
"બસોતણુા તો બે જ હુજાર,
"વેપારે શી કરતાં વાર ! ૬

"આંખ મીચતાં જેટલો વાર,
"હજાર એના કરતાં ચાર;
"ચાર, આઠ ને સ્હેજે સોળ,
"બત્રીશ તો બોલાતાં બોલ. ૭

"હજાર ચોસઠ, પાછળ લાખ,
"એમાં જીવ! નવ સંશય રાખ;
"લાખે લેખાં હવે લખાય,
"આ ધંધો મુજથી નહિ થાય. ૮

"લઈ હીરા માણેક ઝવેર,
"બનું ઝવેરી રૂડી પેર;
"પૂર મધ્યે પ્રખ્યાતિ થાય,
"જ્યાં ત્યાં મુજ ગુણયશ બોલાય. ૯

"મિત્ર થતા આવે જન મહાન,
"દેખે જ્યાં મુજને ધનવાન;
"રાજા રાણા સાથે ફરૂં,
"દિવાનની દીકરીને વરૂં. ૧૦

"બાંધું એક બિલોરી મ્હેલ,
"મુજ અનુભવને તે તો સ્હેલ;

"શણગારૂં શણગારે સાર,<br>
"જોતાં મોહે સૌ નરનાર. ૧૧

"વળતી વહુ આવે સાસરે,<br>
"સ્તબ્ધ ઠાઠ દેખીને ફરે;<br>
"સજે સોળ શરીરે શણગાર,<br>
"વધારવા ભરતાર વિહાર. ૧૨

"કામાતુર બની કામિની,<br>
"ઠમઠમતી આવે મુજ ભણી;<br>
"હવે ધરી ઉરમાં બહુ બોજ,<br>
"નહિ રમણીને આપું મોજ. ૧૩

"રસભંગે નાજુકડી રડે,<br>
"જઈ માતાને પાયે પડે;<br>
"કથન કહે ને ડુસકાં ભરે,<br>
"જનુની આંખે આંસુ ખરે. ૧૪

"દુઃખતણો કરવા જ ઉપાય,<br>
"સુણી સાસુ મુજ પાસે ધાય;<br>
"હાથ જોડીને ખેંચી સોડ,<br>
"કરતી દૂરથકી તે કોડ. ૧૫

"પૂછે મુજને લાગી પાય,<br>
"'જમાઇજી! આ શું કહેવાય?<br>
"'સમજુ શાણા થઈ વિદ્વાન,<br>
"'કયમ પજવો પત્ની નાદાન? ૧૬

" 'ડાહ્યા થઈ આવું કો કરે?
" 'પુત્રી મારી ઝૂરી મરે;
" 'સ્વામીને સોંપ્યો અવતાર,
" 'શરણે આવી માર, ઉગાર'. ૧૭

" જનનીને દેખી બોલતી,
" વહુ બોલી હળવે મુજ પ્રતિ;
" 'તમ દાસી છું હું મહારાજ!
" 'ક્ષમા કરો અબળાને આજ. ૧૮

" 'તજ્યાં માતપિતા પરિવાર,
" 'પિયુ સાથે કરવા સુવિહાર;
" 'તમે રૂઠો જો મુજપર આમ,
" 'સુખ ગણું સમ દુઃખ તમામ'. ૧૯

" હવે લાવી ઉરમાં બહુ રીસ,
" ઉચરૂં વેણો પાડી ચીસ;
" 'નિકળ રાંડ કાબા દુઃશીલ!
" 'શું સમજે કોળી કે ભીલ? ૨૦

" 'નફ્ફટ નાર! નિર્લજ્જ નિર્બુદ્ધ,
" 'મોટે ઘર પણ નાવી શુદ્ધ';
" કરડે વેણે કરતાં વાત,
" મારૂં એક કુદીને લાત!" ૨૧

સુણો સર્વ આ ઉન્મત્ત મતિ,
ટેકચંદશાહની કહું ગતિ;

લીન હતા આ ચિંતનમાંય,
મન બદલે વાપરિયો પાય. ૨૨

લાત સાથ તૂટી સહુ આશ,
કાચપાત્રનું સત્યાનાશ;
સાઠ રૂપૈઆ થાપણ ઉડી,
રહ્યા શેઠ ખજવારી મુડી. ૨૩

મહેલ ગયો, વળી માન પિછાન,
ભારબોજ તે વાળ્યો ઘાણ;
સાસૂ સસરો સ્વપ્ને ગયાં,
વિવાહ વૈભવ વસમા થયા. ૨૪

સ્નેહી સૌ શોધ્યા નવ જડ્યા,
વહુ વિરલીના વાખા પડ્યા;
સાર શુણો શ્રોતાજન! આમ,
સમજાવે સ્નેહે બ્હેરામ. ૨૫

(નીતિવિનોદ)

---

## પેટની વેઠ

(પદ)

પેટ કરાવે વેઠ, જગતમાં પેટ કરાવે વેઠ.

વેઠ પેટની નહિ જ ચૂકવશે, કાં વાણોતર, શેઠ.
જગતમાં૦ ૧

માતપિતા કાં બ્હેની બાંધવ, વધુ[1], વર, દીયર, જેઠ.
જગતમાં૦ ૨

સર્વ સ્થિતિમાં વિષ ઉરાડતી, ફરે એ પેટની રેંટ.
જગતમાં૦ ૩

પેટરૂપી લઈ પાપપોટલી, નરકની કરવી ભેટ.
જગતમાં૦ ૪

ઢાંકો પેટનો ખાળકુવો, કાં ફોકટ થાય ફજેત?
જગતમાં૦ ૫

વધુ ઢાંકવે વધુ ઉભરાશે, દુર્ગંધ, દર્દ ને એઠ[2].
જગતમાં૦ ૬

એ ઝેરી કોહાટ વચ્ચે જો લેટવું હોય તો લેટ.
જગતમાં૦ ૭

નહિતર કર ખાલી એ પેટકૂપ, કાપો ચોરી આ વેત[3].
જગતમાં૦ ૮

પેટે પાટો બાંધ, તું બાંધવ! ચેત, વખતસર ચેત.
જગતમાં૦ ૯

ખળભળતા જગદરિયા વચ્ચે છે સંતોષનો બેટ.
જગતમાં૦ ૧૦

જઈ તું તે ઉપર વસ, જીવડા! હરિના હૃદયા હેઠ.
જગતમાં૦ ૧૧

---

૧ વહુ-બાયડી. ૨ એઠવાડ. ૩ આ વખત-તરત જ.

પેટબેડી તોડી તત્કાળ, તું સંચર[1] સ્વર્ગે ઠેઠ.

જગતમાં૦ ૧૨

( અનુભવિકા )

---

## ગરજમરજ

( લાવણી )

ગરજ ગાંડી છે માત ગુન્હાની, ઘણાં મરે એને પાપે;
પુણ્યવાન લઈ દેશવટો, બાકી જીવનગાળો કાપે.
કંઈક લટકતા શૂળી લાકડે, ગરજતણા જે મ્હેલા ભોગ;
કંઈક કેદમાં સજા ભોગવે, કંઈક ભોગવે ભૂંડા રોગ.
તંગીવાન તે બંદિવાન સમ, આ દુનિયામાં નહિ ફાવે;
ગરજ મરજથી બૂરી, વીર! કાં ગરજુને તું ગુંગળાવે? ૧

તુરંગમાં મેં ફરતાં દીઠાં બંદિવાન ઝાઝાં નિર્દોષ,
ગરજવેગથી જે દોરાઈ, ભૂલી ગયાં મીઠો સંતોષ.
દીવાનશાળા, ઔષધશાળા, અનાથ–આશ્રમમાં રહેનાર,
ઘણાં બીચારાં નિરપરાધી, ગરજશત્રુનો ખાતાં માર.
ચોર, જાર, કાં કેફી, જુગારીઃ ગરજ ઘણાને અકળાવે;
ગરજ મરજથી બૂરી, વીર! કાં ગરજુને તું ગુંગળાવે? ૨

ગરજ રાજ્ય ઘનઘોર, ગરજની સત્તામાં શી હોય મણા?
ગરજ શૂરનાં શસ્ત્ર ઉતારે, વસ્ત્ર ઉતારે સતીતણાં.
નાકે જીભ ન લાગે, વીરા! વલખાં એ તો ફોકટનાં;
ગરજ મરજ કરી સમજ, માફ કર ગરજુના અનિવાર્ય ગુન્હા.

---

[1] જા.

જો ઈશ્વરની ક્ષમા સાહ્યતા નિત્ય તને તે બતલાવે;
ગરજ મરજથી બૂરી, વીર! કાં ગરજુને તું ગુંગળાવે? ૩

સદાચારી સજ્જન થઈ બેસે, સાધુ સંતને અવતારે,
સદ્‌ગુણના યશ મ્હોંડે ગાતો ગરજુને ગર્દન મારે.
સદાચાર સદ્‌ગુણ સહુ સ્હેલા, ગરજ કરજ શિર નહિ ભારે,
પરખ થશે પુરુષાતનની તુજ, વખત આવી પડશે ત્યારે.
કલેશકસોટી આપ ચઢ્યા વિણ, સદ્‌ગુણ ભજવે સમભાવે?
ગરજ મરજથી બૂરી, વીર! કાં ગરજુને તું ગુંગળાવે? ૪

કાયર બહુ શૂરાથી બળિયા, પતિત સતીથી ચઢતી હો;
સંધી ને સાધન મળવે, જગમાંહ્ય કીર્તિ કહું વધતી તો.
ગરજગુલામીથી રગડાતાં, તક ચૂકયાંને ચારી ધો;
નથી વાંક એ સર્વ નઠારાં–ભાગ્યભોગ બહુ સમજી લ્યો.
મુવો પરગજુ, મ્હેણુંમારૂ, પાપ ગરજ કહી સંભળાવે;
ગરજ મરજથી બૂરી, વીર! કાં ગરજુને તું ગુંગળાવે? ૫

ગરજ આગ્રહથી જે ઉગર્યો તે નર અવનિમાં છે શૂરો;
ગરજુ ગરજનો લાભ લિયે તે કાયર બૂરામાં બૂરો.
ગરજ ઘોરમાંથી પણ ફૂટે કંઈક આશાના અંકુરો;
રખે ગરજુને નિરાશ કરતો, તૃષ્ણામાં રાખી અધુરો.
કરીશ કાપણી તેવી અહિં જેવાં તું કાર્યનાં બી વાવે;
ગરજ મરજથી બૂરી, વીર! કાં ગરજુને તું ગુંગળાવે? ૬

(સંસારિક)

## પારકા પૈસા નસાથી[1] બૂરા

( લાવણી )

એક ચંદની રાત ચઢયો હું ચોપાટી ડુંગરવાડી;
આસપાસ દેખાવ દેખતાં, દિલ કંપે, ધબકે નાડી.
શા મિશ્રિત ચિત્રો આ! દારુણ દખમાં ઊભાં આ બાજુ
સ્મશાન કરતાં ઘોર, કરૂં શું વર્ણન એનું અહિં ઝાઝું?
હાડ, માંસ, સ્નાયુ, રસિકૂપ એ, રક્તકુંડ ફાડે છાતી;
રોમ રોમ કંપારી છૂટે, ભયકારક આ દેખાથી.
વળી કલ્પના કલ્પે મનડું, અંદર ગીધ ભક્ષણ કરતાં;
બસ બીજું શું વદું? દુઃખ નહિ એવું સો મોતે મરતાં.
અહિં વ્હાલાં ને અહિં વેરી સહુ, ન્હાનાં મ્હોટાં નાશ શરીર;
સાથે મળતાં નસા બને એ, ભેળમભેળ સુકાય રુધિર. ૧

❀ ❀ ❀ ❀ ❀

હવાં અહિં જરી નજર ફેંક, જોવ! બાગ બગીચા શા ખિલતા?
શીતલ સાગર લહરો આવે, ફૂલપાન લટકે હિલતાં.
આસપાસ ડુંગરપર બંગલા, ઈન્દ્રપુરી દેખું આ રાત;
હેઠળ જાણે લંકા સળગી, શો વર્ણવું મુંબઈનો ઠાઠ?
ચંદ્ર પાણીને લાડ લડાવે, સાગર ગેલ કરે ઘુમતો;
લક્ષ્મી મુજ પગ નીચે નાચે, વેગ નહીં શમતાં શમતો.
શેઠ શાહુકારો સહુ દોડે, ગાડી ઘોડે ત્યાં ચોપાસ;
બેંડસ્ટેન્ડપર વાજાં વાગે, ગલી ગલીએ છે ઉલ્લાસ.
દેખી સટ્ટા કરતી ટોળી, મુંબાદેવી ગીચ બઝાર,
લાલચથી મુજ મનડું લચકે, કાં ન રળું બે પાંચ હજાર?

૧ નસો=અપવિત્ર મુડદું અથવા તેનો કંઇક ભાગ.

ગાડી ઘોડે કેમ ફરૂં નહિ? મોજ મઝા ચાખું આ વાર;
અર્ધ સ્વપ્નવત્ હાલે ચમકી, પૈસા વિણવા ઉઠું આ વાર;
એવે ધ્વનિ કંઇ દખમાંમાંથી આવ્યો મારા સુણવામાંઃ—
"નસાથકી બહુ બૂરા પારકા પૈસા છે આ દુનિયામાં." ૨

(સંસારિકા)

## પારકી સ્ત્રી મરકીથી બૂરી

(લાવણી)

એક દિવસ હું, નમતે પ્હોરે, બેઠો સોનાપુર પાસે;
પૂર્વભણી પશ્ચિમથી દેખું, આસપાસ કંઈ આકાશે.
એક બાજુએ સ્મશાન સળગે, બીજી ગમ છે કબરસ્તાન;
કોગળિયાંનો[1] કોપ પ્રકટિયો, રોજ ઘણાંનો નિકળે ઘાણ.
એક પછી બીજું શબ આવે, વખત મળે નહિ ગણવાનો;
પોક મૂકી સુતકી સહુ ન્હાસે, સમય મંત્ર કયાં ભણવાનો?
અગ્નિદાહ, ભૂમિદાહ શું ભાળું? દોડાદોડ ચોપાસ ઘણી;
ક્રિયાતણી તો જાત મળે નહિ, ફિકર સર્વ જીવ પોતાની.
કોઈ બાપડા દિગ્મૂઢ ઊભા, નહિ મ્હોંમાંથી જીભ ઉપડે,
બાપ મરે દિકરાની પાછળ, તોય ગયા તે કયાંથી જડે?
નિરાશ થઈ કો નીચે સૂએ, થાકયાપાકયા આ ટાણે,
તે મરકીના ભોગ ત્યાં જ રે,—મોત આવતાં એ બ્હાને. ૧

❀ ❀ ❀ ❀ ❀

ત્યાં જ વળી બીજું શું દેખું? સ્હેલાણી શ્રીમુંબઈના,
સ્હેલ કરે છે સાંજ વખત, જો, વંશજ એ નથ્થુભાઈના.

[1] મરકી.

ગાડીમાં લાડી બેસાડી, જુઓ આ નાના નથ્થુભાઈ,
ગોવાગિરની ઘસડે નાયકણુ, લોકો લાજે જોઈ ભવાઈ.
દામુભાઇ વળિ દિલ્હીવાળી બીબી લઈ ફરતા ધમધમ,
પાંડુરંગજી 'બટકી' સાથે, ગુસ્તાદજીની ગોરી મડમ.
બગલગિરી ને ખીખી ખાખા, ધોળે દિવસે રસ્તામાં;
ફરી હરીને જોવા જાશે નકટાં નાટક સસ્તામાં.
આંખ મીંચાયે મારી જોતાં, આવા રંગઢંગ જોબનના,
અર્ધ સ્વપ્નની ચઢે ખુમારી, તરંગ ઉઠે ઝુફતા મનના.
કાં જીવ બાળું મારો એકલો? પૂછું મનશું અભિલાષી,
શરીરને સુખ કશું મળ્યું નહિ, અરધી વય જાતાં ખાસી.
તેવે સ્મશાનમાંથી ધ્વનિ એક આવ્યો મારા સુણવામાં—
"મહામારીથી[1] બૂરી પારકી નારી છે આ દુનિયામાં." ૨

(સંસારિકા)

---

## મુંબઈનો લોભ અને તેનાં પરિણામ

(સવૈયા એકત્રીશા)

શેર કરી, બહુ વેર કરી, વરી લોભની સાથે તું મુંબાઈ!
સંતોષસ્વામીથી નહિ રાજી, લોભની રાંડ બની રંડાઈ.
જગદોલત સૈયારી લેતાં હારી તું કૂટે છ કપાળ,
વાદવિવાદથી દાદ મળે નહિ, યાદ કરો મુંબઈના હાલ. ૧

કિમિયો કરવા નિમિયો સહુએ, મોટી સંપત્તિનો વિશ્રામ,
નામ લખીને બીડ્યા કાગળ વેપારીપર ગામોગામ;

---

૧ મરકી.

માલમતા ઘર મૂકી ઘરાણે, વ્હોર્યો આ સ્વપ્નાવત્ માલ,
વાદવિવાદથી દાદ મળે નહિ, યાદ કરો મુંબઈના હાલ. ૨

બેંક ઉઘાડી કોથળી ફાડી, ભરવા નાણું સૌ તૈયાર,
લોક ભરાયે ન થોક સમાયે, એક રૂપૈઓ થાય હજાર;
લક્ષ રૂપે લક્ષ્મીમાં લોટ્યાં, લોક લખોને કરી ખુશાલ,
વાદવિવાદથી દાદ મળે નહિ, યાદ કરો મુંબઈના હાલ. ૩

ધંધાદારી સહુ શાહુકારો, જાતા ભભકે શેર બજાર,
લાખે લેખાં સૌકો લખતા, ક્રોડતણા સહુને જ વિચાર.
મનમાં પરણ્યા, મનમાં જણિયાં, પૂછે કો શેઠોને સ્વાલ?
વાદવિવાદથી દાદ મળે નહિ, યાદ કરો મુંબઈના હાલ. ૪

ભોળા લોકો ભોગ બન્યા કંઈ, લુચ્ચાઓએ કરી કમાઈ,
નાદાનોનાં નામ ગયાં કંઈ, ઠગ લોકોએ ખેલી ઠગાઈ;
એવી ત્વરાથી માલ મળે તો, રંક પરિશ્રમ વગર નિહાલ,
વાદવિવાદથી દાદ મળે નહિ, યાદ કરો મુંબઈના હાલ. ૫

ચેપ સર્વને ઉઠ્યો લોભનો, ગેપ ઇમાનતણું રહેઠાણ,
ઘેર ઘેર જઈ શેર ઉચારે, શ્હેર બધાનો વાળે ઘાણ;
દેવાળાં દિન દિન બહુ નિકળે, કાળામ્હોંનો આ કો કાળ!
વાદવિવાદથી દાદ મળે નહિ, યાદ કરો મુંબઈના હાલ. ૬

ઢાંકપિછોડો કાંઈ ન ચાલે, રાંક બિચારા કાઢે જાન,
જીવે જબરી અસીલ ખેંચે, ક્રોડપતિનાં જે સંતાન;
કંગાલોની ઢાલ હતા જે, લાજ્યા જીવવે તે કંગાલ,
વાદવિવાદથી દાદ મળે નહિ, યાદ કરો મુંબઈના હાલ. ૭

કો તો રાંડો ધંધો ગાંડો કરવા બેઠો વિના સુમાર,
જીવતર વેચી, વસ્તર વેચી, વેચી ભવિષ્યતણા જ વિચાર;
બચ્ચાંને તારાજ કર્યાં ને રાજ ધણીનું પાયામાલ,
વાદવિવાદથી દાદ મળે નહિ, યાદ કરો મુંબઈના હાલ. ૮

સગો જગાવી દગો પચાવે સાચા પરસેવાની કમાઈ,
શીર મળી કો વીર કરે તે પીરથકી અદકી સરસાઈ;
ત્રીજો આવી સૌ ઓકાવી, દેતો પોલિસને જંજાળ,
વાદવિવાદથી દાદ મળે નહિ, યાદ કરો મુંબઈના હાલ. ૯

પેઢી ભાગી, મિલકત ઝાઝી, જાય હરાજીમાં ઘસડાઈ,
લૂંટી મારી, અંતે હારી, રુવે દુષ્ટ લાભે હરખાઈ;
વેચી સાટી આણ્યું સપાટી, કહાડે કરજતણો જ નિકાલ,
વાદવિવાદથી દાદ મળે નહિ, યાદ કરો મુંબઈના હાલ. ૧૦

વેચી સઘળી બુદ્ધિ, સવળી પાઘડી અવળી મૂકે શીર,
અંતર હાયે મૂર્છા ખાયે, જામી જાયે હૃદયરૂધિર!
બળિયાં મૂળનાં ઝાડો ઉખડે, તૂટે ટળવળ કરતી ડાળ!
વાદવિવાદથી દાદ મળે નહિ, યાદ કરો મુંબઈના હાલ. ૧૧

મુંબઈ! તારો આ શો દહાડો? રાત અઘોર પડી ઘનઘોર,
ક્યાં છે તારી શોભા સારી? ક્યાં છે દોરદમામ જ જોર?
લોભે મારી ઠાર જૂઠો એ યાર કહે બહેરામ હવાલ,
વાદવિવાદથી દાદ મળે નહિ, યાદ કરો મુંબઈના હાલ. ૧૨

(નીતિવિનોદ)

## આપણા વડીલો આપણાથી મોટા?

( વૈકુંઠધામા છંદ. )

કાળની ચાલ વિકાળ તે ભાળતાં,
હાલ તો કાળનો ખ્યાલ આવે ઘણો;
ખ્હોંસમાં દોષ છે, હોંસ હૈયે ધરી,
સાચી વાતો સુખે સાંભળો સૌ જનો!
કેમ ક્હેવાય ડોસા અમોથી વડા,
બાપડા રાંકડાને ન કો સાધનો;
વૃદ્ધ શોધો વિના આંધળા જીવીને,
બોધહીણા બધા સ્વાદ લે મોતનો. ૧

વૃદ્ધ મારો સને સત્તરે જીવતો,
ઓગણીસે મને ભોગ છે પ્રાણનો;
દાસને પાસ ડોસાતણી મૂકશો,
વર્ષ બે સો વડો આપ હું તેમનોઃ
ભૂમિમાતા ભરેલી ભલા ભેળથી,
જોષી નિર્દોષી કહે ડોસી તેને ગણો;
દેખતાં દેખીતું એ ખરેખાત કે,
કાળ મોટો વડીલોથકી આપણો. ૨

આદિ રાજા હશે શૂરવીરો ઋષિ,
હાલ તોટો કશો ના પડયો તેમનો;
લેખતાં લાખ લેખી શકે લોક કો,
અંત આ વાર આવે નહીં જેમનોઃ

આદિ ગ્રંથો હશે તો ગણેલા હશે,
આજ સુમાર કે પાર ક્યાં ગ્રંથનો?
આત્મવિદ્યા અને જ્ઞાન સૌ વાતમાં,
ભ્રાત ક્હો હિન તો શ્રેષ્ટ છે કોણનો? ૩

આદિ અગ્નિવિમાનો ન સ્વપ્ને મળે,
ત્રાસ તો ખાસ ર્‌હેતો પ્રવાસે ઘણો;
લોક જૂની નવી વાંચતાં વિરમે,
તાર જાણે નહીં માનવી ત્યારનોઃ
આદિ સાંચા રૂડાં કાપડો સાંધતે?
વૃદ્ધને શોખ કાં પાંદડાંઓતણો?
પાત્ર વસ્ત્રો રૂડાં આપણે પ્હેરીએ,
હાલ નાથે વધારો કર્યો સોગણો. ૪

આદિ સૈયેડ ને ચેપી રોગો હતા,
હાલ વૈદાંથકી નાશ છે તેહનો;
પ્રાણ જાતો ઉપાયો રૂડાથી બચે,
જે ઝીલે બોજ પ્હેલાં દુઃખી દેહનોઃ
આદિ સ્વચ્છંદી ભંગી ઘણા રાજનો,
રંક શીરે ભરે ભાર સૌ જોરનો;
સૌ જુઓ ભાગ્યશાળી ભલા કાળમાં,
હાલ માબાપ જેવા રૂડા રાજનો. ૫

સિદ્ધ કીધું સુખી આપણે લોક તો,
કહાડતાં કહાડી કો ના શકે ખાંપણો;

માનજો માનવી! માન સાચે મળે,
કાળ આવ્યો હવે વ્હોંસ ને જૂઠનો:
વારૂ બોલો હવે ખાતરી થાય કે?
મેં હર્યાં છે ખરાં સર્વ શ્રોતામનો?
વાદ આવો સુણી, ઊંઘતાં જાગીને,
વાંચજો સ્પષ્ટ વ્હેરામનાં કારણો. ૬

(નીતિવિનોદ)

---

## માબાપ અને ગુરૂ વચ્ચે ભેદ

(ચોપાઈ)

માતપિતાની સેવા કરૂં, ગુરુ આગળ શીશ નીચું ધરૂં;
પ્હેલાંએ તો જન્મ જ દીધ, કર્યો બીજાએ જગપ્રસિદ્ધ. ૧

ખરી વેદના તારી, માત! પિતા! પ્રેમ તારો વિખ્યાત;
નનામમાંથી દીધું નામ, ગુણ મ્હોટા માનું કયમ આમ? ૨

પણ પૃથ્વીથી જવું આકાશ, રાખી મન સાથે વિશ્વાસ;
જુઓ સ્વર્ગપતિનો આભાસ, ઈશદૂતોશું કરવો વાસ. ૩

સદા સુખ જ્યાં વિવિધ વિલાસ, જે ભવમાં પેસે નહિ નાશ;
અંત વિનાનો જે અવકાશ, જ્યાં સ્થળ કરીને રહેશે શ્વાસ. ૪

જ્યાં ગુણીજનને મળે ઉજાશ, પાપી નિરાધાર ઉદાસ;
લેશ દ્વેષ નહિ જ્યાં કંકાસ, સર્વ એક સ્વામી, કાં દાસ. ૫

પ્રભુની જ્યાં ઉત્તમ પેદાશ, સદાનંદ જ્યાં નહીં વિનાશ;
જે મેળવવા સૌને આશ, વિઘ્ન મધ્યમાં એક તપાસ. ૬

યમ ઊભો માગે હિસાબ, ઉથલાવી કર્તવ્યકિતાબ;
ધ્રૂજે પાપી જેહ ખરાબ, સવળો વાળી શકતાં જવાબ. ૭

પણ જેના ઉરમાંહે ધીર, જેનું મુખ દીસે ગંભીર;
બહુ થોડી જેની તકસીર, તે પ્રભુનો માનીતો વીર.— ૮

સિદ્ધ કરે આવા પેગામ, તે છે ગુર્ણીજન ગુરુનાં કામ;
ગુરુ! તારો એ શુદ્ધ પ્રતાપ, વિસરાવે વ્હાલાં માબાપ. ૯

ધન્ય વહાલા ધીરા વીર! ધન્ય કૃપાળુ ને ગંભીર;
ધન્ય સુખી સદ્‌ગુણ દેનાર, ધન્ય ધન્ય તુજ શુભ અવતાર! ૧૦

ધન્ય ભૂલ્યાના સાથી ભલા, તેં જીવવાની શીખવી કળા;
ધન્ય જ્ઞાનદીપક તેં ધરી, ઈશ દર્શાવ્યા મનવિષ હરી. ૧૧

ધન્ય મુક્તિ માટે ધરી દીવી, ધન્ય જ ગુરુજી! ચિરંજીવી;
મળજો તુજ સુકૃતનું ઇનામ, એ નિશદિન માગે બ્હેરામ. ૧૨

(નીતિવિનોદ)

---

## પ્રવાસ

(નારાચ છંદ)

પ્રવાસથી વિદેશના વિશેષ વેશ જાણિયે,
પ્રવાસથી જમીન ગુણદોષ સૌ પિછાનિયે;
પ્રવાસ વિણ લેશ એશ દેશ કો નહીં દિયે,
વિદેશી આ ભૂમિ વિષે પ્રવાસી આપણે છિયે. ૧

વિવિધ દેશમાં વિચિત્ર જાત બીજ વાવિયાં,
અમુક દેશમાં અમુક પ્રાણિયો વસાવિયાં;
મળેલ દેશ આપણે વિદેશમાં ન દેખિયે,
વિદેશી આ ભૂમિ વિષે પ્રવાસી આપણે છિયે. ૨

રૂડી પ્રભુની નેમ, એક કોર કૈં ન રેડવું,
ન દુઃખમાં ઉમેરવું, ન સુખને ઉખેડવું;
પરંતુ દેશ દેશ ભાતભાત આશિષો લિયે,
વિદેશી આ ભૂમિ વિષે પ્રવાસી આપણે છિયે. ૩

વધુ વધુ ફરી સરસ્વતીસીમા વધારશો,
પડ્યાં ત્યહાં પડી રહી, ન જ્ઞાન કો સુધારશો;
પ્રવાસથી પ્રભુજીના દીધેલ લાભ લેખિયે,
વિદેશી આ ભૂમિ વિષે પ્રવાસી આપણે છિયે. ૪

સદા નિશાળમાં રહી ન બાળ માનવી બને,
ભણેલ કામનું નહીં, ભણી રહી નહીં ગણે;
પ્રવાસ કાન ખોલશે, પીડા કશી ન વેઠિયે,
વિદેશી આ ભૂમિ વિષે પ્રવાસી આપણે છિયે. ૫

પ્રવાસના ઉજાશથી પ્રકાશ ઈશ દીપશે,
સુમાર ઉરનો વધી, સ્વભાવ મોકળો થશે;
ફરી ન લાગ આવશે, અહેરામ આમ બેસિયે,
વિદેશી આ ભૂમિ વિષે પ્રવાસી આપણે છિયે. ૬

( નીતિવિનોદ )

## બ્રિટિશ ખલાસી

( ઇન્દ્રવિજય છંદ )

દેશ વિદેશ હશે ઋષિ બેશ, વિશેષ હશે મુનિ લાખ અઠ્યાસી;
ક્રોડ વળી કવિ થાય, ઘણાયક રાય સદાય વસે અવિનાશી;
તો પણ ખાસ પ્રકાશ દિયે, ખમૌ નાશ ઉડાવૌ વિલાતઉદાસી,
નીર સમીરશું વેર કરી ધરૌ ધીરજ વીર બ્રિટિશ ખલાસી. ૧

ભૂતદયાથકૌ સાગરસુત લડે અદ્ભુત લડાઈ સુભાવે;
તોપમુખે ચઢી, રોપ યુરોપ અલોપ થતો જીવ દૈ અટકાવે:
હાલ જરી હિલચાલ જુએ, વિકરાળ વૌરો અરિખાલ ધ્રૂજાવે;
ધન્ય પ્રજાહિતસેવન, બ્રિટનબંધુ ગુણો બહિરામ ગણાવે. ૨

( નીતિવિનોદ )

---

## આપઘાત

( નારાચ છંદ )

કદાપિ દુઃખસાગરે, હઠી જઈ ન હારતો,
સદા વિલાસ ભોગવું, ન એમ તું વિચારતો;
ઉજેશમાં રમી કરી, રૂએ જ અલ્પ રાતથી,
નિરાશૌ સુખ શોધશે વિનાશૌ આપઘાતથી. ૧

ખરા નરો ખરે જ હારતા ન હામ દુઃખથી,
ન શાપ દે લલાટને, ન પાપબોલ મુખથી;
કજાત દુઃખ કાય વેઠવે હઠે સુજાતથી,
નિરાશૌ સુખ શોધશે વિનાશૌ આપઘાતથી. ૨

કદાપિ દુ:ખ ના હતે, ન સુખ કોઈ જાણતે,
ન દુ:ખને વગોવતે, ન સુખને વખાણતે;
ઉતાવળા અતિ બની, બળો ન દુ:ખવાતથી,
નિરાશો સુખ શોધશે વિનાશો આપઘાતથી. ૩

કસાઈ દુ:ખથી મનુષ્ય સુખસ્વાદ જાણશે,
સુખી થઈ, સુખી કરી, સદાય સુખ માનશે;
નિદાન દુ:ખદાન તે પિછાનશે પછાતથી,
નિરાશો સુખ શોધશે વિનાશો આપઘાતથી. ૪

સ્વઘાત છે જગાત સુખ આપના અમાપનો,
અભાવ એ સ્વભાવથી જ ઈશ્વરી પ્રતાપનો;
અનંત દુ:ખ અંતરે, ડરો દુ:ખી અખાતથી,
નિરાશો સુખ શોધશે વિનાશો આપઘાતથી. ૫

વિવેકો વિક્રમાદિ વીર વિઘ્નથી વિંટાળિયા,
થયા ન દેવદુ:ખથી કદી દુ:ખી દિવાળિયા;
હઠ્યું ન હીર ઉરનું વડી પીડા વિસાતથી,
નિરાશો સુખ શોધશે વિનાશો આપઘાતથી. ૬

ચઢાવ દુ:ખડુંગરે, રમાડ સુખસારથી,
બચાવ કામ, ક્રોધ, લોભ, પાપના વિચારથી;
બહેરામ ઈશ નામને ધરી રહે નિરાંતથી,
નિરાશો સુખ શોધશે વિનાશો આપઘાતથી. ૭

(નીતિવિનોદ)

## આશાનું સ્વરૂપ

( રોળાવૃત્ત )

આશ ! મોહિની મૃગજળા, અમર આયુરૂપ માયા;
મનુજ માત્ર છળ ખાય, તથાપિ ન છોડે છાયા.
નિશદિન બને નિરાશ, છતાં ન તજે અભિલાષા;
આકર્ષણ અદ્ભુત, અહો ! અજરામર આશા !  ૧

ઋષિ, મુનિ, કવિ, રણવીર, દેવ દાનવ મરી ફીટે;
અજિત જપો તપીતણી પ્રતિજ્ઞા ચૂકવો જીતે.
નારદસમ દેવર્ષિ આશમોહિનીથી ઠગાયે:
કેવી મધુર ઠગાઈ? ઠગાતાં પાછળ ધાયે !  ૨

ભલા ભલાને ભમાવે, લાખ ચોરાશી ફેરે;
મારી બાણ વશીકરણ, ભીમસરખા ભંભેરે.
જ્યાંનો ત્યાં લઈ મૂકે, પરિશ્રમ સહુ સંહારી;
તોય સર્વ વશ રહે, વશીકરણ એવું ભારી !  ૩

એવું આશવશીકરણ, મનુજ નિદ્રાવશ જાગે;
બળ્યું નિરાશી જીવન, આશસહ મરણ જ માગે.
આશ ! જાગતા જીવતણું તું સ્વપ્નું સાચે;
જીવતર ઘોર અરણ્ય, આગિયો તું ત્યાં રાચે.  ૪

( સંસારિકા )

---

## મૌનની મઝા

( રોળાવૃત્ત )

મૌન! સુમુક્તિદ્વાર, અમરતા સાધન પૂરૂં;
શુભ આયુશણગાર, મોતસંહારક શૂરૂં.
મનુષ્યદેહ સંસ્કાર, દેવકીર્ત્તિકીર્ત્તન તું;
સરસ્વતીસંતાન, સદાશિવ પ્રબળ રતન તું. ૧

મૌન! વિષ્ણુનો શંખ, કળાકૌશલ નારદનું;
રાજ્યપદ્ધતિ વિષે પ્રમાણુ તું ઊંચા પદનું.
સ્વર્ગવાણી તું, મૌન! વીર, ઋષિ, મુનિની ભાષા;
વાક્યચાતુરી પૂરી, આશાહીનકેરી આશા. ૨

અંધાની અહો આંખ, કાન બ્હેરાના સાચા;
કર લૂલાના કુશળ, વિમળ મુંગાની વાચા.
ભિન્ન ભિન્ન સુપ્રકારઃ મૌન નિવૃત્તિ કેરૂં,—
પ્રવૃત્તિનું પણ મૌન, ચિત્ત ચિદ્ઘનથી ઘેરૂં. ૩

સ્મશાનનું છે મૌન, મૌન સંસારતણું રે;
મૌન સમાધિ વિષે, અવસ્થા શ્રેષ્ઠ ગણું રે.
જે સ્થિતિમાં હું હોઉં, મૌન! તુજ ખોળો માગું;
કરી અભિવંદન મનનદેવનું ચિંતા ત્યાગું. ૪

( સંસારિકા )

## નિદ્રા

( દોહરા )

નિદ્રા દેવી ! આવ રે, આવ માત ! સુખકારઃ
જેની તું વેરણુ થઈ, તેને સુખ ન લગાર. ૧

વેરણુ તું પાપીતણી, કરે બહુ બેચેન;
દેવી કોમળ ભાવની, યમરાજાની બ્હેન. ૨

સદ્‌ગુણુથી સુખચેન જ્યાં, ત્યાં તારો નિવાસ;
તું માતાના બળ વડે, ઉડી આવું આકાશ. ૩

કરે દુઃખિયાં ડોકિયાં, મેલી ખુલ્લાં દ્વાર;
ભેટે તું માતા ! કદી, ટળે દુઃખ નિરધાર. ૪

વિવિધ જાતનાં દુઃખથી, વૈદ્યો હારી જાય;
પણુ પ્રસન્ન જો તું થઈ, દુઃખિયાં સુખિયાં થાય. ૫

એક ઘડીની ભેટમાં, લાખો ગઉ લઈ જાય;
વીજળી કાપે વેગ શું ? નહિ તુજને પ્હોંચાય. ૬

સંતોષીને માત તું, વ્યસનીને ડાકેણુ;
લોભી, કામી, ક્રોધીને, વગડાની વાઘેણુ. ૭

જગની સૌ જંજાળ ને વિકારનાં પરિણુામ;
એ સઘળાં વિસરાવવાં, છે નિદ્રા ! તુજ કામ. ૮

પલક વિશ્વ વિસરાવશે, પલક સ્વર્ગનો મ્હેલ;
દર્શાવે નિદ્રા રૂડી અદ્‌ભુત એવા ખેલ. ૯

અરોગતા આશીષ ને ખરૂં પ્રામાણિક કામ;
તે પાછળ નિદ્રા શીતળ, માગે મન બ્હેરામ. ૧૦

(નીતિવિનોદ)

---

## ખુબસુરતી

(દોહરા)

ખુબસુરતી ફોકટ અને છે સંશયભૂત માલ;
પ્રકાશતો તે ઓપ છે, સુગંધ રંગિત છાલ. ૧

ફૂલ કરમાયે ફૂટતું, જેવો કરડો કાચ;
તેવી ખુબસુરતી ખરી, છે ક્ષણભંગુર નાચ. ૨

ગયો માલ જડતો નથી, તેવા તેના હાલ;
ઉડ્યો ઓપ ઘસવાથકી, પાછો નાવે વાલ. ૩

ફૂલ ખરેલું તુજથી ફરી કેમ સંધાય?
ભાગ્યા કટકા કાચના કાદવથી ન જોડાય. ૪

ખુબસુરતીને એ રીતે લાગે જો કદી ડાઘ;
હજાર તું ઉપચાર કર, પણ નવ જાય અભાગ. ૫

ધન્ય રંગ ઔષધતણો, કર ઉપયોગ અપાર;
તેથી લવ નહિ ફાયદો, તૂટ્યા એ અવતાર. ૬

ખુબસુરતી છે મોહિની જોબન ઠગવા કાજ;
ભોળાં! ભોગ અનો કદી, ખોશો કુળની લાજ. ૭

જો ખુબસુરતી વાવરે, આડી વાટે કોય;
સપ્ત સમુદ્રો સામટા તે લાંછન નહિ ધોય. ૮

કાયા ભ્રષ્ટ અભાગિણી, જીવડો ગોથાં ખાય;
સ્નાન ગયું, શુભ રૂપ ગયું, સ્વર્ગસદન પણ જાય. ૯

માટે ખુબસુરત સખી! કર ખુબસુરત કામ;
ખુબસુરતી કરવે કહે "ખુબસુરત" બ્હેરામ. ૧૦

(નીતિવિનોદ)

## મિત્રતાની પવિત્રતા

(કુંડળિયો)

મિત્રાચારી સાર ને મ્હોબત પ્રવાહી દૂધ;
મિત્રાચારી શુદ્ધ છે, મ્હોબત જવલે શુદ્ધ.
મ્હોબત જવલે શુદ્ધ, સદા મતલબની દાસી;
મિત્રભાવ દિલ સાફ, મળે તો ર્‌હે અવિનાશી.
કહે રંક બ્હેરામ, પ્રીત નારીની જુગારી;
અહિં તહિં બન્ને ઠામ, પવિત્ર જ મિત્રાચારી. ૧

(નીતિવિનોદ)

## મિત્રતા

(અલક છંદ)

મિત્ર પવિત્ર ખરો સુખદાયક,
જો તારી મમતાને લાયક;
સર્વ કવિ તેના ગુણગાયક,
સર્વ સ્તુતિનો તે છે નાયક. ૧

જો મળિયું અંતરશું અંતર,
તો મિત્રો ર્‌હેશે અજરામર;
એક ધનતેર બીજો પામર,
સ્વર્ગે સિધારે બન્ને સાદર. ૨

માલમતા બેને સાધારણ,
એક વલણ ને એક જ કારણ;
અન્યો અન્ય ન દેખે ખાંપણ,
એક ખોડ બીજા મન ડ્‌હાપણ. ૩

જાણે એક બીજાના મોઘમ,
ચતુરાઈ હો નહિ હો ચોગમ;
ગણે વિનંતિને કડવો હૂકમ,
મિત્રભાવ એવો જ અનુપમ. ૪

પિયે મિત્ર સુખકારણ સોમલ,
કઠણ વેણ માને યશ કોમળ;
અગ્નિજળ ઓળંગી વાદળ,
ભોગ જાય યમપુરીની ભાગળ. ૫

સ્નેહ સકળ સદ્‌ગુણનું દોહન,
મિત્રભાવ મધુરો મનમોહન;
કહીં બ્હેરામે સ્નેહારાધન,
સ્વર્ગ જવાનું સવળું સાધન. ૬

(નીતિવિનોદ)

## અદ્‌ભુત મિત્રભાવ

( મનહર )

કેમ અને ક્યારે મળ્યું મન તારૂં મારી સાથ?
દિલ સાથે દિલ મળ્યું, હાથ મળ્યો હાથશું?
બેના એક ક્યારે અને કેમ બન્યા નેક મિત્ર?
તારામાં સમાવા પ્હેલાં મારામાં સમાત તું?
કોણથી કથાય એવો દૈવી[1] એકતાસ્વભાવ?
બેના એક થયા પ્હેલાં એકના બે થાત શું?
હા, કશું અશક્ય નથી સર્વશક્તિમાન! તને,
એકના બે કરી બતલાવે જગતાત! તું. ૧

એક ધર્મ, એક કર્મ, એક અધિકાર બેને,
એક કિરતાર, તારનાર એક જોઉં છું;
એક જ સંસાર, એક આચારવિચાર બેને,
એક અહંકાર[2]–તારામાં હું મારો ખોઉં છું;
આવેશ ઉદ્દેશ એક, વિશેષ કહું શું બીજું?
ઐક્ય–અવલોકનમાં ચિત્ત ચટ્ટ પ્રોઉં છું;
ઉમંગતરંગે ઉછળાઈ, હું સમુદ્ર આંહિં,
શાંત સુવદન તું શશિ ઉપર મોહું છું. ૨

શી એ મિત્રતા જ? જેમાં જોઈ ન જુદાઈ કાંઈ;
ભલી જ ભલાઈ, ભાઈ! તારીથી તણાઉં છું;
ત્રાહિ ત્રાહિ જગત તવાઈથી પોકારતો હું,
આવી તારી શીતલ છાયાતળે ભરાઉં છું;

૧ કુદરતી, ઈશ્વરી. ૨ પોતાપણું.

શાંતિ શીખવી તું નિવૃત્તિયે મન શુદ્ધ કરે:
એ તારા અપાર ઉપકાર નિત્ય ગાઉં છું;
મિત્રનું ચરિત્ર ચિત્ર અલ્પ આ ચિતારી અત્ર,
એકત્ર સંગાથ તું બની પવિત્ર થાઉં છું. ૩

શા હું તારા હૃદયવિસ્તારના વિચાર કરૂં?
કેમ વર્ણવું વીરા! ગાંભીર્ય મુખારવિંદનું?
કેમ અને ક્યારે તારે મારે પ્રીતિપાસો પડ્યો?
હું ગુર્જર ગુંજકર,[૧] તું કમળ સિંધનું.
ધન્ય મિત્રતા એ, સગા ભાઈથી સવાઈ એવી;
દયારામમાંહિં[૨] દેખું દયા મધ્યબિંદુ હું;
ના ના, એ ભાટાઈથી[૩] સુગાઈ કાં ભરાઈ જાય?
તારામાં શમ્યો હું તો, તું પોતે પણ હું જ છું! ૪

(સંસારિકા)

---

## દેનાર–દાતા

(રોળાવૃત્ત)

દે દે દે દાતાર! દેઈ તું શું દેવાનો?
દે સર્વસ્વ સુમાર, એક દઈ સો લેવાનો.
દોલતનો બહુ ભાર, સાથ લઈ ક્યાં ફરવાનો?
પાછળ મૂકી સંસાર, આવ્યો તેવો જ જવાનો. ૧

---

૧ ભમરો. ૨ દયારામ ગીદુમલ્લ. ૩ ખોટી સ્તુતિ.

સહુ સુખોનો સરદાર, ભાર ઝીલે બીજાનો;
થઈ દુઃખોનો આધાર, પુણ્યનાં ભરશે વ્હાણો;
દાતાગૃહ નહિ દ્વાર, ભલે ભંડાર લૂંટાણો;
ખાલી કેમ થનાર, કામધેનુનો પાનો ? ૨

દાતા દેવ–અવતાર, લોભ શો વધુ રાજાનો ?
મોટું મન કરી હાર,[1] હારી અંતે જીતવાનો;
દેતાં શી દરકાર ? રાય રંક અચકે શાનો ?
તુજ મુજ એ અધિકાર, સર્વ નાનાં મોટાંનો. ૩

(સંસારિકા)

---

## લેનાર

(રોળાવૃત્ત)

લે લે લે, લેનાર ! લેઈ તું શું લેવાનો ?
લેતાં થાકીશ યાર ! એક લઈ દશ દેવાનો.
લેવું પાપ અસાર, ભાર માથે રહેવાનો,
બળ્યો ઋણી અવતાર, હસે ઋણુથી તું શાનો ? ૧

કરજ ગરમ અંગાર, જન્મ દાઝી મરવાનો,
બીજે ભવ નહિ પાર, ઉષ્ણુ જળ કયમ તરવાનો ?
માનવ ! મન નિજ માર, ગરજનો કર નહિ નાનો,
વખત આવશે ત્યાર હાથ લાંબો કરવાનો. ૨

૧ આપ.

ભાગ્યહીણુ લેનાર! ઋણુ કહું રાહુ[1] ઘણાનો,
મંગળ[2] મારે ઠાર, કાળજે ઘોંચ્યો પરાણો.
માટે તજ આ વાર, છંદ લક્ષ્મીસેવાનો,
લેનારો લાચાર, લેઈને ક્યાં રહેવાનો. ૩

( સંસારિકા )

---

## દુનિયા–મતલબની

( પદ–રાહ કબીરી )

"સંગત મત કરના ખોટી, દુનિયા ઉલટી હય જૂઠી,–" એ ચાલ.

દુનિયા મતલબની, મતલબની,
કિસબણુ ગતમાં રમે કિસબની. દુનિયા૦ ૧

મતલબ માયા કરે મુરબ્બી, વધુ મેળવવા સેવા,
મતલબનો માર્યો તું સેવક, ઝુંસરી ઘાલ સાહબની.
દુનિયા૦ ૨

મતલબ છે ઉપકારનો ઉભરો, નવી નવાજશ લેવા,
મતલબ છૂપી નેમ ઘણાંમાં અંદાજા ને અદબની.
દુનિયા૦ ૩

---

૧ ચંદ્રને જેમ રાહુ ઘેરે છે અને તેથી ચંદ્રનો પ્રકાશ પૃથ્વી ઉપર આવતો અટકીને ચંદ્રગ્રહણુ થાય છે, એવી જે લોકમાન્યતા છે, તેમ દેવું પણ મનુષ્યના પ્રકાશને ઝાંખો પાડે છે.

૨ મંગળને જ્યોતિષશાસ્ત્રમાં ક્રૂરગ્રહ અને મારક ગણેલો છે, તેમ જ દેવું પણ મારક છે.

મતલબ નહિ બનતી એ બનાવે, અન્ય શા લેવાદેવા?
મતલબ ઘુસી ગંધાતી ઘોરમાં, ચાટે છે લબ[1] શબની.[2]
દુનિયા૦ ૪

બહુ બહુ સુખ સંસારે ચાખ્યાં,—સહુ મતલબના મેવા,
બીનમતલબનો એક જ—બંદા કર બંદગી તે રબની.
દુનિયા૦ ૫
(અનુભવિકા)

## કરણી કરશે સજા

(૫૬)

કરણી કરશે સજા, જીવ! તને કરણી કરશે સજા.

વીજળીથી વધુ વેગે ઉડતી, દેવધર્મની એ ધજા;
જીવ! તને૦ ૧

કર્મ, નસીબ કે ભાગ્ય કાંઈ નહિ, પણ કરણીની કજા;
જીવ! તને૦ ૨

દેવ, દેવી, સુર, અસુરતણાં પણ કરણી કોરે કાળજાં;
જીવ! તને૦ ૩

ઋષિ, મુનિ, યોગી વશ કરણીને, ત્હારી મ્હારી શી ગજા?
જીવ! તને૦ ૪

કરણી તેવી જ પાર-ઉતરણી, શું કરે સંધ્યાપૂજા?
જીવ! તને૦ ૫

૧ લાળ; થુંક. ૨ મુડદું; મુવેલાની લાસ.

ઓળો[1] થઈ ફરતી તુજ પાછળ રહે કરણી કુબજા.[2]

જીવ! તને૦ ૬

નહિ છોડે પૂઠ જે પકડેલી, કરણી તજે તો તજા;

જીવ! તને૦ ૭

પલકારે પૂઠ પકડે પિશાચણી, એને શી પૂૅછવી રજા?

જીવ! તને૦ ૮

ઘસડી ગઈ ભલા **ભી**મસેનને, ભલે તું જા કે ન જા.

જીવ! તને૦ ૯

દુઃખ પાપપરિણામ સમજજે, પાપે સૃજ્યો હુંજૅ સૃજા.

જીવ! તને૦ ૧૦

આ ભવના વિકરાળ વમળમાં મુંગૉ મુંઝવણુથી મુંઝા.

જીવ! તને૦ ૧૧

બકરી સમ દીસે કરણી, પણ ભૂૅખૉ સિંહણ, નહિ અજા.[3]

જીવ! તને૦ ૧૨

ચેત જીવ! કરણીના કોપથી કંપે જન સહુ પ્રજા.

જીવ! તને૦ ૧૩

તુજ પાપે નહિ મરીશ એકલો, મરશે બીજા ત્રીજા[4]

જીવ! તને૦ ૧૪

પાપપીડિત પામર હું પુકારૂં—પ્રભુ! મમ રાખો લજા;

જીવ! તને૦ ૧૫

(અનુભવિકા)

---

૧ Nemesis? ૨ બદસુરત ઓરત. ૩ બકરી. ૪ તારી બીજી અને ત્રીજી ઓલાદ; દુઃખ દરદ તેમ પાપવૃત્તિ પણ ઓધે ઉતરે છે.

## કરણી પાર ઉતરણી

( ૫૯ )

કરણી પાર–ઉતરણી, મનવા! કરણી પાર-ઉતરણી.

કરણી મોક્ષમંદિરને[૧] મળવા, પૂલ, નાવ[૨], નીસરણી;
મનવા! ૦ ૧

મુક્તિમ્હેલ સમુદ્ર–ઉદરમાં,[૩] ઊંચી બહુ જ ઉભરણી.
મનવા! ૦ ૨

જળ તોફાની, વાવાઝોડાં, શું કહું ગતિ સાગરની?
મનવા! ૦ ૩

પૂલ પતંગ પાંખોથી નાજુક, ફિકર અધિક સફરની.
મનવા! ૦ ૪

ગજ[૪] મોજાં ને ગાજવીજ જ્યાં, ગજા શી રહે દાદરની?
મનવા! ૦ ૫

રાત અંધારી, તો પણ અહિં તહિં, ચટક પડે ચાંદરણી.
મનવા! ૦ ૬

શો દારૂણ દેખાવ! હાય! છાતી ફાટે પથ્થરની.
મનવા! ૦ ૭

વિષભર્યા દવ સાગરવચ્ચે, શી શક્તિ મચ્છરની?
મનવા! ૦ ૮

---

૧ મોક્ષ=મુક્તિ, જીવનો છૂટકો થાય તે. ૨ મછવો. ૩ પેટ.
૪ હાથી જેવાં.

ક્ષણભંગુર[1] સાગરમધ્યે આ ક્ષણ ત્હારી આખરની.
મનવા ! ૦ ૯

સમજ માનવી ! જીંદગી એવી શુદ્ધ ઉદ્દેશ[2] વગરની.
મનવા ! ૦ ૧૦

કેમ તરે ભવસાગર, ભોળા ! મૂકયા પછી આ ધરણી ?
મનવા ! ૦ ૧૧

માગી લે ઈશ્વરમાયા ઝટ, સતત[3] તે અમૃતઝરણી.
મનવા ! ૦ ૧૨

શુદ્ધ ઉદ્દેશ ને શ્રદ્ધા[4] નહિ ત્યાં સ્થિતિ શી નારીનરની ?
મનવા ! ૦ ૧૩

કરણીની બલિહારી અંહિ એ નિજ અનુભવથી વરણી.
મનવા ! ૦ ૧૪

( અનુભવિકા )

---

## ઉલટી સુલટી દુનિયા

( મન ! તું મેલ જૂઠ જંજાળ, માથે ભમે અચાનક કાળ;"—એ ચાલ )

દુનિયા ઉલટ સુલટ છે ખેલ, સાટું મુક્તિનું મુશ્કેલ.

સુણને ડાહ્યા ! ગંદી કાયા, માયાના શા મેળ ?
વૈભવ તાણે, મ્હેર ન આણે, તાણે તાણા રેલ. દુનિયા૦ ૧

તું મુજને, હું તુજને, તારો હું, મારો તું જાણ;
સ્હાય કર્યે જગમાંય દુઃખીને, થાય ખુશી ભગવાન દુનિયા૦ ૨

---

૧ એક પળમાં ભાગી જાય તેવી. ૨ હેતુ; મતલબ; મનસુબો. ૩ હમેશની. ૪ વિશ્વાસ; એકીન.

મ્હેલો આંટો કહાડે કાંટો, ફાંટો માનવ! છોડ;
ફાંટે રાજા થયા ફકીરો, રજપૂતો રાઠોડ. દુનિયા૦ ૩

દયાદીવો લઈ હાથ દિવાના! શોધ મુક્તિનું દ્વાર;
માટી મિલકત દાટી દઈ તું, સ્વર્ગસુખ સ્વીકાર. દુનિયા૦ ૪

સદા કશું નહિ ટકે જગતમાં, જે આવે તે જાય;
ભગવત રૂઠ્યે, દેવો ઊઠે, નહિ કાં ઊઠે રાય? દુનિયા૦ ૫

જીંવ પરપોટો જેવો ફૂટ્યો, ઝાલે ટોટો કાળ;
બની દિવાનો ધ્રૂજે શાનો? ઉત્તર સીધા વાળ. દુનિયા૦ ૬

ઉત્તર દે કો અલ્પ વીરલા! તું શો દેશે જવાબ?
કહાડી પોટલી, ધરી ચોટલી, માગે જમ હિસાબ. દુનિયા૦ ૭

મનમાં ચેતી, ત્યાગ ફજેતી, કર દુખીયાંને સ્હાય;
દુઃખ દુનિયાંમાં ઓછાં કરવા, માનવ ઉત્પન્ન થાય. દુનિયા૦ ૮

દાન કરે તે દેવાં પેટે, જમે કરે જમરાય;
તેં તો તારી ટેક જાળવી, જગત બધું જશ ગાય. દુનિયા૦ ૯

અરસપરસનો ભાવ સ્વાભાવિક, ફરજ બધાંને શીર;
અરજ કરે બ્હેરામ, ગરજ છે, ફરજ બજાવો વીર! દુનિયા૦ ૧૦

(નીતિવિનોદ)

## દુનિયા—ગતની નહિ, સતની

(૫૬)

દુનિયા ગતની નહિ–કહું, સતની;
સમજ રે ચાર દિવસના વતની! દુનિયા૦

ગતિયા ગતમાં લોટ ગમે તો, સટરપટર કર સોદા;
ગતની ગટરમાં ગોથાં ખાતાં, ધૂળધાણી જ વખતની. દુનિયા૦ ૧

સતનો ધોરી રસ્તો સિદ્ધો, સુગંધી ને અજવાળો;
ગતની ગલી દુર્ગંધી, આડી અંધારી છે વિપતની. દુનિયા૦ ૨

સત બરકતની શી બલિહારી! જગત લિયે સૈયારી;
ગતનાં ચેડાં છોડ, ચતુર! કહું, છૂંદઈ થાશે ચટણી. દુનિયા૦ ૩

સતિયા! ઝટ સત્સંગ કરી લે, તજી ગતનું અભિમાન;
ગત ગણિકા છે અસતની, ભાઈ! કપટ પતિની પત્ની. દુનિયા૦ ૪

ગથલમથલમાં ગર્થ ગુમાવે, ગરજ વિના કાં ઘેલા?
દુઃખ દઈ દુઃખમાં ડુબે તું પોતે, બળી એ ટેવ તર્કટની. દુનિયા૦ ૫

ગત મદિરાના વ્યસનથી બૂરી, પડી ટેવ નહિ જાયે;
મદિરા ને જુગટાં પેઠે તે, લાજ લૂંટે લટખટની. દુનિયા૦ ૬

સિંહ હાથી સમ પ્રૌઢ પ્રાણી સહુ હિમતે હકુમત ચલવે;
તુચ્છ, તરકટી, આડી અવળી એ રીતિ કહું મર્કટની. દુનિયા૦ ૭

ગતિયા! સતિયો થા ને સમજી, હજી ઘણું નહિ મોડું;
ફોકટ મનખો કાં તું ગુમાવે, મુક્તિ વેચી મફતની? દુનિયા૦ ૮

(અનુભવિકા)

## દુનિયા—હજી ભલી

(પદ—ધન્યાશ્રી)

('નિર્ધનકો ધન રામ, હમારો નિર્ધનકો ધન રામ;—એ ચાલ)

દુનિયા ભલી, હજી બહુ ભલી; રે કાયર[1]! કાં કંટાળે વળી?
શાં કંટાળી કાર્ય કીધાં સિદ્ધ, સાપે છછુંદર ગળી.
રે કાયર!૦ ૧

મરવું ગમે નહિ, જીવવું ન સૂઝે; ઢચુપચુ જીંદગી એ બળી.
રે કાયર!૦ ૨

કંટાળો કાયા કરી નાંખે, છતી આંખે આંધળી?
રે કાયર!૦ ૩

મન મુંઝવે, જીવ જોખમ અંદર જરીજરીમાં જઈ હળી.
રે કાયર!૦ ૪

કંટાળો આળસનું મૂળ, કહું, તેથી શી વિપત્તિ ટળી?
રે કાયર!૦ ૫

કર્મધર્મ, પુરુષત્વ બુરાડે, ભૂલી આગલી પાછલી.
રે કાયર!૦ ૬

કહાડ, અલ્યા! કંટાળાઝુંસરી, તે આયુષ્ નાંખે દળી.
રે કાયર!૦ ૭

ધાલ[2] ઉદ્યમનું કવચ[3] ચળકતું, કહાડ આળસકાંચળી.
રે કાયર!૦ ૮

---

૧ કંટાળી ગયલો, A pessimist. ૨ પેહેર. ૩ બખ્તર.

ધસ દુનિયાના કાર્યક્ષેત્રમાં,[1] લઈ આશાવાંસળી.
રે કાયર!૦ ૯

રાખ શ્રદ્ધા એ કાર્યશક્તિપર, રહે સતશું હળીમળી.
રે કાયર!૦ ૧૦

તું જો ભલો, જગ ભલું જણાશે; લે રૂડી કીર્તિ રળી.
રે કાયર!૦ ૧૧

કરને ભલાઈ થોડી ઘણીએ, ફૂલ નહિ ફૂલની કળી.
રે કાયર!૦ ૧૨

એ જ સુખ, એ ખરૂં શૂરાતન, સફળ એ પુષ્પાંજલિ.[2]
રે કાયર!૦ ૧૩

એ છે સાર્થક, એ જ સમર્પણ, શુભ એ જીંદગી ફળી.
રે કાયર!૦ ૧૪

(અનુભવિકા)

---

૧ કામના મેદાનમાં. ૨ હાથના ખોબામાં જે ફૂલ—દેવને અર્પણ કરવાનાં—તે.

# નામાંકિત મનુષ્યો સંબંધી

## શ્રી વિજયાદેવી*

( ૫૬ )

જીવો રે બાળગોપાળ, જુગજુગ જીવો રે બાળગોપાળ !

વિજયાલક્ષ્મી, ધર્મસુરક્ષિણી; વાધો વંશ વિશાળ;

જુગ જુગ૦ ૧

સુશીલ સુવદની, પુત્રી પદ્મિની; જનનીં જનક જીવ વ્હાલ;

જુગ જુગ૦ ૨

ભક્તભગિની, સખી દુઃખહરિણી; મિત્રમંડળ નિજ ન્યાલ;

જુગ જુગ૦ ૩

સતીશિરોમણી, સત્યપ્રકાશિની; દીપો નિશદિન કાળ;

જુગ જુગ૦ ૪

બ્રહ્મચારિણી, ભારતતારિણી; દેવી દીનદયાળ;

જુગ જુગ૦ ૫

દીર્ઘાયુષિણી, સહુ સુખવર્ષિણી; અનાથ-વિધવા-ઢાલ;

જુગ જુગ૦ ૬

( સંસારિકા )

---

* મહારાણી વિક્ટોરિયા.

## પ્રિન્સ ઑવ્ વેલ્સનો મંદવાડ અને તેનું ચમત્કારિક રક્ષણ

(ઝુલણા છંદ)

સર્વવ્યાપક પિતા! આપ અણદેખીતા,
　રાણીજાયો અમારો ઉગારો;
સ્વામીના વિરહથી, શોકમાં બૂડતી,
　માતને શીશ આશિષ ઉચ્ચારો!
દુઃખસાગર વચ્ચે, કોણ બળિયો બચે?
　નહિ મળે સ્હાય જેને તમારી;
હાલ જયજય થયો, કાળ પાછો ગયો,
　સ્થિતિ રાણીની ઈશ! તેં વિચારી. ૧

મોતની ચોટથી, જીંદગી ઓટથી,
　વૈદ્ય સર્વે ગયા હામ હારી;
સૂર્ય ઝાંખો પડે, ચંદ્ર ગ્રહણે નડે,
　રાણી રોવે અતિશે અમારી.
બંદગી કારણે, ઘંટડી ગણગણે,
　થઈ રહ્યો જગતમાં શોર ભારી;
હાલ જયજય થયો, કાળ પાછો ગયો,
　સ્થિતિ રાણીની ઈશ! તેં વિચારી. ૨

લોક આ સાંભળી, દેશદેશે મળી,
　સત્ પ્રજાધર્મ આજે બતાવે;

વૃદ્ધ નાનાં બહુ, રંકરાણા સહુ,
બંદગી મંદિરોમાં પઢાવે.
આંખ પાણી વહ્યાં, સર્વ દુખિયાં થયાં,
ખુલી સુખની ન રહી એક બારી;
હાલ જયજય થયો, કાળ પાછો ગયો,
સ્થિતિ રાણીની ઈશ ! તેં વિચારી. ૩

માત બાળક મૂકી, બાપ ધંધો ચૂકી,
દેવળે સ્હાય માગે પુકારી;
છાતી ગાઢી કરી, પ્યારી રોતી ફરી,
સ્વામી અકળાટથી હાય મારી.
ભાઈબ્હેનો ડરે, માત જોયાં કરે,
હે પ્રભુ! તું ન કરતો ખુવારી !
હાલ જયજય થયો, કાળ પાછો ગયો,
સ્થિતિ રાણીની ઈશ ! તેં વિચારી. ૪

ધ્રૂજતો કાંપતો, વિપતથી હાંફતો,
તાકી કાસદ ભણી તું નિહાળી;
ધારીને ધ્યાનમાં, મોતના કાનમાં,
બોલિયો, “રાજનો કોણ વાલી?”
આ અરજથી ટકી, શત્રુથી ઠાવકી,
સાચવી જીંદગી જે જનારી;
હાલ જયજય થયો કાળ પાછો ગયો,
સ્થિતિ રાણીની ઈશ ! તેં વિચારી. ૫

સ્થળસ્થળે સ્નેહી રહી, પળપળે જોઈ જઈ,
  ટળવળે રોઈ આ દુઃખ વિશાળે;
આશ શેની બળી? વિપતની વાદળી,
  આવી ચઢી ઓચિંતી આજકાલે.
હર્ષની શી મણા? મોતચિંતા ફના,
  રાત દુઃખની દુઃખી તેં ગુજારી;
હાલ જયજય થયો, કાળ પાછો ગયો,
  સ્થિતિ રાણીની ઈશ! તેં વિચારી. ૬

મોતનો સ્વાદ લઈ, તું સજીવન થઈ,
  દઈ જીવન જનનીને તો હસાવે;
યમ ગયો જો લૂંટી, દોરી ભવની તૂટી,
  રોતી રાણી રુદનમાં ફસાવે.
કષ્ટને આ સમે, સ્હાય પામ્યાં અમે,
  ઈશ! આભારી રાણી અમારીઃ
હાલ જયજય થયો, કાળ પાછો ગયો,
  સ્થિતિ રાણીની ઈશ! તેં વિચારી. ૭

હર્ષને ઊભરે, મન ઠર્યું નવ ઠરે,
  કેમ અભિનય શમાવ્યો શમાયે?
માત હૈડું હસે, નાથ! તું બહુ કસે,
  પણ ઘસ્યાથી નહીં તન ઘસાયે.
નયન નિરખાવિયાં, લોક મન વારિયાં,
  શુદ્ધ કરી, કષ્ટ આરે નિખારી;

હાલ જયજય થયો, કાળ પાછો ગયો,
 સ્થિતિ રાણીની ઈશિ ! તેં વિચારી. ૮

અચળ થઇને રહ્યું, કુળ જેણે સહ્યું,
 પણ કહ્યું નહિ મુખે વેણ કડવું;
શરણ ઈશિને ગયે, મરણ મૂકી કહે,
 ' આજ હસવું થયું, કાલ રડવું.'
સહન ધીરજે કર્યું, મોત પાછું ફર્યું,
 થયું જ રક્ષણ મહા ચમત્કારી;
હાલ જયજય થયો, કાળ પાછો ગયો,
 સ્થિતિ રાણીની ઈશિ ! તેં વિચારી. ૯

દેશ કીર્તિ રહી, કુળ છાયા થઈ,
 શીરછત્ર પ્રિયાને વિરાજે;
"પાટવી બહુ જીવો, પાટવી બહુ જીવો,"
 એ અવાજો ગગનપાર ગાજે.
શુભ આ ટાંકણે લોક ભક્તિ ભણે,
 શહરમાં હર્ષની ચાલી સ્વારી;
હાલ જયજય થયો, કાળ પાછો ગયો,
 સ્થિતિ રાણીની ઈશિ ! તેં વિચારી. ૧૦

સૌ થવાનું થયું, નામ તો રહી ગયું,
 વહી ગયું વેર વેરી બુરાનું;
સૂર્ય અસ્તે રૂએ, ઉદય પાછો જુએ,
 ને હસે રાજ બ્રિટિશ પુરાણું :

શોક લોકોતણો, જે વધ્યો શતગણો,
  જોઇ તે સ્તુતિ ઈશ! તેં સ્વીકારી;
હાલ જયજય થયો, કાળ પાછો ગયો,
  સ્થિતિ રાણીની ઈશ! તેં વિચારી. ૧૧

મોતમુખથી બચી, ભવ ફરીને રચી,
  તું જીવ્યો જેમ પુનરાવતારે;
તેમ સઘળી વિપત, ટાળીને, લઈ તખત,
  જીવજે જગ વિષે સુખ વધારે:
બાર છંદો શૂરા, ગાય જે કો પૂરા,
  સંકટે હામ ધરશે બિચારા;
થઈ પડે કામનાં વેણુ બ્હેરામનાં,
  નાથ દુઃખમાં નહીં છોડનારા. ૧૨

(નીતિવિનોદ)

---

## વિલ્સનવિરહ અને માતાશોક

(રોલા વૃત્ત)

અનાથ વંઝારાંડ, પનોતી મુજપર બેઠી;
છાતી ફાટી જાય, સરાસર દુઃખની હેઠી! ૧

એક પુત્રનો શોક કરી હું નહિ પરવારી,
બીજે તેટલામાંય શોકઓવારે ઉતારી. ૨

આ તે શા ઈશ! દોષ? વિયોગે બની હું ઘ્હેલી;
પુત્ર વિના અવતાર, કપાળે કાળી ટીલી! ૩

મરી મરીને મરે, સપુત સૌ વ્હાલા મારા;
અમૃતની શી આશ? થયા ભવ હવે અકારા.   ૪

અરે કાળ વિકરાળ! સહજાનંદે* શું કીધું?
કિયા જન્મનું વેર, નમેરા! તેપર લીધું?   ૫

બુદ્ધિપ્રકાશ વિશાળ, કાળ! તને કેમ અકારો?
જાણે ખરીદે ક્રૂર! બુદ્ધિહત્યાનો ઇજારો!   ૬

વલ્લભકુળ મુજ ગોત્ર, વિષયવમળે વહ્યો જાતા,
રચી કપટ પાખંડ, વિષયસાગરમાં ન્હાતા.   ૭

સજી નીતિવૈરાગ્ય, સ્વામીનારાયણ ત્યારે,
સહજ ઉતારે પતિત બંધુ સદ્ધર્મકિનારે.   ૮

* **સહજાનંદ** ઉર્ફે **સ્વામીનારાયણ** એક મહાપ્રતાપી અર્વાચીન હિંદુ સુધારાવાળો અને **વલ્લભપંથનો** અચળ વેરી. એને એના શત્રુઓએ બહુ સતાવ્યો; તેમાં જ્યારે **બાવા લોલંગર** (લોઢાના પટાવાળા)નો ત્રાસ એનાથી ન સેહેવાયો, ત્યારે ગોવિંદરાવ ગાયકવાડની પનાહ પકડી. પણ ત્યાંથી એને લઈ જઇને કેદ રાખવામાં આવ્યો. એથી લોકોનો **સ્વામી** તરફ એટલો તો સમભાવ ઉશ્કેરાયો કે એના વેરીને એને છૂટો કરવાની જરૂર પડી. આ સુધારાવાળાના પંથની એક ખરી ખુબી એ હતી કે ગમે એવા નીચ વર્ગના માણસને પણ તે પોતાના પંથમાં લેતાં આચકો ખાતો ન હતો. કહે છે કે એના મ્હોંની વાણી સાંભળીને લાખો લોક એની સાક્ષાત્ પૂજા કરતા. જ્યારે એના મરણના સમાચાર જાહેર થયા ત્યારે એક મોટો, કાળજું વિંધી નાંખે એવો અને કડવો રણકાર આખા ગુજરાત વિષે ફેલાઈ ગયો હતો.

હેન્રી જ્યૉર્જ બ્રિગ્સ.

બ્રહ્માનંદ[1] શિષ્ય હવે, હૃદયશાંતિ ઉપજાવે,
બ્રહ્માનંદ[2] સુસ્વરે, સર્વ મન વિષે વસાવે. ૯

મળે ન શોધ્યા હાય! પુત્ર એવા માનીતા,
સહજાનંદ ઉપદેશ, બ્રહ્માનંદ ગરવી ગીતા. ૧૦

રામમોહન[3] પણ લીધો, હિમાલય હિમ્મતફેરો,
સફળ કીધો જે વીરે જગતમાં તેનો ફેરો. ૧૧

કહે હે નિર્દય કાળ! ભાઉ[4] ક્યાં મારો ઉદાસી,
જેના જન્મપ્રસાદ થકી કુખ મારી હાસી. ૧૨

---

૧ બ્રહ્માનંદ—સ્વામીનારાયણનો માનીતો ચેલો અને ઇષ્ટ મિત્ર. તે એક ઊંચી પાયરીનો સંસ્કૃત ગ્રંથકર્ત્તા હતો, અને પરોપકારી સ્વભાવ અને વિનયમાં તો વિરલો જ હતો. વળી તે એક કવિ હતો. એનાં કવનો ઇત્યાદિ હજી પણ ધર્માવેશ સહિત ગાવામાં આવે છે. એનાં પદોની ઢબછબ અતિ મધુરી છે. અકાળ મોત આવવે આ તેજસ્વી જીંદગીનો છેડો જલદી આવી ગયો.

હેન્રી જ્યૉર્જ બ્રિગ્સ.

૨ બ્રહ્મમાં નિમગ્ન થવાથી ઉપજતો આનંદ.

૩ રાજા રામમોહન રાય—કલકત્તાનો એક મહાવિદ્વાન. 'સતી'ના ભયભરેલા ચાલ સામે એણે પ્હેલી બાથ ભીડી હતી. તે સિવાય તેણે બીજાં ઘણાં પ્રતાપી સુધારાનાં કામો કર્યાં હતાં. બ્રહ્મોસમાજ નામનો નવો પંથ જે હાલ ફેલાવા માંડયો છે, તેના પ્રારંભનું માન રામમોહન રાયને છે. તે ઘણાંક વર્ષ વિલાયતમાં વસ્યો હતો, અને ત્યાં જ દેહ મૂકવાથી તે જ ભૂમિ વિષે દફનાયો હતો. એને ઘણાક વિદ્વાન અને પરોપકારી અંગ્રેજો જોડે મોટી મિત્રાચારી હતી. વિશેષે એને મિસ કારપેન્ટર તથા તેના પિતા, તેમ જ મીસ કાસ્તલ સાથે ઘરવટ જેવું હતું. એ મહાપુરૂષને એની જાતે બહુ વગોવ્યો હતો, પણ આજે કદાચ તેમના વંશજો એના નામની પૂજા કરતા હશે. એનું ચરિત્રવર્ણન મિસ કારપેન્ટરે ઇંગ્રેજીમાં રચ્યું છે, એ વાંચવું એ દરેક આર્ય જનનો ધર્મ છે.

૪ ભાઉ દાજી.

જેના બુદ્ધિબળે નાશથી મને ઉગારી,
તે ક્યાં ગયો વિદુર, પુત્ર મારો જયધારી? ૧૩

ક્યાં છે કૃષ્ણ[1], હે કાળ! પ્રતાપી મારો પનોતો,
જેની હામથી હસ્યો ગુર્જરોનો ભવ રોતો. ૧૪

રળ્યો માન મનગમ્યાં, વસીલો કીધો સારો;
નહિ ભોગવવા રહ્યો, સપુત મારો દુખિયારો! ૧૫

આવા આવા પુત્ર ગયો યમ લઇને ન્હાસી;
રહ્યોસહ્યો વળી લીધો, વૃદ્ધ દુર્ગો[2] સંન્યાસી. ૧૬

પુત્ર ગયા એ પેર, તોય રહ્યો નાંખ્યો નિસાસો;
ધન્ય એ સમયે દીધો, પારકાઓએ દિલાસો. ૧૭

દત્તક મારા જોન્સ[3], ફાર્બસ[4] ને વિલ્સન જેવા,
સ્હેજે નહિ વર્ણાય તેમની નિર્મળ સેવા. ૧૮

---

૧ કરસનદાસ મૂળજી.

૨ મેહેતાજી દુર્ગારામ મંછારામ.—આ ગરીબ પણ વ્યવહારકુશલ વૃદ્ધ સુધારાના સાથીનાં જેટલાં વખાણ કરીએ તેટલાં થોડાં છે. એની જાહેર હિંમત બેહદ હતી. માણસની મોટાઈ તેની દોલત અથવા વૈભવમાં નથી શમી, પણ તેના ઉપયોગીપણામાં; અને જો એમ જ છે તો દુર્ગારામ મેહેતાજી જેવા મહાપુરૂષો સુરતમાં થોડા જ થયા હશે. મેહેતાજી વૃદ્ધ અવસ્થામાં સંન્યાસી થયા હતા. એમનું ચરિત્રવર્ણન રા. રા. મહીપતરામ રૂપરામે પુસ્તક દ્વારા પ્રજાને નજર કર્યું છે. એટલે દુર્ગારામજીનો જીવ ખરે ગતે પડયો, એમ જાણવું.

૩ સર વિલ્યમ જોન્સ—કલકત્તાનો એક વડો ન્યાયાધીશ, એક મહાતેજસ્વી ભાષાજ્ઞાની અને આર્યજનમિત્ર.

૪ એલેકઝાન્ડર કિન્લાક ફાર્બસ—ગુજરાતનો એક ધરમાતુ હાકેમ અને ગુજરાતી ભાષાનો એક મોટો આશક. મરનાર ગુર્જરમિત્રનું એક અલ્પ-

અમર રહો એ નામ, ગરજ પુત્રોની સારી,
પ્રસારી બુદ્ધિતેજ, ટેક જળવાવી મારી. ૧૯

જોન્સ, ફાર્બ્સ હા ગયા, રહ્યો છેલ્લો પૂજારી,
ગત મારી સચવાઈ; હાય! હવે જીવવું ભારી. ૨૦

નીતિવાન મુજ પુત્ર, સત્યવાદી બોલકણો,
ભજવ્યો મુજ અવતાર, લાભ લઈ સઘળી તકનો. ૨૧

અસીલ ને ગુણવાન, મિત્ર એ રાયરંકનો,
વીશમુખી વિદ્વાન, નગીનો પ્રથમ અંકનો. ૨૨

દિયે સૂર્ય જ્યમ તેજ, જગતવાસી સઘળાંને,
તેમ દિયે સુખદાન, વીર એ ભૂંડાંભલાંને. ૨૩

આયુષ્યમાં થઈ ઓટ; હાય! આ ભર સિંધુનાં,
ભવપાણી ખૂટી ગયાં, દિગંબર દીનબંધુના. ૨૪

ખરા કર્મના ફેર, નાથ! આ કેવી ફજેતી?
એક જ રહેલો ગયો, મોઇ હું જીવતી રહેતી! ૨૫

(સાખી)

થયા કરમના ફેર રે, ગયા સપુત સંતાન;
નાથ! નિભાવ વિયોગમાં આ કડવાં વરદાન! ૨૬

(વિલ્સન વિરહ)

---

ચરિત્ર ગુજરાતી પદ્યમાં ફાર્બ્સ વિરહમાં કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈએ લખ્યું છે. એ કવન કવિ તેમ જ તેના નાયક એ બંનેને શોભા આપનાર છે. અને તેમાંના કેટલાક વિચાર સો વખત વાંચ્યા પછી પણ વાંચવા ગમે એવા છે.

## સુરત મિશન સ્કૂલના ઉપરી પાદરી ડિકસનનું મૃત્યુ

( ભુજંગી છંદ )

અરે મોત! ખુની બન્યો તું દયાનો,
અદેખો, અરિ, દુષ્ટ આ દુનિયાનો;
ખુનો તું કરે તો કરી લે વિચારી,
અરે! માત વિદ્યા રુવે છે બિચારી. ૧

સપૂતો મરે જાણું તારે જ શાપે,
કપૂતો પીડાયાં કરે આપ પાપે;
મદે અંધ થૈ તું કરે છે ખુવારી,
અરે! માત વિદ્યા રુવે છે બિચારી. ૨

સુધારાની હોડી સમુદ્રે જ ફેંકી,
લખો કોશ છેટે કરો આપ નેકી;
રૂડાં હિત સાટે દુઃખો વેઠી ભારી,
અરે! માત વિદ્યા રુવે છે બિચારી. ૩

ગરીબો ભણાવે સુનીતિ શિખાવે,
પશુ બાળને જે ઘડીમાં રીઝાવે;
ગયો સ્વર્ગ સાધુ ખરો ઉપકારી,
અરે! માત વિદ્યા રુવે છે બિચારી. ૪

નહીં માનવી કહે અહિંયાં જીવાયે,
ખરો માનવી તો ઘણુંયે રીબાયે;
ભલા દૂત! તેં જીંદગી પાર તારી,
અરે! માત વિદ્યા રુવે છે બિચારી. ૫

કહે સ્વર્ગવાસી ધરી હામ હૈયે,
'નિરાંતે સદા સૃષ્ટિમાં શીદ રહિયે?'
વિયોગે પીડાયે ધણીહીન પ્યારી,
અરે! માત વિદ્યા રુવે છે બિચારી. ૬

( દોહરા )

મનુષ્યને બે દુઃખ છે, પાપ અને જંજાળ;
ભલાઈ થોડું જીવશે, તેનો દુશ્મન કાળ. ૭

રેવરંડ ડિકસન! તું તો પૂરણુ જ્ઞાની બાળ;
તુજ સરખા અશરાફની પાછળ લાગ્યો કાળ. ૮

રાંક કબૂતર તુજ ઉપર તાપ ચઢયો વિકરાળ;
બકરાંને ઘસડી જવા, ચૂક્યો ન કપટી કાળ. ૯

ઉગતું ઝાડ ઉડી ગયું, શી ગત તારી ડાળ?
મિશન સ્કૂલ રાંડે રખે, તેં શું કીધું કાળ! ૧૦

દેવદૂત ડિકસન ગળ્યો, સુરત શહેર એ આળ;
યશવંતાનો નાશ તું, કુળવંતાનો કાળ. ૧૧

જમડા! તારા ભોગપર, ધીરજથકી નિહાળ;
સૌ બૂજે ડિકસન! તને, પણ નવ બૂજે કાળ. ૧૨

( નીતિવિનોદ )

## મ્હેલો નેપોલિયન બોનાપાર્ટ

( દોહરા )

નિર્જર નર નેપોલિયન! શૂરવીર સરદાર;
સુકુમાર તું દૈવનો, સિંહાસનદાતાર. ૧

વેરી સ્વતંત્રતા તણો, રૈયતજાયો રાય;
નાશક તું અભિમાનીનો, સાહસિક જન સ્હાય. ૨

વિરૂદ્ધ વિકારી માનવી, દયાતણો ભંડાર;
રાજ્યમદથકી આંધળા, કોમળ જુલમગાર. ૩

અણુસમજુ વિદ્વાન તું, ધરમી પણ નાપાક;
કઠોર મન કરૂણાપતિ, ચતુર, ખુની રાંક. ૪

વિચારવંતો વ્હેમી તું, ભણેલ ભોળો ભૂત;
બાજી જોતો બાજીગર, જાત સજાત કપૂત. ૫

કૃપાવંત દાતા ખરો, સેનાપતિ અઘોર;
એકલશૂરો, બહુશૂરો, ચક્રવર્તિ વળી ચોર. ૬

પદવીપર પદવી લીધી, લોકો જોયાં જાય;
સિપાઇનો સેનાપતિ, બહુ બળિયો દેખાય. ૭

લડી લડાઈ લોભની, લાખો જીવના નાશ;
લોકો તાળી દઈ કહે, "બોનાપાર્ટ! શાબાશ!" ૮

વધુ વધુ ચઢતો ગયો, ચઢયો રાજદરબાર;
મૂઢ લોકને નહિ સૂઝે, કો દી મારે ઠાર. ૯

કર્યા હાથ સહુ મિત્રને, હાથ કર્યા જ સિપાઈ;
પ્રસિદ્ધ દેશનો રાય તું, કોણુ કરે સરસાઈ? ૧૦

લોક વધામણાં લાવિયા, કીધો રાય પ્રસન્ન;
આશિષ લઈને સર્વની, બેઠો સિંહાસન. ૧૧

રાજી નહિ જે રાજથી, કોને ક્હેવા જાય?
શત્રુ તે રાજા થયો, રાજા શત્રુ જ થાય. ૧૨

રાજાધિરાજ તું થયો, તોપણુ નહીં ધરાય;
"રાજ્યઅમલ હું તો કરૂં, ક્યાં બાંધવ મુજ જાય? ૧૩

"નિકળ વલંદા ભામટા! ગડબડ નહીં ખમાય;
ભ્રાત વડો મુજ ઘર સડે, રાજા કાં ન ગણાય? ૧૪

"નેપલ્સ! મને તું બહુ નડે, ઘડું હવે તુજ ઘાટ;
અર્પણુ બીજા ભાઈને શુભ તાજ ચળકાટ. ૧૫

"વેસ્ટફેલિયા! સત કહું, તારામાં બહુ રોગ;
ત્રીજો ભાઈ ટળવળ કરે, આપું તારો ભોગ. ૧૬

"બ્રિટન! તને મસ્તી સૂઝે, પાછળ કરશે યાદ;
તું કાણા ક્યાં ઓળખે યૂરપખંડલવાદ? ૧૭

"રૂશિયા! રોષ ઉતાર તું, અહિં નહિ ટકે મિજાસ.
સકલ દેશથકી દાણુ લઉં, નહિ કાં તારી પાસ? ૧૮

"આકુળવ્યાકુળ આસ્ટ્રિયા! કન્યા તારી આલ;
ઠરાવ મુજ ગાદીધણી, નહિ તો પાયામાલ". ૧૯

લગભગ આખા ખંડમાં તેં બેસાડી આણ;
નામ વધુ લંબાવવા લીધું મન વરદાન. ૨૦

"યૂરપ તો વશ થઈ ચૂકયો, તેમાં તે શો સ્વાદ ?
મિસરદેશ મુજ બાપનો, કોણ કરે છ વિવાદ ? ૨૧

"સુણુ ટીપૂ મહિસૂરના, લઇને મારી સ્હાય;
ઉખાડ મૂળ અંગ્રેજનું, વેરી કર તું વિદાય." ૨૨

તમાસગીર જોયાં કરે, હરીફ ખાયે હાર;
સૃષ્ટિ રંગભૂમિ બની, અદ્દભુત નાટકકાર. ૨૩

રાજાના દીકરા ડરે, ચોર બની સંતાય;
નસીબનો દીકરો લડે, વિશ્વ બધે વખણાય. ૨૪

મોત સંગ મૈત્રી કરી, બીજા સર્વશું દ્વેષ;
લાખો નર પૂરા કર્યા, ધરી મોતનો વેશ. ૨૫

મુદ્દઇ થઈ સહુ લાગિયા, તને કોશું નહિ સંપ;
રાજ્ય, રાજ્ય ને રાજ્યનાં સ્વપ્નથકી નહિ જંપ. ૨૬

યૂરપ માથું ઊંચકે, અંગ્રેજી કુમક;
વાટરલૂ આગળ મળી, માગે પાછા હક્ક. ૨૭

તજે નસીબો થાકીને, ભૂલી જાય ખલક;
જાય નિસાસો નાંખી તું અચળ વેરી હસ્તક. ૨૮

અદ્દભુત બુદ્ધિ વાવરી, માનવી કીધા દંગ;
વીશ વર્ષની મુદ્દતે, ખેલ્યા પચાસ જંગ. ૨૯

સેન્ટ હેલીનાના બેટમાં, રોતો તું સમજાય;
ધડો લિયે દુનિયા બધી, એ તક કેમ ચૂકાય? ૩૦

બુદ્ધિ સવળે મારગે, જો તેં વાવરી હોત;
આગળ સુખ બહુ પામતે, પાછળ દુઃખ ન જોત. ૩૧

સુખ જોવાનાં સાધનો, સઘળાં તારે હાથ;
જો સઘળા વૈભવ વિષે, ધરતે સતસંગાથ. ૩૨

શુભ ગુણો અગણિત હશે, લોભદોષ જાહેર;
કહે દુઃખી બહેરામ મન, લોભે કીધો કહેર. ૩૩

(નીતિવિનોદ)

---

## સ્વ. કરસનદાસ મૂળજી

(દોહરા)

દીન દરિદ્રિતણા દીવા! હદ નહિ તારી હામ;
કપટી કોમના કાકિડા, કરડે તારાં કામ. ૧

સુવિવેકી વિક્રમ નવા, કૂચ કરે કૈલાસ;
મોટા મનના માનવી, કુશળ કરસનદાસ. ૨

દીધો ધર્મી બોધ તેં, પુણ્યથી નહિ પરવાર;
ઝૂર્યો ઝાઝાં જોરથી, અને જાતઅપકાર. ૩

અપકારી અવતાર આ નહીં તને અનુકૂળ;
ઈશ્વર-અર્પણ આતમા, ધૂળનો દેહપર ધૂળ. ૪

જીવતાં જમ થઈ લાગિયા, રમી સૌ ફેલ ફિસાદ;
સુવે ભૂલી મરડાટ સૌ, કરે સપૂતને યાદ. ૫

વિદ્યાબળ બુદ્ધિવડે લાખો પુરૂષનું દામ;
તે તું ગુણિજનમાં શમ્યું, માને મન બહેરામ. ૬

(નીતિવિનોદ)

---

## પ્રિન્સ આલ્બર્ટનું મૃત્યુ

(રોળાવૃત્ત)

ક્યાં ગુણી પ્રજાપ્રતાપ? ગયો ક્યાં રૈયતરાયા?
ક્યાં ગુણી ભર્તા બાપ, મૂકી સ્ત્રીવંશની માયા?
ક્યાં ગુણી પુત્ર સપૂત, વીર, ગંભીર ને શાણો?
ક્યાં ગુણી સ્નેહી અખૂટ, દૂત એ ભૂતદયાનો? ૧

ક્યાં ગુણી દીનદયાળ? ગયો ક્યાં દીપક દેશનો?
ક્યાં ગુણી નિપુણ બાળ, દેવ એ મનુષવેશનો?
ક્યાં ગુણી સત્‌શણગાર, સભાપતિ સત્યસભાનો?
રાણી–અંતરહાર, પ્રવાસી પ્રગટ પ્રભાનો. ૨

ક્યાં ગુણી વિજયાનાથ, મુકુટમણિ રાણીશીશનો?
વનિતા કેને હાથ, વંશ કાં ભોગ ભવિષનો?
પ્રજા પૂછે પ્રતિપ્રશ્ન, વિરહાગ્નિ વિવિધ વર્ગમાં;
બોલે બળી બહેરામ, સંચર્યો સંત સ્વર્ગમાં. ૩

(નીતિવિનોદ)

---

## સ્વ. રૂસ્તમજી જમશેદજી જીજીભાઇ

( પદ. " આ શું જુએ રે આંખ! તું " ?—એ ચાલ )

સૂર્ય સિધાવ્યો રે સ્વર્ગમાં, દીપક દિવ્ય બુઝાયો આજ;
વિલાપ સઘળા રે વર્ગમાં, બૂડયું પરોપકારી જહાજ.
સૂર્ય૦ ૧

દ્રવ્ય ઉડાવ્યું રે ખ્હોંસથી, કીધાં કોટિ કોટિ કલ્યાણ;
જન જીવાડ્યા રે હોંસથી, કૃપાળુ માતપિતાજી સમાન.
સૂર્ય૦ ૨

રોતા જનને રે નિહાળતાં, રોયું હૃદય તારૂં રૂસ્તમ!
પરદુઃખ ધનથી રે ટાળતાં, અચાનક છૂપ્યો વિના મોસમ.
સૂર્ય૦ ૩

સ્વરૂપી સ્વર્ગી રે પ્રતાપનો, નમાનો નમ્રને દેતો માન;
નમુનો નિવડ્યો રે બાપનો, ગમ ગંભીરથી થઈ ગતપ્રાણ.
સૂર્ય૦ ૪

કાળ ન લાજ્યો રે આવતાં, ગ્રહણ આ ભારી લાગ્યું શૂરભેર;
હસે શું જમડા! રે ફાવતાં? કર્મ તુજ આ તે શું અંધેર?
સૂર્ય૦ ૫

કુળ સહુ કંપે રે ત્રાસથી, ગગનમાં અગન ઊઠ્યો આ જેમ;
પ્હેલાં પાળી રે પ્રકાશથી, રૂઠ્યા હવે રૂડા ઉપર પ્રભુ! કેમ?
સૂર્ય૦ ૬

દયા નહિ છોડી રે છોડતાં, દયાનિધિ રહ્યો તું અપરંપાર;
અટક્યાં પાણી રે દોડતાં, તો પણ સૂક્યો નહીં તું લગાર.
સૂર્ય૦ ૭

અજલ તુજ માથે રે આ ઘુમી, સૂનું સહુ લાગ્યું તને અંધકાર;
અકારી મનશું રે આ ભૂમિ, કોપ્યા કેમ રૂડા કિરતાર?
સૂર્ય૦ ૮

પનોતો ચાલ્યો રે પ્રવાસથી, પનોતી કુટુંબને દઈ આમ;
છોડવી કાયા રે શ્વાસથી, રોતાં કરી કુળ જન અહેરામ.
સૂર્ય૦ ૯

(નીતિવિનોદ)

## લોર્ડ મેયોની કતલ

(પદ. "આ શું જુએ રે આંખ! તું?"–એ ચાલ)

હાકમ ઉડ્યો રે આપણો ઝનુની જાલમ હાથે ઠાર;
આંસુથી ભીંજે રે પાંપણો, ધિખ ધિખ ધિખે દેશ અપકાર.
હાકમ૦ ૧

મોતથકી ખર્ચું રે સુખડું, ધરિયા લોકસુખપ્રકાર;
દયાથી પ્રકાશે રે મુખડું, દયાનો ભોગ બન્યો નિરધાર.
હાકમ૦ ૨

રૈયત શીખ્યો રે રિઝાવતાં, ચલાવ્યો નિર્મળ તેં વ્યવહાર;
વાર ન લાગી રે ઉડી જતાં, શોકે બૂડી સકલ સંસાર.
હાકમ૦ ૩

મ્હેલ કાં છોડી રે તું ગયો? કરીને પરદુઃખની દરકાર;
દયાળુ ખુનીપર રે કાં થયો? પ્હેલાં કર્યો કશો ન વિચાર.
હાકમ૦ ૪

મૃત્યુગત વ્હેલી રે ના ગમી, પણ યમ તત્પર તેડી જાય;
કજા નહિ મૂકે રે કારમી, ખુનીના હૃદયે તે સંતાય.
હાકમ૦ ૫

સ્વદેશ સગાંથી રે જૂદો કીધો, નાથ! તુજ આ તે શું નિર્માણ?
જીવ જમ લેતાં રે નહિ બીધો, કર્મ તે યશ દઈ લીધો પ્રાણ.
હાકમ૦ ૬

દેશ લજ્જાએ રે બળી મરે, શ્વાન પાળેલો કરડે પાય;
કર્મનું લેખું રે નહિ ફરે, ડાઘ આ દેશ ઉપર રહ્યો જાય.
હાકમ૦ ૭

મિત્ર શું જાણે રે મરી જશે? પ્યારી પણ દિલમાં રહી બેફામ;
ખબર નહિ કોને રે આ થશે, અચાનક પ્હોંચ્યો ક્રૂર પેગામ.
હાકમ૦ ૮

વિદેશી અમને રે લાગિયું, સ્વદેશી લોક રડે નહિ કેમ?
પ્રિયાએ મૃત્યુ જ રે માગિયું, અરરર આ શી પ્રભુની નેમ.
હાકમ૦ ૯

કર્મ કઠોડું રે આપણું, ઝીલ્યા દુઃખ ઉપર આ ડામ;
ફળ આ ઈશિના રે શાપનું, ક્યમ દુઃખ સહી શકે બ્હેરામ?
હાકમ૦ ૧૦

(નીતિવિનોદ)

## સ્વ. ભાઉ દાજી

( મનહર છંદ. )

દુઃખ હરનાર, સુખકાર ક્યાં ઉદાર ભાઉ?
પાર પાડનાર, તારનાર અવતારનો;
હજાર પ્રકારના આજારથી ઉગારનાર,
સુમાર અપાર જેના જ્ઞાનવિસ્તારનો.
સંસારબજારની મોઝાર તું વિહાર કરે,
નિરાળો આધાર ખરો સુધારાપ્રસારનો;
શુભ શણગાર સરકારદરબારનો તું,
સર્વદા તૈયાર યાર આચારવિચારનો. ૧

લગાર વધારે કરતાં વિચાર યાર! તારો,
કટાર કાળજે કારી, માર આંસુધારનો;
કરાર કરી કરોડને કરાર વિણ જાય,
ધરા ન ધરાવે ભાર શૂરા સરદારનો.
વાર વાર કાઢતાં ઉચ્ચાર ઉપકારતણો,
પાર ન આભારનો સંભારૂં કેની વારનો;
વિસારૂં વિસારતાં વિસારી ન શકાય વીર!
વારૂં મન વારતાં બ્હેરામ મલબારનો. ૨

( ગરબી. ઓધવજી! સંદેશો કહેજો શ્યામને"—એ ચાલ )

વીરા રે! વિસરી અમને ક્યાં વહી ગયો?
ભરતખંડના ભૂષણ ભોળા ભાઉ! જો,

જીવ જતાં સજીવન કરી જગતપ્રસિદ્ધ થયો,
તે રૂડા ઋષિપર ક્યમ રૂઠ્યો રાહુ જો? વીરા રે!૦ ૩

વૃદ્ધ વિદુરનો વિદ્યાનંદ વિશાળ રે,
સરસ્વતીનો સ્વર્ગરૂપી સંતાન જો;
નબળાં નાગાંને કરતો જે ન્યાલ રે,
તે યશસ્વીનો યોગ્ય ન યમ યજમાન જો. વીરા રે!૦ ૪

પુત્ર પનોતો પ્હોંચે રે પરલોકમાં,
ક્રૂર કાળ! ધિક ધિક આ તારાં કામ જો;
સર્વ શહર બૂડે રે સાચા શોકમાં,
મુંબઈના શા બ્હાર બળ્યા બ્હેરામ જો! વીરા રે!૦ ૫

(નીતિવિનોદ)

# સંસારની વિચિત્રતા

## મનુષ્યસગાઈ

(નારાચ છંદ)

ઉદ્ધારનાર એક ઈશ, તારનાર આપણો,
જુએ કદી ન ગુણ તે, જુએ કદી ન ખાંપણો;
સિવાય આસપાસ આપસ્વાર્થની સગાઈ છે,
ન આપણે સગાઈ ભાઈ! વિશ્વની ઠગાઈ છે. ૧

પિતાતણો જ પ્રેમ તે ખરેખરો અપાર છે,
કિયે મુખે કહું જી માતની પ્રીતિ લગાર છે?
વિયોગ શ્વાસના પછી, ન હેતની લંબાઈ છે,
ન આપણે સગાઈ ભાઈ! વિશ્વની ઠગાઈ છે. ૨

કુટુંબ ભાઈબંધ સુખકાળમાં અપાર છે,
દરિદ્ર દુઃખકાળમાં જ સ્નેહનો સંહાર છે;
ઘણુંક સ્નેહી દુઃખમાં ખરેખરાં કસાઈ છે,
ન આપણે સગાઈ ભાઈ! વિશ્વની ઠગાઈ છે. ૩

બજાર આ દુકાન હેત વેચતી વિચારીને,
ખરીદ માલ દામ દે ટકો ટકો વધારીને;
મળે ન માલ દામ વિણુ કહે કશી નવાઈ છે?
ન આપણે સગાઈ ભાઈ! વિશ્વની ઠગાઈ છે. ૪

ભૂમિ વિષે વસો ન કો સદા અતિ વિલાસથી,
મનુષ્ય થૈ ન મોકળા રહો કદાપિ નાશથી;
બુરૂં કર્યે બુરાઈ ને ભલું કર્યે ભલાઈ છે,
ન આપણે સગાઈ ભાઈ! વિશ્વની ઠગાઈ છે. ૫

ન કાળના નિમંત્રણે ટકો જી આપ બે ઘડી,
મળેલ નિજ માલની ન બાંધી જાવ ગાંસડી;
'સપૂત સુત સુખકાજ આ બધી કમાઈ છે'?
ન આપણે સગાઈ ભાઈ! વિશ્વની ઠગાઈ છે. ૬

લૂંટી કરોડ લાખ રાંક જાત દુઃખ આપશો,
કહોજી નાથ પાસ કિયે મુખે ઊભા થશો?
કદી ન ન્યાયનાથ પાસ ન્યાયની મનાઈ છે,
ન આપણે સગાઈ ભાઈ! વિશ્વની ઠગાઈ છે. ૭

ધરો ન આશ આહિં કો ફૂલાઈ ખોટી આશથી,
કરો પ્રયાણ સ્વર્ગપાસ અંતરે ઉલ્લાસથી;
બહેરામ ઈશિભેટ તે કહે નહીં જુદાઈ છે,
ન આપણે સગાઈ ભાઈ! વિશ્વની ઠગાઈ છે. ૮

(નીતિવિનોદ)

---

## વિશ્વનાટક

(દોહરા)

નાટકરૂપી વિશ્વ આ, કરે નરનારી ખેલ;
કો આવે, કો જાય છે, કો બીજો, કો ખેલ. ૧

ઘણા તમાશા સૌ કરે, લિયે સાત ભવરૂપ;
નહિ એમાંથી છૂટકો, કાં રૈયત, કાં ભૂપ! ૨

પ્હેલું રૂપ લઈ બાળનું, 'ઉંવા ઉંવા' કરી રોય;
પીળું પીળું ઓકતો, માત બિચારી ધોય. ૩

બીજે રૂપે નિશાળિયો, પોથી લઈને હાથ;
ડમકે ક્રૂર નિશાળભણિ, કડવા મ્હોંડા સાથ. ૪

ત્રીજે રૂપે આશક બને, ભઠ્ઠીપેરે હાય;
પ્રિયાતણાં નેત્રો વિષે, દુઃખદાયક ગીત ગાય. ૫

યોદ્ધો ચોથા રૂપમાં, ભળતા સોગન ખાય;
કીર્તિ પરપોટાથકી, તોપમુખે વ્હડી જાય. ૬

ચિતરા જેવી દાઢીએ, શૂરો સીપાઈ જણાય;
'ચપ ચપ,' 'હઠ હઠ' બોલતો, માન દિવાનો થાય. ૭

રૂપ પાંચમે તે બને, ગોળ ઉદર પાટેલ;
કરડી આંખે ગામમાં, ન્યાયરૂપી કરે ખેલ. ૮

વિધિયુક્ત દાઢી ઉપર, આછા આછા વાળ;
ક્હેવત બોલે સહુ ભણી, બન્યા દાખલા હાલ. ૯

મરદાની જ અવાજ તે, બચપણસમ કચવાય;
સીટીપેરે વાગતાં, પોકળ થાતો જાય. ૧૦

પ્હેરે ધોતર ખટરૂપે, જેમાં માય ઘણાક;
જોબનમાં ઘડપણ ફરે, ઘાલી ચસ્માં નાક. ૧૧

વિગુણ આ ઇતિહાસમાં, અદ્ભુત છેલ્લો ખેલ;
વિસ્મૃતિ તો આવી પૂગી, લાવે બચગી ફેલ. ૧૨

બીજું બચપણ આવિયું, એવો ઘડપણુચેપ;
દાંત આંખ કે સ્વાદ શું, સર્વ ઇંદ્રિયો ગેપ. ૧૩

(ભાષાંતર)

(નીતિવિનોદ)

---

## દુઃખસાગર સંસાર

(પદ.—"સલામ સૌને હાલ, સાહેબો! સલામ સૌને હાલ;"-એ ચાલ)

આ શું દુઃખ દેખાય, બાપલા! આ શું દુઃખ દેખાય?

કોટિ કોટિ આ વિપત્તિસૈન્યો, ધમ ધમ ખાવા ધાય.
બાપલા! આ શું?૦ ૧

મોત માનવીનો છે મુદ્દઈ, કરી નાશ હરખાય.
બાપલા! આ શું?૦ ૨

નાશ કરે પણ આઘો રહીને, નિર્દોષી સમજાય.
બાપલા! આ શું?૦ ૩

દયા વિના તે તીર ચલાવે માનવટોળામાંહ્ય.
બાપલા! આ શું?૦ ૪

દુઃખ દર્દ વિકાર સર્વને, યમરાજાની સ્હાય.
બાપલા! આ શું?૦ ૫

ઘોર લડાઈ, ધૂમ કતલ સૌ, સળગાવે યમરાય.
બાપલા! આ શું?૦ ૬

ખુની ફાંસીયા ખુન કરે ને, મુખે ભગવત ગાય.
બાપલા! આ શું?૦ ૭

બાપ દીકરા લડે લડાઈ, સગપણ કેમ ગણાય?
બાપલા! આ શું?૦ ૮

પૈસો પાપ કરાવે મ્હોટાં, ભાવે ત્યાં છલકાય.
બાપલા! આ શું?૦ ૯

આગળ પાછળ જ્યાં ત્યાં જુઓ, બદી બદી ગંધાય.
બાપલા! આ શું?૦ ૧૦

લોભ બૂરાના બૂરા હાથથી, બહુ છટકાં મંડાય.
બાપલા! આ શું?૦ ૧૧

વળી ક્રોધ એવા જ વિકારે, લાખો પાપ રચાય.
બાપલા! આ શું?૦ ૧૨

સુખ એકનું દેખે બીજો, દુઃખ તેને બહુ થાય.
બાપલા! આ શું?૦ ૧૩

બન્ને સરખા સુખી દુઃખી વધુ માનથકી જ કપાય.
બાપલા! આ શું?૦ ૧૪

ભાતભાતની આવોં કેફમાં, લાખો લોક ફસાય.
બાપલા! આ શું?૦ ૧૫

સુખ પોતાને નહિ સંતોષી, પરજનનું સુખ ચ્હાય.
બાપલા! આ શું?૦ ૧૬

આવાં આવાં બાણુ કસી, યમ નરકે કરે વિદાય.
બાપલા! આ શું?૦ ૧૭

દુઃખ દર્દનાં નામ બિચારાં, ફોકટમાં ખરડાય.
આપલા! આ શું?૦ ૧૮

શું ખમિયું છે? શું ખમવાનું? એ કોથી કહેવાય?
આપલા! આ શું?૦ ૧૯

કહે બ્હેરામ આ દુઃખદરિયામાં, કેમે કરી નિભાય?
આપલા! આ શું?૦ ૨૦

( નીતિવિનોદ )

---

## વિશ્વના વિચારથી વેગે વસવા વિષે

( ગરબી.—"સુણ સાહેલી! ઈશ્વર કેરી માયા અપરંપાર છે;"–એ ચાલ )

વ્હાલાં વિવેકી! વિશ્વતણા વિચારથી વેગે જઈ વસો;
વિદ્યા વડી ને વિવેકી વેણોવડે વ્હેમોને ડસો!

સારાં થઈ સંસારસુખ જોશો, દુરાચરણી દુઃખડાં સોસો;
પછી રૈયત કે રાજા હોશો. વ્હાલાં વિવેકી!૦ ૧

સારાંને સ્વર્ગે સુખ મળશે, નરસાંનો નરકે નાશ થશે;
પાપી જન ત્યાં તો ટળવળશે. વ્હાલાં વિવેકી!૦ ૨

અલ્યા! રૂપ લીધું તેં રાજાનું, એ રાજ નથી દિન ઝાઝાનું;
ક્યાં ભાન બળ્યું મહારાજાનું? વ્હાલાં વિવેકી!૦ ૩

અલી! દોલત નહિ તને ટકવાની, અલી! સદા જીવી તું ન શકવાની;
તુજ કજા નહીં જ અચકવાની. વ્હાલાં વિવેકી!૦ ૪

જે સુખ સંસારીપર મરતાં, જે ક્રૂર કર્મ લોભે કરતાં;
તે ગયાં ખતા ખાતાં રડતાં. વ્હાલાં વિવેકી!૦ ૫

કરી ઈશ્વરને અંતર્યામી, ખરી ખોડ તજો આંપણુ ખામી;
પરિબ્રહ્મતણી પ્રીતિ પામી. વ્હાલાં વિવેકી!૦ ૬

સુણો સજ્જનસજની! શુભ વેણો, જગસુખપર જે ન કરે નયનો;
ભવ સફલ કહે બ્હેરામ એનો. વ્હાલાં વિવેકી!૦ ૭

(નીતિવિનોદ)

---

## એવું પણ મેં દીઠું

(પદ)

એવું પણ મેં દીઠું, જગતમાં એવું પણ મેં દીઠું:

રાજા માગે ભીખ શેરિયે, બ્રાહ્મણ માંડે પીઠું;
જગતમાં૦ ૧

મુલ્લાં, મોબેદ બની ઉપવાસી, ચાટે એઠું અજીઠું;
જગતમાં૦ ૨

વેશ્યા તજી પાતક નિજ ધંધો, કરે પુણ્ય એકિઠું;
જગતમાં૦ ૩

એ પાપિણીના પુણ્યનું શું કહું? નિઠતાં તે નહિ નિઠયું;
જગતમાં૦ ૪

સતીશિરોમણિ અતિ પાપિણી, એ શું બન્યું અણચિંત્યું?
જગતમાં૦ ૫

પરમ પવિત્ર પૂર્ણ પતિત થઈ, એનું ભાગ્ય જ્યાં રૂઠ્યું;
જગતમાં૦ ૬

ભેદ ભાગ્યનો નહિ સમજાતો, 'હશે ભાગ્ય શું પિટ્યું?'
જગતમાં૦ ૭

હોય કશું તો પાપરુણ[1], જે હજી પૂરૂં નહિ ફિટ્યું;
જગતમાં૦ ૮

બહુ વીતવાનું રહ્યું તુજ માથે, બહુ બહુ પૂર્વે વીત્યું.
જગતમાં૦ ૯

રસ રંગ ફરતા, કાળું ધોળું, જુઓ આ કડવું મીઠું;
જગતમાં૦ ૧૦

છે, બંધુ! એવું જ કઢંગું આ જીંદગીનું ઠીઠું;
જગતમાં૦ ૧૧

(અનુભવિકા)

---

## ભરમ ભારી

(સવૈયા–લાવણી, ચાલ ઇન્દ્રસભાની)

કોઈ કહે એ તો ગર્ભકવિ, અને કોઈ કહે અતિ વિદ્વાન,
આત્મજ્ઞાની કહી કોઈ બોલાવે, કોઈ કહે મૂઢ નાદાન;
કોઈ કહે સ્થિર ને શાંત મનોવૃત્તિ, કોઈ કહે સહુ અભિમાન,
કોઈ કહે શૂરો, કોઈ કહે કાયર કાયાનું ક્યાં ભાન?
કોઈ કહે દાતા, કોઈ કહે ભિક્ષુક, કોઈ કહે ભમતી માખ,
આંખી મૂઠી લાખ બરાબર, ભરમ! શરમ મુજ રાખ. ૧

---

[1] પાપનું કરજ.

કોઈ કહે ઋષિ, મુનિ, યોગી વિરલો, વાનપ્રસ્થ ને વિશુદ્ધ,
કોઈ કહે રોગી, ભોગી ભમરો, કરે પ્રજાશું યુદ્ધ;
કોઈ કહે બ્રાહ્મણ, કોઈ કહે ક્ષત્રિય,–પારસીનો તો વેશ,
કોઈ કહે દેશી છે જ નહીં રે, એનું દિલ પરદેશ;
કોઈ કહે આસ્તિક, કોઈ વળી નાસ્તિક, ભિન્ન મતને ભિન્ન ભાખ–
બાંધી મૂઠી લાખ બરાબર, ભરમ ! શરમ મુજ રાખ. ૨

કોઈ કહે શુદ્ધ છે અંતર એનું, શુદ્ધ ને શાંતિકાર,
કોઈ કહે ખળભળ કરી મૂકતો, નારદનો અવતાર;
કોઈ કહે બુદ્ધ દયાળુ સાદો, કરતો રહે પરમાર્થ,
કોઈ કહે ઊંડો મતલબિયો એ, સહુમાં શોધે સ્વાર્થ;
કોઈ કહે સંત, તો કોઈ કહે જા જા, એને મુખ ક્યાં નાક? —
બાંધી મૂઠી લાખ બરાબર, ભરમ! શરમ મુજ રાખ. ૩

જગવ્યાખ્યા છે અવળી સવળી, કોને પૂછવા જાઉં?
એક ધોળું, તો બીજું કાળું, એમ જ હું પરખાઉં;
જનકથની જો સત્ય હોય તો, કરૂં તેનો જ સ્વીકાર,
સ્વભાવ રુચતું સર્વે બોલે, એવો આ સંસાર;
રાજી હજાર પાંચ પચીશે, જનવ્યાખ્યા દે લાખ—
બાંધી મૂઠી લાખ બરાબર, ભરમ! શરમ, મુજ રાખ. ૪

(સંસારિકા)

## ખુદા કરે તે ખરૂં

(લાવણી)

જળમહીં જ્યમ મીન[1] તરફડે, માનવ ત્યમ આ સંસારે,
સાગર પીઠે મારી પછાડા, ભરે પોશ[2] પાણી ખારે.
નાક કાન મુખમાં જ્યાં પાણી, "ફૂ ફૂ," "થૂ થૂ," ત્રાહિ કરે;
પરિશ્રમનાં તું બાંધી તુંબડાં, ખોબો નિષ્ફળતાથી ભરે.
ફિકર ફીણુ ને ચિંતા ચળવળ,—ફળ એ સઘળી ખટપટનાં;
ખુદા કરે તે ખરૂં, યાર! કાં ફાંફાં મારે ફોકટનાં? ૧

શું કીધું, ને શું કરવાનો? કરવું એ નહિ તારે હાથ;
પ્રયાસ પાછળ છે પસ્તાવો, હારજીતનો જ્યમ સંગાથ.
જન્મ ધર્યો તે મરવા માટે, જમ સાથે જાથુકની બાથ;
બળિયો એવો તું શું કરશે? કરવાનું તે કરશે નાથ.
સાધન તું છું માત્ર કર્મનું, મૂક અડપલાં મર્કટનાં;
ખુદા કરે તે ખરૂં, યાર! કાં ફાંફાં મારે ફોકટનાં? ૨

વીર ગયા, ને ગયા વિદુર સહુ, ડ્હાપણુને પરિશ્રમદ્વારે;
ડ્હાપણુ અંતે થઈ રે ઘેલછા, પરિશ્રમ થઈ આળસ ભારે.
જ્યાંના ત્યાં સહુ આવ્યા તેવા, જીતી બાજી પાછા હારે;
નટવર નાગર નાચ નચાવે, રમે રમકડાં અવતારે.
અતિ અદ્ભુત અકલિત એ લીલા, તોડે નખરાં લટખટનાં;
ખુદા કરે તે ખરૂં, યાર! કાં ફાંફાં મારે ફોકટનાં? ૩

(સંસારિકા)

---

૧ માછલું. ૨ ખોબા.

# ઈશ્વરજ્ઞાન તથા ભક્તિ

## ઈશ્વર ક્યાં છે?

( દોહરા )

હૈયું પૂછે આપણું, 'ઈશ્વર તે ક્યાં હોય?'<br>
ઉત્તર એનો સુલભ છે, જો કો શોધી જોય. ૧

દુષ્ટ કામ કરતી વખત, હૈયું ધબ ધબ થાય;<br>
વળી પાપ કરવા પછી, માનવ મન પસ્તાય. ૨

ચબૂતરાથી નચિંત જ્યાં સિપાઈનો નહિ ડર;<br>
ધ્રૂજે હૈડું કેમ ત્યાં? કેની જુએ નજર? ૩

ઈશ્વર અંતર્યામી તે, અંતરમાં કરી વાસ;<br>
અંતરમાં રહી ઉચ્ચરે, "મૂઢ મનુષ્ય! તપાસ!"— ૪

અહિં ઈશ્વરનો વાસ છે, આ ઈશ્વરની જ વાણ;<br>
સમજીને બ્હેરામ! તું, એ ઈશ્વર જ પિછાન. ૫

( નીતિવિનોદ )

## સ્વર્ગ નરક નથી?

( રોળાવૃત્ત )

સ્વર્ગ નરક નથી કેમ? તપાસી જો તું અંધા!
સાચજૂઠનું તોલ કરાવા વચને બંધા;
તો હું ત્હારી કરૂં ખાતરી જોતાં જોતાં:
સ્વર્ગ નરક છે, હશે, અને પ્હેલાંથી જ હોતાં. ૧

લાંબાં પ્હોળાં નથી, નથી ઉપર કે હેઠાં;
નથી આકાશની પાર, નથી ધરતીમાં પેઠાં.
નથી રંગ રૂપ ગુણ કાંઈ, નથી કાં મોઘાં સસ્તાં;
નથી ઠંડા કે ગરમ મુલક મધ્યે તે વસતાં. ૨

પૂર્વ પશ્ચિમે નથી, નથી ઉત્તર દક્ષિણમાં;—
સ્વર્ગ નરક એ સ્થિતિ પ્રતિ માનવ લક્ષણમાં.
તુજ અંદર તે વસે, વસે તુજ આસેપાસે;
સ્વર્ગ બને કે નરક મનુષ્યગુણદોષાભાસે.[1] ૩

તું પોતાને સમજ, સમજવું વિકટ ઘણું એ;
ઈશ પ્રીછવાથકી ખરે દુર્લભ બમણું છે.[2]
પણ જો સમજે તું પણ, સમજશે પાપપુણ્ય તું;
સ્વર્ગનરકના ભેદ સમજશે, વળી રુપ ગુણ તું. ૪

---

૧ દોષ=ગુનાહ, આભાસ=લાગવું તે.

૨ ઈશ્વરને પિછાનવા કરતાં માણસે પોતાને પિછાનવો, એ એક રીતે બમણું મુશ્કેલ છે.

બહુ જ વિકટ અભ્યાસ મનુજ–અંતર અનુભવનો;
પણ મેળવતાં વાર દેવ તું બને માનવનો.[1]
પછી શું તને અશક્ય? સૃષ્ટિનાં ભેદ ભ્રાંતિ સહુ,
સ્વર્ગ નરક, સિદ્ધ પુરુષ, સમજવાં છે સ્હેલાં બહુ. ૫

(અનુભવિકા)

## જીવ અને જમ વચ્ચેનું યુદ્ધ

(ઝુલણા છંદ)

જીવનયુદ્ધે મચે, નાશથી જે બચે,
તે રચે મુક્તિનો માર્ગ સીધો;
હારીને તે જીતે, શુદ્ધ છે જે ચિત્તે,
ઘુંટ અમૃતતણો એમ પીધો:
કાળ માથે લઈ, બાળ પેદા થઈ,
ફાળ મારે અરિ દૂર કરવા;
શ્વાસ યમ પાસ છે, નામનો નાશ છે,
આશ રાખો સમય એક મરવા. ૧

એક વર્ષે પુગે, મૃત્યુતત્વે પુગે,
જગતનાં પાપ ને તાપ બહુથી;
રોગના યોગથી, ભોગ આવી મળી,
છોડવે પાપ તે અન્ય સહુથી:

---

૧ એક વાર માણસ પોતાનું દિલ શું છે, અને તેમાં શું શું વસે છે, તે સમજતાં શીખ્યો, તો પછી તે માણસનો દેવ બન્યો જાણવો.

ખીલતા મ્હોરને ચોર ચૂંટી જશે,
  ધર્મ તેનો ન કોને વિસરવા;
શ્વાસ યમ પાસ છે, નામનો નાશ છે,
  આશ રાખો સમય એક મરવા. ૨

બાળ થઈ છોકરો જગતની ઠોકરો,
  બહુ પડે હાલ કંટાળી હાંકે;
લખત બ્રહ્માતણું સમય દ્વેષી ઘણુ,
  ને વળી ક્રૂર જગ ઈનસાફે.
ફૂંકતો વાંસળી, કાળ આવે વળી,
  'ખાઉં ખાઉં' કરી પ્રાણ હરવા;
શ્વાસ યમ પાસ છે, નામનો નાશ છે,
  આશ રાખો સમય એક મરવા. ૩

તરુણ થઈ માણસો, તરુણતા છોડો દો,
  ઊઠો સામે ધસો દુઃખધ્વજાની;
સ્વપ્ન કેફી ભૂલી, આકુળીવ્યાકુળી,
  હાલતે શૂળી ભ્હેરો સજાની:
મોત આવી તકે, મુખભણી ઘૂરકે,
  કોઇને દે નહીં સ્થિર ઠરવા;
શ્વાસ યમ પાસ છે, નામનો નાશ છે,
  આશ રાખો સમય એક મરવા. ૪

જો છૂટે આ સમે, કાળ પાછો ભમે,
  કો સમે આવી તેને નડે છે;

બાળગોપાળ ને વંશ વિશાળની,
  સર્વ સંભાળ માથે પડે છે;
પાણી જીવતરતણું સૂકવીને ઘણું,
  હે નહીં ફાળ કોને ઉગરવા;
શ્વાસ યમ પાસ છે, નામનો નાશ છે,
  આશ રાખો સમય એક મરવા. ૫

રીબીને તું મરે, જો હજી નહિ ખરે,
  જીંદગી આખરે તો જવાની;
વર્ષ ઝાઝાં જીવે, લોભનાં જળ પીવે,
  તરસ તારી જ વધતી થવાની:
જીવ ફેરા ફરે, સ્થિર તે ના ઠરે,
  ના મળે વાટ ભવસિંધુ તરવા,
શ્વાસ યમ પાસ છે, નામનો નાશ છે,
  આશ રાખો સમય એક મરવા. ૬

જો હજી રહી ગયો, તો સુખી નહિ થયો,
  સુખ સૃષ્ટિ વિષે ક્યાંથી લાવે?
પાપના થાપડા બાઝી, હે બાપડા!
  તુજ પીઠે ભાર ભારે ચઢાવે:
ડમકતો ડમકતો, વેરીથી ચમકતો,
  વેગ કાપે નીચું શીશ ધરવા;
શ્વાસ યમ પાસ છે, નામનો નાશ છે,
  આશ રાખો સમય એક મરવા. ૭

અંત આવી હવે કાળજાું કંપવે,
આધિ વ્યાધિ વધે વય વધ્યામાં;
ખેદ મનમાં ખમે, ઊઠવું ના ગમે,
આશ ક્યાં સુખ આકાશનામાં?
જો કરે વાયદો, ક્યાં મળે ફાયદો,
દે નહીં કુટિલ એ કાળ ફરવા;
શ્વાસ યમ પાસ છે, નામનો નાશ છે,
આશ રાખો સમય એક મરવા. ૮

જે હજી રહે અડી, જગત મ્હોંડે મ્હડી,
મોતને છેતરી બહુ હંફાવે;
શાપ લઈ કુળનો, જીવડો ધૂળનો,
જીવતો રહી બધાંને સતાવે:
ડોળ નીચો જશે, બોલ કો સુણશે,
કોલ આપે ફરીને સુધરવા?
શ્વાસ યમ પાસ છે, નામનો નાશ છે,
આશ રાખો સમય એક મરવા. ૯

યુદ્ધ આવાં વિષે જો સતે જીવશે,
તો જશે હામશું નાથ પાસે;
જો ફસે ફેલમાં, મોજની રેલમાં,
તો છુપાયાં કરે નાશત્રાસે:
નાશ અંતે થશે જ્યાં ગમે ત્યાં જશે,
મોત કોને નહીં દે વિખરવા;

શ્વાસ યમ પાસ છે, નામનો નાશ છે,
આશ રાખો સમય એક મરવા. ૧૦

માનવી! સૌ સુણો, વાસ બે દિવસનો,
તનતણો નહિ ભરોંસો ઘડીમાં;
સૂર્ય સ્વારી ખરે જ્યમ દિને આદરે,
પણ બૂડે બોલતાં રાતડીમાં;
મોતથી નવ ડરો, પ્રાણ અર્પણ કરો,
દૈવમાં સહુ દિવસ એક ભરવા;
શ્વાસ યમ પાસ છે, નામનો નાશ છે,
આશ રાખો સમય એક મરવા. ૧૧

કષ્ટથી જો મરો, મન નિરાળું કરો,
ઠામ ભૂમિ નથી આ સદાનું;
સુખમાં જો રમો, જગભણી નવ ભમો,
ભાન રાખો ઉરે વાયદાનું:
વાયદો ચૂકવી નહિ શકો માનવી!
જાણવી રીત રૂડી ગુજરવા;
શ્વાસ યમ પાસ છે, નામનો નાશ છે,
આશ રાખો સમય એક મરવા. ૧૨

તેર છંદો ઊંડા શીખશે જે રૂડા,
તે ભૂંડા નહિ થશે મોતબ્હીકે;
જીવનના યુદ્ધમાં રહો સદા શુદ્ધમાં,
બુદ્ધ પેરે જ બુદ્ધિથી ધીકે:

ચેતો જે રહે ચિતે, મોતને તે જીતે,
જો જીતે મોત તેને તથાપિ;
ઈશ અહેરામના એ અમૂલ દામના,
સૌ કરે વાસ જે બને પ્રતાપી. ૧૩

(નીતિવિનોદ)

---

## જીવ કાયાને છોડી જતાં કાયાનો ઉદ્દ્માત

(પદ.—"વાહ્‌વાહ્‌ સાહેબજી! કયા ખેલ બનાયાજી!"–એ ચાલ)

હે જીવડા સાથી જી! શા વિયોગ આથી જી?

ન્હાનપણે તું પરણ્યો મુજને, ઘડપણમાં તુચ્છકારે;
હવે હાલ શા મારા જીવડા? ચિંતા ચિતમાં ભારે.
હે જીવડા!૦ ૧

વચન દેઈને લગ્ન કર્યાં તેં, ઈશ્વરનો પરણાવ્યો;
હવે તજી ક્યાં જાયે જીવડા? શો મુજ ગુણ નહિ ભાવ્યો?
હે જીવડા!૦ ૨

હાથ ધરી તું મૂકી દે છે, પાછળ કોણુ બચાવે?
આખો ભવ મુજ સાથ ગુમાવ્યો, હવે કોણુ લલચાવે?
હે જીવડા!૦ ૩

યૌવનમાં કેવો સંભાળે, જરી વ્હીલી નહિ મૂકે;
હે ભમરા! મુજ અમૃત ચૂસી, ઘડપણમાં ક્યાં સૂકે?
હે જીવડા!૦ ૪

નહિ નહિ વ્હાલા! આમ કરીશ નહિ, જીવું તારી આશે;
આશા ભંગ ન કરતો મારી, અંગ રહ્યું તુજ પાસે.
હે જીવડા!૦ ૫

'મારી કાયા, પ્યારી કાયા', ક્‌હેલાં કરતો કામી!
તે દિવસ શું ભૂલી ગયો તું, ભમરા! લૂણહરામી?
હે જીવડા!૦ ૬

નહિ નહિ, હું કંઈ જવા દઈશ નહિ, વિયોગકૌતુક શેનાં?
યૌવન લૂંટી મૂકી જાય તું, ખાઉં જગતનાં મ્હેણાં?
હે જીવડા!૦ ૭

વરવે સાઠેક વર્ષ વહી ગયાં, છૂટાછેડા કેવા?
હું કુબડીની સ્વામી વગર અહિં કરે બીજો કુણ સેવા?
હે જીવડા!૦ ૮

રાખ ધુતારા! રાખ લૂંટારા! શા માટે ગભરાવે?
ગરજ સરી કે ભોગી ભમરા! મારા ભોગ બનાવે.
હે જીવડા!૦ ૯

ખબર હતે તો મુખ નહિ જોતે, પ્રીત કદી નહિ હેતે;
હું જ પતિ છું ને હું જ પત્ની, સમજી મનશું ર્‌હેતે.
હે જીવડા!૦ ૧૦

નથી સમજતો, નથી માનતો, ધિક્ક ધિક્ક જીવ! નમેરી;
હર હર મારો મનખો બોળ્યો, જીવડા! પંચી લ્હેરી.
હે જીવડા!૦ ૧૧

કાયા! તારા લેખ જ એવા, અંતે રહે વિયોગી;
વચન દેઈ બ્હેરામ કહે, જીવ તજી જવાનો ભોગી.

હે જીવડા!૦ ૧૨

(નીતિવિનોદ)

---

## જમ સાથે જતી વેળા જીવની કાયાને ધમકી

(પદ.—"વાહ્‌વાહ્‌ સાહબજી! કયા ખેલ બનાયાજી!"–એ ચાલ)

ચલ ચલ કસબણ કાયા! નહિ હવે જોડું તુજ માયા. ટેક

માયા જોડી, મુક્તિ છોડી, ભગવતગુણ નહિ ગાયા;
તારી લેહમાં ફસી મુવો હું, ભૂલી ગયો યમરાયા.

ચલ ચલ૦ ૧

મુખ માગી ચીજ લાવી આપી, ચેતન વ્યર્થ ગુમાવ્યું;
છેલ છબીલી, ગર્વભરેલી, કાયા! તે નહિ ભાવ્યું.

ચલ ચલ૦ ૨

આઠ પ્હોર તુજ સેવા કીધી, ભૂલ્યો પ્રભુ પિતુ માતા;
મોઈ તું રંડી, મુવો હું અંધો, ભૂલી ગયો સુખદાતા.

ચલ ચલ૦ ૩

તને ઢાંકતાં થયો નગ્ન હું, તો પણ નહિ સંતોષી;
કાળાં જઈ આ ધોળાં આવ્યાં, ત્યાં લગી વિપત્તિ સોસી.

ચલ ચલ૦ ૪

કાયા જૂઠી, માયા જૂઠી, જૂઠી મતલબવંતી;
આખર તો ભોપાળું ફૂટયું, હવે રહુ નહિ ખંતી.
ચલ ચલ૦ ૫

તું જેવી જો સદા રહે તો, ભોગ ઘણીના ખાસા;
પળપળ કૌતક નવાં નિકળે, દુનિયા જુએ તમાશા.
ચલ ચલ૦ ૬

રંડી કહે મુજ પાસે રહેજો, રહ્યા અંતે કયાં દોડું?
હું તો પંથી ગરીબ મુસાફર, તું કરડકણું ઘોડું.
ચલ ચલ૦ ૭

હવે ચરિત્રો જરી ન ફાવે, સંગત નહીં થવાની;
જાણી તારી કપટી પ્રીતિ, જાણી જગત ગુમાની.
ચલ ચલ૦ ૮

આ આંસુ નહિ અસર કરે મુજ, ચિત્ત હરવા નવ ન્હાતી;
ઊંચા કુળનો હું છું બ્રાહ્મણ, તું તો પવારણ જાતિ.
ચલ ચલ૦ ૯

આન કરી હું દૂર રહ્યો છું, ખબરદાર જો આવી;
તારૂં ચેટક હવે રહ્યું નહિ, પ્રભુપ્રીત મન ભાવી.
ચલ ચલ૦ ૧૦

નિકળ નિકળ! વટલાવી મારીશ, જુલમ ધોળે દહાડે!
અરે યમસિપાઈ બોલાવો, કે એની ધુળ કહાડે.
ચલ ચલ૦ ૧૧

સિપાઈ! જો રંડી નહિ દેતી જવા પ્રભુદરબારે;
સરવાળે ઝ્હેરામ નિહાળે, કાયા કસબણ હારે.
ચલ ચલ૦ ૧૨

(નીતિવિનોદ)

---

## કાયાને શીખામણ

(પદ.—"મન! તું મેલ જૂઠ જંજાળ, માથે ભમે અચાનક કાળ."—એ ચાલ)

કાયા! કાં તું કોપે રે? જીવ કયમ જમને સોંપે રે? ટેક

પાપટોપલો માથે મૂકી, અને મોતનો ભોગ;
ઈર્ષા ઘેરે, મનસા ઘેરે, ઘેરે કારમો રોગ. કાયા!૦ ૧

કોટી કોટી કષ્ટનો સાથે સુખનું તણખું એક;
એ તણખું જો નહિ તું શોધે, પડે વિપત્તિ અનેક. કાયા!૦ ૨

શુભ નામ છે સંતોષ એનું, જો તું તે નહિ સ્હાય;
થાપણ નાસે, આસન નાસે, ડ્હાપણ નાસી જાય. કાયા!૦ ૩

મત્સર લોહો ચૂસે છે તારૂં, ભલું કોનું નવ સ્હાય;
વાયુ સાથે ખાલી હાથે, જમડો કરે વિદાય. કાયા!૦ ૪

"હું હું હું હું", "મારૂં મારૂં", એ સૌ મિથ્યા બોલ;
"તું તું તું તું", "તારૂં તારૂં", નહિ દમડીનું તોલ. કાયા!૦ ૫

નાગી આવી, નાગી જાશે, નાગી ને નાદાન;
વસ્ત્રદાન જીવ ખાતર માગે, ધર ઉરમાં ભગવાન. કાયા!૦ ૬

છપ્પન રંગની કાયા! તું છે, તંગ વદનથી બંધ;
મિઠાશ તુજમાં, ખટાશ તુજમાં, સુગંધ ને દુર્ગંધ. કાયા!૦ ૭

કુળઝપટથી ચેતી રહેજે, નહિ તેને ચૂકાય;
આજે કાલે કશું ન ચાલે! રડવાથી શું થાય? કાયા!૦ ૮

મૂર્ખી કાયા! જાળવ મનખો, અહિં જીવવું દિન ચાર;
ભલા ભલા ભીમસેન ગયા ત્યાં તારા તે શા ભાર? કાયા!૦ ૯

મુક્તિ તો બહુ મોંઘો મેવો, નાનું સુનું નહિ કામ;
મરજી જો મેળવવાની તો, ધર મારગ અહેરામ! કાયા!૦ ૧૦

(નીતિવિનોદ)

---

## પ્રભુની ભક્તિ

(દોહરા)

કાયાપરનો મેલ જ્યમ, સાબૂથી ધોવાય;
તેમ પ્રભુભક્તિથકી, મનમદમંજન થાય. ૧

દુધમાં ખટાશ ભેળવ્યે, ખાટું દહીં બંધાય;
તેમ મિષ્ટ કાયા કહું, ગફલતથી ગંધાય. ૨

જેમ નગ્ન આ દેહ તે વસ્ત્રથકી ઢંકાય;
તેમ હૃદયનું તેજ તે વિદ્યાથી શોભાય. ૩

જેમ સિંહ ઓથે રહી, ઓચિંતો દેખાય;
તેમ મોત પૂછ્યા વિના પાછળ ખાવા ધાય. ૪

જેમ કરોડો સીપમાં મોતી જુજ બંધાય;
તેમ સુભાગી વીરલા કોક જ સ્વર્ગે જાય. ૫

માટે માનવ! ચેતજે, માયાના શા ઢંગ?
ભક્તિસંગ નવ છોડતો, ફરી ફરી નથી પ્રસંગ. ૬

ભૂંડા! તું ભૂમિ વિષે, જો ભૂલશે ભગવંત;
અમર તત્ત્વ આત્મા તદા, રહે કયાં પાછળ અંત? ૭

વિચાર કર તું મન વિષે, આત્મઘાતથી ભ્રાત!
પાપ અમાપ ખરીદશે, વળી અનુદિન ઉત્પાત. ૮

જ્ઞાનથકી વિદ્વાન થઈ, પ્રભુનું ધરને ધ્યાન;
માન વધે માનવ વિષે, સ્વર્ગે રહે કરી ગાન. ૯

જો સૂઝે સવળી મતિ, મફત શીખ આ માન;
યાદ કરીશ અહેરામને, પાછળ નહિ તોફાન. ૧૦

(નીતિવિનોદ)

---

## ઈશ્વરની ભક્તિથી મુક્તિની પ્રાપ્તિ

(ગરબી)

("સાંભળને તું સજની મારી, રજની કયાં રમી આવી જી?"—એ ચાલ)

પલક પલક જો રુધિર સુકાયે, ધબક જીવ ગભરાયે જીઃ
તોપણ ઈશ્વર સ્વર્ગે નોતરે, ઊઠી જતાં શું થાયે?
સ્વર્ગ સ્વીકારો જી. ૧

સ્વર્ગમાર્ગ મુજને તો ધોળો, એક જ બોલી માગે જીઃ
ભક્તિસાધન જો કો સાધો, નહિ જાશો દિલ નાગે.
સ્વર્ગ સ્વીકારો જી. ૨

નહિ ભક્તિથી ખરચી ખૂટે, બગડે ન કંચન કાયા જીઃ
ઈશ્વરપ્રીતિ કેમ ન ગમતી? બળી બળી જગની માયા.
સ્વર્ગ સ્વીકારો જી. ૩

લાખો રૂપૈયા અંગે ધીર્યા, વ્યાજ કર્યું બહુ સોંઘું જીઃ
ભક્તિભાવે સ્હેજે ટળશે, પાછળથી નહિ મોંઘું.
સ્વર્ગ સ્વીકારો જી. ૪

નાનાં કાંધાં કર્જ ઉતારે, વ્યાજ ને મુદ્દલપેટે જીઃ
ખાતાં ભૂખ્યાં તેથી ન ર્‌હેશે, સ્હેજે ભગવત ભેટે.
સ્વર્ગ સ્વીકારો જી. ૫

ભોળાં થઈ જો ભક્તિ ભૂલો, મુદ્દલ કેમ ઉતરશે જી?
વ્યાજ વધીને મુદ્દલ બીજું, થઈ બમણું દુઃખ કરશે.
સ્વર્ગ સ્વીકારો જી. ૬

ગરજ સમે પ્રભુ નાણું ધીરે, વ્યાજ ટુંકું ઉઘરાવે જીઃ
તોપણ મૂરખ નહિ સંતોષે, રહે નહિ ભક્તિભાવે.
સ્વર્ગ સ્વીકારો જી. ૭

ન્હાસી ન્હાસી ક્યાં સંતાશો? અહિં નહિ જાથુક વાસો જીઃ
એક વખત યમથી સપડાશો? ભૂલા પડી ગભરાશો.
સ્વર્ગ સ્વીકારો જી. ૮

ચેતીને ઘેલા તે માટે, જીંદગીદેણુ પતાવો જીઃ
કાં જીવડાપર બેડી નાંખી, હાથે બંધવા થાઓ?
સ્વર્ગ સ્વીકારો જી. ૯

કો પણુ કાર્ય જ આરંભ કરતાં, ભક્તિનો ધૂપ દેવો જીઃ
જો તે કાર્ય સફળ કરવું તો, નાથ નામ મુખ લેવો.
સ્વર્ગ સ્વીકારો જી. ૧૦

જો ભોળાં! નહિ માનો મારૂં, એક વખત અજમાવો જીઃ
એમાં તો લવ નહિ ખોવાનાં? કરો પ્રભુપ્રીતપર દાવો.
સ્વર્ગ સ્વીકારો જી. ૧૧

એક વખત દમ યમને દીધો, દોલત તે શા કામની જી?
અમૂલ્ય દામની ત્યારે ભક્તિ, પતીજ થઈ બ્હેરામની.
સ્વર્ગ સ્વીકારો જી. ૧૨

(નીતિવિનોદ)

---

## પ્રભુપ્રાર્થના

(પદ.—"હમસેં ન બોલનાં મહારાજ!"—એ ચાલ)

ભજને ભાવે વૈકુંઠનાથ, ભજને ભાવે વૈકુંઠનાથ.
ભજને૦

અતિ ઉપકારી ઈશ અવિકારીને ભજો સહુ નર અને નારી રે;
અકલ નિરંજન નિરંતરને, જોડો બન્ને હાથ.
ભજને૦ ૧

જગન્મોહ સંસારી સ્વપ્નાં, અંતરથી જ વિસારી રે;
સંત થવા સહુ ભજો ભવત્રાતા, રાખી સતસંગાથ.
ભજને૦ ૨

સર્વ પ્રકારની લાલચ છોડો, કોડી ન પાછળ કામનીઁ રે;
અંતઘડી લડો યમસંગાથે, ધીરજથી ભીડોઁ બાથ.
ભજને૦ ૩

આ ડગમગ ડોળાતા જગમાં, આશા નહિ વિશ્રામનીઁ રે;
ભજન કરી સહુ ઈશિદરબારે, વસજો દૂતો સાથ.
ભજને૦ ૪

પલક એકમાં પ્રલય પ્રાણનો, જીવતર વ્યર્થ ગુમાશે રે;
આનાકાની સર્વ નકામી, ગોખો પ્રભુગુણપાઠ.
ભજને૦ ૫

કહે બ્હેરામ પ્રભુની ભક્તિ, શીતળ અમૃત પાશે રે;
ભલા ભક્ત સૌ ભગવત ભજવે, જોશો સ્વર્ગનો ઠાઠ.
ભજને૦ ૬

(નીતિવિનોદ)

---

## શ્રી હરિશરણ

(પદ)

શરણે જા શ્રી હરિ, સમજી મન! શરણે જા શ્રી હરિ.
શરણાગત, બીજા કો શોધે, શકતા સર્વોપરી?—
સમજી મન!૦ ૧

હરિ દુઃખ હરતા, શાન્તિ કરતા, પ્રીતિ હરિની જ નરી,—
સમજી મન !૦ ૨

જન્મપ્રસાદી, વૃષ્ટિ આદિક; શી આયુષ અમોં ઝરી ?—
સમજી મન !૦ ૩

જા શરણે એ દયાસિંધુને, પી અમોં તૃષ્ણા ભરી,—
સમજી મન !૦ ૪

હરિગુણમાળા હૃદય વિંટાળી, મુખે નામ શુભ ધરી,—
સમજી મન !૦ ૫

જા જા, મનુવા ! દેહતીર્થ આ, તક નાવે ફરી ફરી,—
સમજી મન !૦ ૬

તજી દેહના પાપવિકારો, માગ ક્ષમા કરગરી,—
સમજી મન !૦ ૭

જા જા, જીવ ! જમથી ના બ્હીતો, હરિમાં શર્મોં જીવ મરી[1],—
સમજી મન !૦ ૮

( સંસારિકા )

---

૧ મરી પાછો જીવજે.

## પ્રભુપ્રાર્થના

(પદ.—"શંકર વસે કૈલાસમાં"–એ ચાલ)

સેવા કીધી મેં પ્રભુ! આપની; મારા આયુના આધાર રે,
દેવ દેવતાતણા શિરોમણિ; સ્વર્ગસૃષ્ટિ શણગાર રે.
સેવા કીધી મેં પ્રભુ! આપની૦ ૧

અધર હિંદોળે ધરણી આ રહી; ઉપર આભ મ્હેરાબ રે;
વચ્ચે લીલાની કમી નહીં; કોણ કહાડશે હિસાબ રે?
સેવા કીધી મેં પ્રભુ! આપની૦ ૨

નાચે બ્રહ્માંડ નાથઆંગળે; વિશ્વશ્વાસ આપ પાસ રે;
કોમળ કિરતારના કૃપાબળે, જીવું દાસાનુદાસ રે.
સેવા કીધી મેં પ્રભુ! આપની૦ ૩

શક્તિ શકે શું કલ્પી કલ્પના? અલ્પ મારા વિચાર રે;
તોપણ પ્રણામ આ બ્હેરામના પ્રભુ! સ્નેહે સ્વીકાર રે!
સેવા કીધી મેં પ્રભુ! આપની૦ ૪

(નીતિવિનોદ)

# હિન્દી કાવ્યો

## જમાના નાપાયાદાર

ક્યું મુસ્તાક હોકે તું ફિરતા બિરાદર?
અય દાના, તવાના, હોનારતમેં હાજર.
ચલે ગયે બડે ફિલસુફાં, પેહેલવાનાં;
અરે દોસ્ત દાના! તું હોગા દિવાના. ૧

ન દાનાકી દાનાઈ હરદમ ટકેગી;
ન નેકાંબી હરદમ ગુજારેંગે નેકી;
કિસે યારી હરદમ ન દેતા જમાના;
અરે દોસ્ત દાના! તું હોગા દિવાના. ૨

કુવત પીલ તનકા તું લેકે ફિરેગા,
જમાના અચાનક શિકસ્ત આકે દેગા;
અકલકી નકલ બેઅકલ બસ બનાના;
અરે દોસ્ત દાના! તું હોગા દિવાના. ૩

ગુજ઼ારે અવલ બચગીકી બાદશાહી,
હોનારત દરદ દેવે જમકી ગવાહી;
બેતાકાત, કિસ રાહ ઉઠાના સોલાના;
અરે દોસ્ત દાના! તું હોગા દિવાના. ૪

જવાની કમર કશકે ફીરતીથી કયસી ?
તુટેલી કમરસે ઉસેબી મેં દેખી.
કમરકે તુટે હ્યાં હજારોં જવાનાં;
અરે દોસ્ત દાના ! તું હોગા દિવાના. ૫

અગર હો ગિરસ્થ, ઘરકી જંજાલ પાયા;
એ દુનિયામેં તું કયા બી આયા ન આયા ?
દીન દુનિયા અબી તેરા છુપા જનાના;
અરે દોસ્ત દાના ! તું હોગા દિવાના. ૬

બુજોર્ગીકી બચગીસે બદતર હય હાલત,
જબ આવે બુડ઼ાપા ન રહેતી કમાલત;
હસે બીબી—'અબ તુમ ખેલોને ખેલાના';
અરે દોસ્ત દાના ! તું હોગા દિવાના. ૭

હો હાકિમ વ શાએર, હો નાજર વ કાજી,
ઉમર સાથ ઉતરે નસીબેકી બાજી;
બુજોર્ગીકી બત્તી અંધેરે જલાના,
અરે દોસ્ત દાના ! તું હોગા દિવાના. ૮

ન દુનિયામેં તેરા હુઆ કો ન હોગા,
ન તું તેરા હોવે—હસેગા વ રોગા;
સિવા પાક દાદાર સબ કોઈ બેગાના,
અરે દોસ્ત દાના ! તું હોગા દિવાના. ૯

(આદમી અને તેની દુનિયા)

## નેકી ઔર બદી

( ઝઘરા )

ઝઘરા સુનો સકલ સંસારા! સબકી ધમાલકા નહિ પારા,
સામે મચ રહી ખુબ કટારા, કયા મિજલસપેં ભરા અખારા! ૧

સામે સામે દુશ્મન અડતે, નહિ સરકાર ઉસેહી પકડતે,
કયા ખુબ જોર જીકરસે લડતે? તાનાજાનીસે તરફડતે. ૨

નેકી કહે બદીકુ 'સુન જા, કયસી કરે જગતકી પૂજા?
'તુજકુ એ ઊંધા કયા સૂઝા? કયું નહિ રામ બરાબર બૂજા?' ૩

ફિર કહે બદી 'તું સુન જા નેકી! તું તો બોહોત કરેગી શેખી
'ઉસ્સે નહી મજાહ મિલનેકી, અયસી હુય બોલી બિરલેકી.' ૪

કહેતી નેકી તબ અલબેલી, 'કયા તું બોલે ગાંડી ઘેલી?
'સતમેં ભરી મજાહકી ઠેલી, બાતાં કિતાબમેં લિખેલી.' ૫

સુનતે બદી નેકીસે બોલી, 'સતસે લયગી હાથમેં ઝોલી,
'સતકી બાતાં હયગી પોલી, કયું તું બિરમાતી હુય ભોલી?' ૬

જબ બોલી નેકી 'એ કયા કસબ? મોજાં ખાતર છોડે મજબ,
'બદી! તું તો કરતી હુય ગજબ, ખેલ એ મુજકુ લગતા અજબ.' ૭

બદી કહે 'સુન જા નેકીબાઈ! તું નહિ માનેગી મનાઈ,
'સતસે હુય જગમેં રૂશવાઈ, જુઠસે ઈસિ દોલત મેં પાઈ.' ૮

'જલ જા દોલત તેરી જૂઠી, એક દીન ખુલ જાવેગી મૂઠી,'
નેકી બોલ ઉદરસે ઊઠી, આલમ સુન બદીપર રૂઠી. ૯

મિજાલસ સબ હો ગઈ અબ ખાલી, બદી નેકીકુ દેતી ગાલી,
નેકી દિલમેં બસી ખુશાલી, સત સાહબ નેકીકા વાલી. ૧૦

( સરોદે—ઇત્તેફાક )

# તીન અઈન ફરજ

(ગઝલ)

પહેલી ફરજ બંદેકી, બંદગી કરલે યકીન પાકસે,
નહિ કારસાજી કિસ વજે સિરપે ઉરાને ખાકસે.
ન હસના રોના મુંસે હાસિલ, ચલના જલદી આસતે;
તું બંદગી કરના ચાહે, બંદે! કર ખુદાકે બાસતે. ૧

દુસરી સખાવત હય ફરજ; કર લે સખાવત હાતસે;
કર તનસે, મનસે, દિલસે બંદે! કર લે અપની જાતસે.
પર[1] કુલ સખાવત કે લિયે તું યાદ રખ દરખાસ્ત એ;
ન તેરે, મેરે, કિસકે ખાતર, ફક્ત ખુદાકે બાસતે. ૨

તિસરી ફરજ ઈનસાફ ખાલેસ હય હ્યાં આદમજાતમેં;
જયસી તું ચાહે અપને લીયે સબકોં દે સબ બાતમેં.
રખ લેની દેની સાફ, સબ પરવરકે હય ગુમાસ્તે,
ઇનસાફ ઔર હિસાબ અદલ તું કર ખુદાકે બાસતે. ૩

યે તીન ફરજાં અઈન સહી—ઇનસાફ, બંદગી નોકપે;
બિચમેં સખાવત ખુબ બિરાજે ફાની દુનિયા ચોકપે.
આદમ! તું ઇન તીનોસે કર લે જિંદગી બહેશ્ત આરાસ્તે—
બંદગી, સખાવત, દાદખાહી, કર ખુદાકે બાસતે. ૪

(આદમી અને તેની દુનિયા)

---

[1] પણ.

## ભૂલા મુસાફર

( પદ કબીરી )

બિકટ બનમેં ભૂલા બંદે! તુ કયા ભવ તરનેકા રે?
ઇધર ઉધર દમ ભૂલા ભટકે, જમ ગબરા ધરનેકા રે. બિકટ૦ ૧

લાખ બદી તુજે ચુન ચુન ખાવે, દમ ફોકટ ગભરાવે રે,
કાયાસે માયા રખનેસે, દમ મુક્તિ નહીં પાવે રે. બિકટ૦ ૨

અપને હાથસે ખુદા બનાવે, દુનિયા દેવી માને રે,
દુસરે રૂપસે પીછા જાવે, સાહબ કયું પીછાને રે? બિકટ૦ ૩

ગફ્લતમેં ગુમ હુવા તું આદમ! દમકી બત્તી બુજા ગઈ રે,
તન ગફ્લતકા મારા રોતા, ચિંતા ચિતમ્યાને ભઈ રે. બિકટ૦ ૪

પાપ પાપકે ઠેલે હોકે, પહાડ બરાબર હોતા રે,
તિરથ કરે, ઓર સ્નાન કરે, નહિ પાપબોજ તું ખોતા રે. બિકટ૦ ૫

જમકે રાજમેં દમ ચલનેકુ હરદમ હરકત પાતા રે,
ભુલા બિગાના બિકટ બંનમેં, ધગધગ જી ગભરાતા રે. બિકટ૦ ૬

( સરોદે-ઈત્તેફાક )

---

## સંસારમૃગજલ

( પદ કબીરી )

ખોટી ખોટી રે આશા, ખોટી ખોટી રે આશા,
દેખે સંસાર તમાસા જી.

પેસા પાયા, જોરૂ પાયા, પાયા કુટુંબ કબીલા રે હાં;
જિસ દિન જમકા ફેરા આયા, ઊઠ ગયા એકીલા. ખોટી૦ ૧

સોના પાયા, રૂપા પાયા, દૌલત કી એકીઠ્ઠી રે હાં;
ભૂંડા નહીં ભોગવને પાયા, મિલ ગઈ ધુલમેં મિટ્ટી. ખોટી૦ ૨

દુખિયાંકી નહિ દાઝ લગે કુચ, હસતા સામ સુબેરે રે હાં;
રોનેકે દિન જલદી આયે, અંખિયાંમેં અંધેરે. ખોટી૦ ૩

મુખ મખવાસ કરત રંગીલા! હોઠ કરત પરવાલે રે હાં;
થોડે દિનમેં બાસ પડેગા, મુખમેં ચૂવે ચાલે. ખોટી૦ ૪

ટટાર ટંગરી, ચોરસ સીના, જમિન ભાર નહિ ઝીલે રે હાં;
છાતીમેં અબી ગજકા ખડ્ડા, તિરકસ ટંગરી હીલે. ખોટી૦ ૫

જૂઠી માયાને ભિરમાયા, સતકી દોરી ખેંચી રે હાં,
મૂરખ પીછુસે પસતાયા, મુક્તિ જૂઠકોં ખેંચી. ખોટી૦ ૬

(સરોદે-ઇત્તેફાક)

---

## ફકીરી હાલ

અરે બેવફા! નફટ ઝિંદગી!
ન પોંહોચે તુજે અસર બંદગી.
ન મોહબત, ન સોહબત, ન હસરત સફા;
કિસી રાહસે સીખે તું હમસે વફા?
ઝુદા દેખતે જી હારા હય;
ફકીરી હાલ હમારા હય. ૧

મિલી માદરી હમે દિલપસંદ,
ભુલાયે યજદ વ અમશાસ્પંદ.
ખુદા શાયદ કયા ખાલેસ પ્યાર!
દુઆ યાદ ઉસપે હજારાંહજાર.
મગર તુટા પ્યાર મિનારા હય,
ફકીરી હાલ હમારા હય. ૨

અરે કહાં ગઈ દુલી માદર?—
ગલેસે લગાના કર આખર.
ન કયું સાથ લે ચલી ઓ અમા?
કિસે અબ રહી હમારી તમા?
સિતમ જબસે યે ગુજારા હય,
ફકીરી હાલ હમારા હય. ૩

જખમ રૂજ આયે નહી અબતક,
મિલે દોસ્તીકે રોજીરજક.
બિરાદરસે જ્યાદે એ યારી થી;
મગર ઉસકોં ગર્જ બડી પ્યારી થી.
બિરાદર કહાં બિચારા હય?
ફકીરી હાલ હમારા હય. ૪

ઓ માદરકા પ્યાર ભુલાને અબી,
ભુલાને એ દોસ્તકી દોસ્તી;
મિલી માશુક પરી નેક જાત,
પિલાને ઈશ્કકે આબેહયાત.

છુપા રોશન સેતારા બી હય;
ફકીરી હાલ હમારા હય. ૫

લગે દિલસે દિલ, પાય જિંદગીકે ભેદ;
મિલે તન વ મન, ઈમાન ઓર ઉમેદ.
લગે ના લગે—અરે કયા સેતમ?
છૂટે પલમેં એક લગે જી—ખતમ.
કહો અબ કહાં દિલારા હય?
ફકીરી હાલ હમારા હય. ૬

ફના આસમાન, જમીન હો ફના;
તૂટે જીને લી તુમારી પનાહ.
ફના માનમોજ, હો દોલતપે હેફ,
ફકીરીકી, અએ ખુદા! દે દો કેફ.
"ફના" દિલ "ફના" પુકારા હય,
ફકીરી હાલ હમારા હય. ૭

(આદમી અને તેની દુનિયા)

---

## દુનિયાં—દોરંગી

(પદ)

દુનિયા દોરંગી, દોરંગી,
એક દિન ભગત, દુજા દિન ભંગી! ૧

ભગત બને ભક્તિમેં લીન ભય, લિયો અચલ બૈરાગ,
પલમેં લોભ લાલચકી મોહિની હાલત કરે કઢંગી.
દુનિયા૦ ૨

રાજાસનપે આજ બિરાજે, કર સોલે સિનગાર,
કલ દુનિયાકા ચક્કર ફિરતે રહે ગઈ કાયા નંગી.
દુનિયા૦ ૩

આજ સેંકડો યજમાનોકો દેવે મિષ્ટ પકવાન,
કલ તેરે નિર્વાહકે લિયે મુઠી લોટકી તંગી.
દુનિયા૦ ૪

રાજમહાલ મિલકત ઉઠ જાવે, ઉઠે માન અકરામ,
સતબિન યહ સબ જૂઠી માયા, કહે ગયે ગુરૂ સત્સંગી.
દુનિયા૦ ૫

તકલીદી જૂઠી યહ દુનિયા સામે, મુસાફર સતિયા!
સતકા ઝુંડા લેકે હાથમેં, જંગ મચા લે જંગી.
દુનિયા૦ ૬

(અનુભવિકા)

---

## કરના ઐસા પાના

("અલાહ નામકી ફેરી બાવા! નબી નામકા ફેરા હય;"—એ ચાલ)

ગમી ગમીકી કમી નહીં હ્યાં, તુમી હુમી સબ જાનેકે,
ઈસ દુનિયાકી કરની માફક જિન્નત દોજખ પાનેકે.

આગે હસના, પીછે રોના, બેહેતર ઉસ્સે નહીં હસના,
સદા જમકી ફેરી ફીરતી, કામ ઉસકા દમકુ કસના;
ખબરદાર રેહેજાના બંદે! ખબર જમ લેનેવાલા,
ખબર કબર મેં કીદે લયગે, સાહબને હુકમ ડાલા;

ખેસ રફીકાં કીસી કામકે? પૈસે હો તો ખાનેકે;–
ઈસ દુનિયાકી કરની માફક જિન્નત દોઝખ પાનેકે. ૧

પાનીકા પરપોટા બંદે! માટીકા પુતલા ખોટા,
લંબે કદકા કીડા તું તો, આદમકા સાયા છોટા;
પવન લેહેરસે દમ જો લેતા, ઉસ દમ તો જમ લેવેગા,
ઈસિ દમ બિન તું, ગમકા મારા, દિલ મટ્ટીકું દેવેગા;
શેર મરદ તો ખુશી ગમીમય સાહબકોં પીછાનેકે,
ઈસ દુનિયાકી કરની માફક જિન્નત દોઝખ પાનેકે. ૨

એક ખુશીકે સાથ ઈધર તો લાખ ગમી હાજર હોતી;
ઈસી ગમીસે ગમ ખાવે તો જિંદગી જેહમતમેં સોતી.
તંગ કમરસે જંગમેં જાના, ઈમાનકા બખતર કસ કર,
દાવપેચસે તુરત હઠાના દૂર ગમગીનીકા લશ્કર;
નામરદે ગમસે મત હોના રબકુ મુંહ બતલાનેકે;
ઈસ દુનિયાકી કરની માફક જિન્નત દોઝખ પાનેકે. ૩

ખુદા પાસ જો માફી ચહાવે, માફી સબકો બતલાના,
સાહબકી માફી બિન બંદે! મર ગય આદમ કુલ દાના.
ખલકખાબમેં નહીં સોનાબે, ઉલટ સુલટ ચક્કર ફિરતા,
જો નેકીકે સાથ બસે સો નહીં જેહેમતકે બીચ ગીરતા;
ગમી દેખકે નહીં ભાગે, શાએર ઉસી ગુન ગાનેકે,
ઈસ દુનિયાકી કરની માફક જિન્નત દોઝખ પાનેકે. ૪

(સરોદે-ઇત્તેફાક)

# સારરહિત સંસાર

( ૫૬ )

જૂઠા સુખસંસાર, રે મનુવા! જૂઠા સુખસંસાર.

સુખસંસારકી સીમ આ રહી, પતિપત્નીકો પ્યાર,—
રે મનુવા!૦ ૧

સ્વાર્થ પ્રેમ પ્રતિકૂલ દોનોમેં, એકમેક આહાર[1],—
રે મનુવા!૦ ૨

લગન લિયે બહુમન બુલાયે! નહિ એ બિવાહ બેપાર,—
રે મનુવા!૦ ૩

દિલ મિલનાં મતલબ દોનોકી, પ્યાર નહીં! એ જાર,—
રે મનુવા!૦ ૪

દૂજો સુખસંસાર મૈત્રી હય, બિખ ઉરમેં, અમી બહાર,—
રે મનુવા!૦ ૫

મતલબકે મિત્રો નહિ મેંઘે; મુખ મીઠાં, દિલ ખાર,—
રે મનુવા!૦ ૬

પ્યાર મૈત્રી પરિણામ પૂછે કયા? કાલજ લગી કટાર,—
રે મનુવા!૦ ૭

સાધુ સંત સંસાર છોડ યું બન બન કરત બિહાર,—
રે મનુવા!૦ ૮

(સંસારિકા)

---

૧ સ્રીપુરૂષ વચ્ચે જે પ્યાર છે તે બહુધા એક-બીજાનો જાણે ભક્ષ કરવાનો સ્વાર્થ દેખાય છે.

## કાયાકલેશ

( પદ )

મેં તો રો રહી રે, મેં તો રો રહી રે;
પ્રભુપ્રીત પિયુખ સબ ખો રહી રે.—મેં તો૦

જન્મતે હી રોઈ, સખી! મરતે ભી રોઉં;[1]
સારી ઉમર ભઈ સો રહી રે.—મેં તો રો રહી રે૦ ૧

કબિ કબિ જાગી, અંધી પતંગ સરીખી,
જૂઠે જગદીપપે મોહો રહી રે.—મેં તો રો રહી રે૦ ૨

આશ તજી હી બિસબાસ બુડાયો—
હોને વાલી અબ હો રહી રે.—મેં તો રો રહી રે૦ ૩

યાદ આતે અંખિયાં બહે આંસુ,
હરિચરન ઈન આંસુસે ધો રહી રે;—મેં તો રો રહી રે૦ ૪

(સંસારિકા)

## પ્રભુપિછાન

( દોહા )

પ્રભુ પ્રભુ પૂછત ભવ ગયો, ભઈ નહિ પ્રભુપિછાન;
ખોજત સારા જગ ફિરો, મિલે ન શ્રીભગવાન. ૧

સહસ્ર નામસે સોચ કી, એકિ ન મિલો જવાબ;
જપતપ કીનાં જન્મ તક, હરિ હરિ ગિને હિસાબ. ૨

સાધુસંતકો સંગ કિનો, બેદ પુરાન અભ્યાસ;
ફિરભી કછુ દર્શન નહીં પાયો પ્રાન ઉદાસ. ૩

[1] મનુષ્ય માત્ર જન્મતાં જ રોય છે, અને ઘણી વાર મૃત્યુકાળે પણ રોય જ છે.

કહોજી, પ્રભુ અબ કયું મિલે? સોચું જીકું આજ;
જન્મ જુદાઈ યહ ભઈ, કછુ નહિ સુઝત ઈલાજ. ૪

અંતર્યામી તબ કહે,—"કયું તું હોવે કૃતાર્થ?
'પ્રભુ' બકબક ફોકટ કરે, નિશદિન ઢૂંઢત સ્વાર્થ. ૫

મુખ 'પ્રભુ' નામ પુકારતા, અંતરમેં અહંકાર;
દંભી! ઐસે દંભસે દીનનાથ મિલનાર? ૬

ઠગવિદ્યામેં નિપુણ ભયો, પ્રથમ ઠગે માબાપ;
સકલ જગતકુ ઠગત તું, અંત ઠગ રહ્યો આપ." ૭

સુનતે સુધબુધ ખુલ ગઈ, પ્રગટ્યો પશ્ચાત્તાપ;
ઉલટપુલટ કરને ગયો, આપહિ ખાયો થાપ. ૮

અંધા, બ્હેરા હો ફિરો, અપંગ, પાપી, અજ્ઞાન;
નંગા, નકટા, અરુ નફટ, અબલ ફિરબિ અભિમાન. ૯

ક્ષમા કરો, પ્રભુ! દાસકો ક્ષમારૂપ કિરતાર;
નહિ આભૂષણ કછુ મુજે, આપ હિ અંતરહાર. ૧૦

આપ અંધકી આંખ હો, આપ અપંગકે અંગ;
આપ જ્ઞાન અજ્ઞાનીકે, આપ સકલ સત્સંગ. ૧૧

આપ અબલકે બલ, પ્રભુ! હો નકટેકે નાક;
આપ બધિરકે[1] કરણ હો, શરણ આઉં મેં રાંક. ૧૨

પાપીકે, પ્રભુ! પુન્ય હો, અરુ નંગેકે વસ્ત્ર;
ક્ષમામૂર્ત્તિ શિરોમણિ, ક્ષમા કરોજી સહસ્ર! ૧૩

(સંસારિકા)

૧ બ્હેરા.

# પારસી શૈલીનાં કાવ્ય.

## આદમ કોણ?

(બેત)

કુલ કુદરત ખુદાની-જમીન આસમાન,
સુરજ શું, સેતારા, શું ચંદા ઉપર;
શું દરિયા-ચરંદાં, પરંદાં તમામ—
મગરમચ્છ કે શેર-સર્વે બંદા ઉપર—
તું આદમનો કાબુ. હજારો હજાર
એ સર્વેથી આલા; ને સરજત ઉપર
બી ત્હારી છે સત્તા. વખતનો તું વાલી.
હમેશગીના શાહ, શુક્ર ત્હારી ઉપર.
ખુદાથી જ બીજો, ન જૂદો તું જીવ—
વારી જાઊં બુલંદ સરદારી ઉપર.

(આદમી અને તેની દુનિયા)

---

## આદમ શું?

(બેત)

ગગનની ગુંબજ રોકી ગરદન ઉપર
એક તલ સરખું ધાબું સમાતું દિઠું. ૧

પાસિફિક્ સાગર સપાટી ઉપર
એક અદના મેં તણખું તણાતું દિઠું. ૨

મિસરના પુરાતન પિરામિડ ઉપર
નવલ એક કિલ્લું ચણાતું દિઠું. ૩

પવનના ભયાનક ફુંફાડાની સાથ
ડસડોલિયું રૂદન સણસણાતું દિઠું. ૪

કે સીસમ સનોબરના જંગલમધ્યે
એક નિર્જીવ બિયું જઈ વવાતું દિઠું. ૫

બરફમાર બારિશ વચ્ચે ગાજવિજ
મુગું એક ભણતર ભણાતું દિઠું. ૬

અંધારા ને છૂપા ભૂમિ પેટમાં
ખનિજનું એક ખલકું ખણાતું દિઠું. ૭

અનંત આએ કુદરતના તાણા ઉપર
વણાટ એક સુતરનું વણાતું દિઠું. ૮

ખલકના મેં અગણિત ખેલો વચ્ચે
એવું તુચ્છ આદમીને ગણાતું દિઠું. ૯

(આદમી અને તેની દુનિયા)

## મ્હારી માશુક ઉમેદ!

છૂપાતો, ભરાતો ને શરમાતો રોજ,
કુલ હિમ્મત ને હિકમત બી હારેલો, હું—
ઉઠાવીને શિરપર મુસીબતના બોજ,
ને ધ્રૂજતો, જમાનાનો મારેલો, હું—
ઉભો કેદખાને;—મગર ન્હાનો છેદ
છપરની ઉપર—મ્હારી માશુક ઉમેદ! ૧

અરે છેદ ન્હાના! સુરજનું કિરણ
તું લાવી અંદર કર આ દર બાગેબહેસ્ત
સજીવન કરી મરતાં મુજ તન ને મન,
દફે કર ભયાનક આ દિલની દેહેસ્ત.
ને સિહા સકો જિંદગીનો કરવા સુફેદ,
સબૂરી શીખવ, મ્હારી માશુક ઉમેદ! ૨

પવન, રોશની, તાજગીદાર આબ;
સુકો નાન ટુકડો મળો ના મળો—
ચલાવી શકું હું હયાતી હિસાબ—
દિવસ તે મુબારક અને છે ભલો.
સબરની કબરમાં પડયો જીવ કેદ
તું છોડવજે, બસ, મ્હારી માશુક ઉમેદ! ૩

બીજું ચાહું શું?—આ જિંદગી ખુઆબ—
સિવાએ ઉમેદ કંઈ નથી બરકરાર.

ઈલ્મ ફિલસુફીથી ભરેલી કેતાબ
ઓ શીખવે બીજું શું વધુ પાયાદાર?
ન બૈબલ, કુરાન, નહિ અવસ્તા, ન વેદ,
તુંને પ્હોંચે હ્યાં, મ્હારી માશુક ઉમેદ! ૪

ઉમેદ! અએ ઉમેદ!! મ્હારા જિવતરની જ્યોત!
બધું જાય પણ તું ન જાતી મૂકી.
તું જિંદગી સદાની, પછી ત્હારી મ્હોત;
ચૂકી જેણે તું, બહેશ્ત બાજી ચૂકી.
વખત ને હમેશગીના ઊંડા જે ભેદ
ખુલ્લા કરશે તું, મ્હારી માશુક ઉમેદ! ૫

(આદમી અને તેની દુનિયા)

---

## મોહબત

(ગઝલ)

અજબ ખોદાએ ખેલ કીધો, પ્યાર કેવો મોતેબર!
જે પ્યારની પ્યારી યાદની હરદમ અસર જિગર ઉપર. અજબ૦ ૧

મોહબત જેહનું નામ તે વસે છે સહુના દિલમાં,
ફકીરોનાં ઝૂંપડાં તેમ રાજાઓના મ્હેલમાં. અજબ૦ ૨

મોહબતનાં કાતિલ કિરણ રડાવે અબળા નારને,
હાય અફસોસના દરિયામાં તે બોલાવે દિલદારને. અજબ૦ ૩

'આશક! મુજ એકબાલના આવ, ભેટું જોતાં વારને,
'મુબારક ફુલ મોતી લેઈ, વધાવું દિલબર યારને. અજબ૦ ૪

'અએ ખફા દિલજાની મારા! રહેમ કર નબળા હાલપર,
'ફિદા મારી જિંદગી, ફિદા જાન તારી ચાલપર. અજબ૦ ૫

'ફિદા હું તો છેઉં પ્યારા! તું દિલદયાલ ઉપર,
'પ્યાર પામી થઈ દિવાની, કર દયા કંગાલ ઉપર. અજબ૦ ૬

'શું ગુનાહમાં થઈ ગરક હું? શાથી ખાવંદ તું ખફા?
'મરદાની બુનિયાદ ભૂલી, ન થાતો મુજસે બેવફા. અજબ૦ ૭

'છૂપો માર ન માર યાર! તું, સિતમ મુજપર બહુ જફા,
'એવી બેદાદી ન આપ દિલ, દિલને જરા રાખ સફા. અજબ૦ ૮

'અએ પ્યારા! હું તું ખાતર માબાપ છોડું દેશવતન,
'છોડું ખુશબો બાર તરાંહની, છોડું તનમનનું જતન. અજબ૦ ૯

'જોગણનો સિહા વેશ લેઉં, સિતારાની જેમ લઢણ,
'તુજ જુદઈનું ઝેર કારી, કાંટા વાગે તનબદન. અજબ૦ ૧૦

'દરેક શહેરે શહેરે અંદર, અફસોસે ભરૂં કદમ,
'એ મારી ઉમેદ કે એક દિન તું દિલબરનાં જોઉં ચશમ. અજબ૦ ૧૧

'એવા પ્યારનો બદલો આપ જો તુજથી સહેલાઈથી અપાય,
'નહિ તો પ્યારની તરસી પ્યારી પ્યારની શમશીરે કપાય.' અજ૦ ૧૨

❀ ❀ ❀ ❀

આ ફરિયાદ દિલતંગ જે ઉઠાવે છે કોણ શૂરથી?
પ્યાર પીધેલી પ્યારી બોલે પ્યારની જરૂરથી. અજબ૦ ૧૩

નાજુક મન છોડી શરમ જોશથી મચાવે જંગ,
મોહબતની મિઠાશ પીવા કરે કુચ લખો ફરસંગ. અજબ૦ ૧૪

દુનિયામાં જીવતો મળે તો શોધી કહાડે પ્યારો નર,
ચકચૂર જોઈ ચશમો બનાવે જો ફતેહ પામે સફર. અજબ૦ ૧૫

માગેલો નર નહિ મળે તો બીજાસે નહિ મેળવે મન,
ફરજની મારી તે વેચે જો કે દિલ વગરનું તન[૧]. અજબ૦ ૧૬

મોહબતની બેશારત થાતાં ચોંકે મરદાને મરદ,
પ્યારના ગરમ દરિયામાં તે હાય મારે છે ખુબ સરદ. અજબ૦ ૧૭

'અએ અબલા! અએ દિલની માલેક! અએ પરી! અએ નૂરદાર!
'તુજ પ્યારાં ચશ્મોથી મારા દિલને જરા કર કરાર. અજબ૦ ૧૮

'ઓ! ક્યારે હું તું પરીને જોઉં માહરી આંખથી!
'પંખેરૂના રૂપે પાછળ ઉડું મોહબત પાંખથી. અજબ૦ ૧૯

'બેમાલુમ ન રેહે બિગાની, સાચવ મારો હાલ તંગ,
'હિરદાપર તશ્વીર પડી, તુજ રમી રહ્યો ચશ્મોમાં રંગ. અજબ૦ ૨૦

વાતચિત કરવા અંદર બી આંખોથી ઝરે છે આબ,
આરામની જગા ઉપર બી તું દિલરૂબાના ખોઆબ. અજબ૦ ૨૧

'સેતારો જો થાશે રોશન, મળશે મારા ભાગનું,
'ગુલગુલાબ ગુલનાર મળશે, ગુલઅનારી બાગનું. અજબ૦ ૨૨

'જો પ્યારી! તું મ્હેર ન કરશે, દુનિયા રોશે ફોકફોક,
'ઈશ્કની કટારનો હું આશક અંતે થાઉં ભોગ.' અજબ૦ ૨૩

---

૧ વગર પ્યારે પરણી જાય.

આ દિવાના બોલ બોલે, દિલના ઉભરા કહાડે બહાર,
જવાની જુદાઈથી રૂવે, થઈ ગફ્લતથી બેકરાર. અજબ૦ ૨૪

જિંદગાની સફળ સમજે, જિતે પ્યાર જ વેપારમાં,
ન્યામત કુલ તારાજ કરશે, હારે એ જુગારમાં. અજબ૦ ૨૫

આશુકમાશુક પડતાં મૂકી, જુવો હવે મા ને બાપ,
એક પ્યારી માદર પોતાનાં ફરજંદપર કરે વિલાપઃ—અજબ૦ ૨૬

'અએ પ્યારા દિલાવર પુત! જે દિનથી તું પેદા થયો,
'તારી મુફ્લેસ માદરનાં ચશમો ને છાતીમાં જ રહ્યો. અજબ૦ ૨૭

'તારો પ્યારો પિદર તારા ગમથી ખુબ ગમખાર થયો,
'કે આખર મુજ બેટો ખુની મોહોતનો શિકાર થયો. અજબ૦ ૨૮

'અએ મારી મુરાદ! તારો એ મરવાનો નહિ વખત,
'તારી જુદઈનો જરબ માદર પિદરને બહુ સખત. અજબ૦ ૨૯

'અફ્સોસ તું નસીબ! ઉપર, ગજબ જમાનાનો જુલમ,
'પાછું ફરજંદ આપ નહિ તો કર કબજ દુખિયારો દમ. અજબ૦ ૩૦

'દિલતુટો પિદર બકે છે, નહિ જબાનમાં રહી તાકાત,
'જિગર ગુમ, કુલ જહાન ગુમ, હું શા સબબ જીવું પછાત?' અજ૦ ૩૧

ભાઈબ્હેનને એકમેકપર પ્યારની બેહદ અગત,
તેઓ બંને જોડી કુલ, પરવર કરે એક જ દરખ્ત. અજબ૦ ૩૨

મમઈ મમાવાનો પ્યાર અંદાજાથી બહાર જાય,
દિવાનો એ પ્યાર છે, પણ દિવાનો કેમે કહેવાય? અજબ૦ ૩૩

બપઈ બપાવાનું હેત નબીરાપર છે બેહદ,
પણ મુબારક એ વડીલનો દાવો કોણથી થાય રદ? અજબ૦ ૩૪

❀ ❀ ❀ ❀

ફુલે પ્યારમાં પ્યાર મક્કમ સામે સામી જાતમાં,
પાક માશુકનો પ્યાર નહિ મળે પાકીજેહ માતમાં. અજબ૦ ૩૫

લાખો લોક એ પ્યારના શિકાર બની રોય છે,
લાખો બની નિહાલ, છાતી કહાડી સામે જોય છે. અજબ૦ ૩૬

લાખો લોક એ પ્યાર લીધે દુનિયાથી ઉઠી જાય છે,
લાખો લોક એ પ્યારની સિફ્ત ફતેહથી ગાય છે. અજબ૦ ૩૭

એ રીતે કોઈ હસે છે, કોઈ રોય છે એ પ્યારથી,
કોઈ તો વળી જીવે છે એ પ્યારના જ આધારથી. અજબ૦ ૩૮

અએ રફીક! હું કેમ ખોલું એ ભેદ મારા દિલનો?
શી રીતે ચિતાર ચિતરૂં એ ખુદાઈ ખેલનો? અજબ૦ ૩૯

મુશ્કીલ બયાન મોહબતનું, નુકતેચીની કોણ થાય?
શાએરાનશાએરો બી બાજેવખ્તે હારી ખાય. અજબ૦ ૪૦

ચિતારાનું ચિત્ત એ ચિતરવામાં લાગે ખુબ,
તો બી નહિ ચિતાર ચિતરે તે ચિતારો આબેહુબ. અજબ૦ ૪૧

મોહબત ગયબી નામ છે, સુમાર નહિ એનો હિસાબ,
લખો જો દાસ્તાન એનું, તો લખાય લાખો કિતાબ. અજબ૦ ૪૨

દુરસ્ત કહેવું એટલું જ દિલખુશ મોહબત નામપર,
ફસે કસેલી કલમ મોહબત, હસે કલમના કામપર. અજબ૦ ૪૩

મોહબત યકીનદાર જે મળે ન દોલત ભાવથી,
મળે ન જુલમ જોરથી, મળે ન ખોટા દાવથી ![1] અજબ૦ ૪૪

મિશકીન શું શું માતબર પિછાને મોહબત દામને,
ગુલામને તે શાહ કરે, ને કરે શાહ ગુલામને. અજબ૦ ૪૫

( સરોદે-ઇત્તેફાક )

---

## ખુબસુરતીનો નમુનો

("પુતની મોહબતે મારી મને."—એ ચાલ)

ફિરેશ્તઈ ફિરોજ! તુજ જુદઇથી દિવાનો,(૨)
અક્કલ અને હોશથી કીધો તેં બિગાનો. ફિરેશ્તઈ૦ ૧

મહબુબ મિઠાશ તારા મુખપર બિરાજે,(૨)
દરેક દાંત દરિયાઈ મોતીનો દાણો. ફિરેશ્તઈ૦ ૨

શિરીન ગાણું ગાયે તું દિલખુશ અવાજે,(૨)
મોહબતમાં ફસાવે હેરતમંદ જવાનો. ફિરેશ્તઈ૦ ૩

ગુલાબી રૂખસારા ગુલામી શિખાવે,(૨)
દમ બેહેકે ખુશબોનાં અરબસતાનો. ફિરેશ્તઈ૦ ૪

રેશમ જેવા બાલો ફેનોસે લટકાવે,(૨)
દિલકસ બે નારંજનાં છાતીપર મકાનો. ફિરેશ્તઈ૦ ૫

કમર પતલી નાજુક બગલમાં સમાવું,(૨)
કોમલ તનબદનથી શરમાવે તોફાનો. ફિરેશ્તઈ૦ ૬

---

૧ જો મળે તો તેનું નામ મોહબત નહિ.

કુદરતની રેહેમ તુજ માશુકમાં જમાવું,(૨)
અજબ તું નમુનો અહુરમજદની કલાનો. ફિરેશ્તઈ૦ ૭

ઉઠાવે ખમીર જ્યારે મોહબત શરાબના,(૨)
સહેવાય નહિ તાપ તુજ મેહેરાબી ભવાંનો. ફિરેશ્તઈ૦ ૮

કાબેલ રદિયા આપે શાએરી કિતાબના,(૨)
પિછાનતાં શાએરાન શાએર નહિ પિછાનો. ફિરેશ્તઈ૦ ૯

અક્કલથી હરાવે મરદાનેમરદો,(૨)
નિર્દોષીનો બાગ તું, ખુબીનો ખજાનો. ફિરેશ્તઈ૦ ૧૦

મુદ્દામ જીવ દિલરૂબા—મોતથી તુંને પડદો,(૨)
તું પરીના જનમથી મગરૂબ છે જમાનો. ફિરેશ્તઈ૦ ૧૧

દિયે ખલકને જેબ તું, શાએદ કહે બિરાનો,(૨)
મગરૂબ તારા નામના ઈશાની નેયાગાનો. ફિરેશ્તઈ૦ ૧૨

(સરોદે-ઇત્તેફાક)

---

## માશુકને અરજ

(રાગ પરજ)

મેહેર કર મેહેર! મુજ મુફલેસ ઉપર મેહેર,
ગુનાહ દરગુજર કર માશુક ગુલચેહેર, મેહેર.

જે દિન તુજ ચશ્મો આબદાર, જોયા મેં ગુલાબી રૂખસાર,
તે દિનથી જિગર ચાક ચાક, આવે મોહબત ફેર. મેહેર૦ ૧

આબદાર ચશ્મોનું તેજ, નહીં દીસે કારી હરગેજ,
લાલચમાં ફસાવે મન, છાંટે જિગરપર જહેર. મેહેર૦ ૨

માશુક મેહેર કરે ન સહેજ, પોંહોંચું હું હારી બુરી ફેજ,
જિગર દોરી તૂટી મારી ચાલશે લોહીની નેહેર. મેહેર૦ ૩

ઉમેદ ઉમેદ ખુશ દે ગુલજાર, ઘાયલ જિગરને કર કરાર,
દે પ્યાર પ્યારી નાર, નહીં તો ધારદાર શમશેર. મેહેર૦ ૪

કમબખ્ત જિગરમાં ખા ન ગમ, આશકને નહિ છાજે માહતમ,
તુજ મેહેર કરશે મેહેર, જો દિલ રાખે દિલેર. મેહેર૦ ૫

(સરોદે-ઈત્તેફાક)

---

## જુવાનીમાં જઈફ

જુવાનીમાં જઇફ, હું તો સુખમાં દુઃખી;
પસંદ પડતી પરણી કુમારો રહ્યો.
દિવસ ચાર સુખની ખુમારી પછી,
તું મરતાં જીવે, હું તો જીવતો મુઓ. ૧

હા, મુઈ, તું છૂટી, હું તો જીવતો રિબું,
જનમતક રંડાપાની ઝૂંસરી નીચે.
સુકી આંખે રોતો હું દાબું ડિબું—
ખુદા! એની પાસે હવે ઉંચકી લે. ૨

હરામ આએ દુનિયાની મોજો તમામ;
અકારૂં આ જીવતર, મરણુથી બુરૂં.
જમાનાથી લાંબું, સુબેહ શું કે શામ,
એક પલપલ વખતનું બી કરવું પુરૂં. ૩

અરે, મારી તંગદિલ હાલત અંદર
દુઆ માગ પ્યારી! ગમે એવી દૂર—
પલકમાં કરી હું ખતમ આ સફ્‌ર,
મળું મીઠી માશુક જરૂર બા જરૂર. ૪

(આદમી અને તેની દુનિયા)

---

## લોભ

("સાંભળ ભાઈ! મારી એક વાત,"—એ ચાલ)

લોભ લુંટાવે લાજ તમારી,
લોભે કીધાં શહેર વેરાન;
લોભ વેચાવે અક્કલ સારી,
લોભે પાયામાલ ઈરાન;
એ મૂજી બચ્ચાએ જહાનમાં
બૂજી નહિ નેકીની લાજ;
ફકીર લોભથી શોગ ગુજારે,
બાદશાહ છોડે તખ્તોતાજ. લોભ૦ ૧

---

૧ મરતાં જીવે-મરીને જીવે. જેમ બેસતાં થાકયો-બેસીને થાકયો.

લોભે લોકો જંગ મચાવે,
લોભે બેટો બાપ કપાય;
લોભે વ્હાલાં વેરી થાયે,
સીધો રસ્તો નહિ દેખાય;
લોભ તું જમશેદને રઝળાવે,
લોભનું સીઝર વાળ કરજ;
બૉનાપાર્ટ તું લોભ કરે નહિ,
જેહમતની શી હતી ગરજ? લોભ૦ ૨

લોભે લોંડા લાજ તજીને,
જબરી કરતા જાય જબે;
લોભે લુચ્ચાને લલચાવા,
વેરી વેશ્યા વેશ સજે;
લોહી સુકાયે લોભથી તારૂં,
લોભે જોતો અંધો થાય;
લોભે લકવો થાય લૂલાને,
જૂઠો જહાનમમાં ગંધાય. લોભ૦ ૩

લોભે રૂમી રાજ્ય ગયું તે
જંગલીઓને હાથ શિકાર;
ચુનાની હિંદી રૈયત પણ,
લોભને હાથે થાય ખુવાર;
લોભે મહમદ,[1] લોભે ટીપૂ,
લોહી ચુસીને બનિયા વાઘ;

૧ ગિજનીનો.

મહારાજોનાં મંદિર અંદર,
લોભ ફજેતી કરે અથાગ. લોભ૦ ૪

લોભ ખત્તા સહુને ખવડાવે,
કરી નિશાથી ખુબ ચકચૂર;
જે ફસિયો લોભી ફાંદામાં,
જશે જાનથી ઉઠી જરૂર;
લોભથી ન્હાસો, કરી શુકરાના,
જે આપે હરદમ દાદાર;
બેહુરમત છે લોભ લતીજો,
જગરૂશવઈ એ તેથી લાભ. લોભ૦ ૫

લોભ પાતાલે લઈ જઈ સાંતે,
એક વખત બતલાવી આભ;
લોભે સુંદર મોર થવાને
ખુદ પીછાં ઊતારે કાગ;
લોભે ઘેલો, દિલનો મેલો,
મેલો જગનો ચૂકી જાય,
મનમાં બાંધી મ્હેલ લોભનો,
તે બુબખ આખર પસ્તાય. લોભ૦ ૬

(સરોદે-ઇત્તેફાક)

## શેરસટ્ટા

("લાગે ઠંડી પ્યારી, લાગે ઠંડી પ્યારી,"—એ ચાલ)

શેરસટ્ટો કીધો, શેરસટ્ટો કીધો,
ડૂબીને ડૂબાવી માથે બટ્ટો લીધો; શેરસટ્ટો૦

મોટું શેહેર મુંબઈ કેહેવાય,
બુઢ્ઢાં મમઈજી ત્યાં જાય;
મમઈજીને મળિયા મુવા હજારો ગીધો. શેરસટ્ટો૦ ૧

સોલુભાઈના લીધા સાઠ,
ઢોલુભાઈના બસો આઠ;
મમઈજી મરે મને બી મરવા નહિ દીધો. શેરસટ્ટો૦ ૨

મોટીબાઈનાં મોતી મૂકયાં,
હીરાંના હીરા નહી ચૂકયા;
મોટી માગો ભીખ, હીરાં રાંધો ને સીધો! શેરસટ્ટો૦ ૩

મમઈ પાછાં સૂરત નાઠાં,
ખસિયાણી સૂરતની સાથે.
રડતી સૂરત સુતર કાંતે, જોનારે ગમ પીધો. શેરસટ્ટો૦ ૪

સોલુ માગે, ઢોલુ માગે,
મોટી હીરાં ચીતલ ભાંગે;
હું તો બા બિચારો પાછું માગતાં બીધો! શેરસટ્ટો૦ ૫

(સરોદે-ઇત્તેફાક)

## નસીબા

( બેત )

નસીબા મિસાલે દગલબાજ આબ,
તરાવે, ડૂબાવે, બેપરવા સિતાબ.
સિતમગાર, જાહેલ, ખુની એ ખરાબ,
કદી જીંદગીતક દિયે નહિ જવાબ. ૧

છે દેખાવે સંગીન, પણ ટકવામાં ખાબ,
અસરમાં મિસાલે બેમુરવત શરાબ.
નસીબાવલણપર ન રાખો હિસાબ,
બેકાનુન, બેપરવા, એ છે બેસવાબ. ૨

પલકમાં તે બરકત દિયે જાબજા,
પલક બીજી હરકત ને મહાતમ કજા.
પલક એકે કુદરતની ન્યામત મજા,
બીજી પળ ન રોટીની રજની રજા. ૩

તું આજે છે આબાદ, બંદેનવાજ,
પરાગંદે કાલે થશે લાઈલાજ.
ધરાવે તું આજે જરીન તખ્તોતાજ,
થશે કમતરીન હાલ કાલે હરાજ. ૪

હવાને કબજ કેમ કરશે તું યાર?
નથી તેમ નસીબા બી તુજ અખતિયાર.

નસીબા બિગાનો જો આપે કરાર,
દિવાનો રખે થાતો તું ઉસ્તવાર. ૫

મિસાલે એક ઓરત બૂરી બેવફા,
પલકમાં ખુશી ને પલકમાં ખફા;
પલકમાં તે ગમ છાયો કરશે સફા,
પલકમાં બતાવે જુલમ ને જફા. ૬

પલકમાં તે મરતામાં મેળવશે દમ,
પલકમાં તે જીવતા જીવ કરશે ખતમ.
નસીબાને તાબે ન રહે, વાંચનાર!
બને તો તે સરપર તું થાજે સવાર. ૭

કે જે વખ્તે થાયે તે નીમકહરામ,
ને હસતે મુખે ચાહે છેલ્લી સલામ.
તે વખ્તે તું બોલી શકે 'જા ગુલામ'!
'તું જાવે ન મારૂં જશે નેકનામ.' ૮

(સરોદે-ઇત્તેફાક)

---

## મુઓ તું

(બેત)

મુઓ દોશ્ત થાતો, તું દુશ્મન જબુન,
છે મ્હોંમાં શીરી[1] પણ છુરી કાખમાં;

---

૧ મિઠાશ.

સદા તરસે પીવાને મ્હોબતનું ખુન,[1]
ન દિલમાં દયા, નહિ હયા આંખમાં. ૧

મુઓ બેટો—મજદક, સદા કરતો કહેર,
કદી નહિ થયો ખુદ તું માબાપનો;
ચુસી લોહી બન્નેમાં નાંખ્યું તેં ઝેર,
મુબારક હવાલો તુંને સાપનો. ૨

બિરાદર મુઓ થાતો—બદતર બખીલ;
મરે ભાઈ બેહેનો, ન સુણતો સવાલ;
રે મરતાંને પૂછે, 'કરે કેમ ઢીલ?'
જે ઉંચકી પછાડે પડ્યા જે બેહાલ. ૩

મુઓ થાતો ખાવિંદ—ખુદાવંદનો ચોર,
તે સંસારમાં શું થશે શાહુકાર?
જે નાદાર,[2] નીચો, નફ્ટ, ચુગલીખોર,
તે મૂંજીની જીવતી મરે મ્હોરદાર. ૪

મુઓ બાપ—બચ્ચાંને હડહડતું પાપ,
નડે આખી જીંદગી—મુઓ તું પિદર.
કુટુંબ ને કબીલાને માથે શરાપ;
દરદ ને લયાનત તું નિર્દોષ સર. ૫

નહસ તારી હસ્તી; હશે શો ભરમ?
ખુદા જાણે હૈયાતી શા કામની?

૧ લોહી. ૨ મરદાનગીમાં નાદાર.

તું કુદરતનો ખોફ, વહેતું દોજખ ગરમ—
છે સરજત ભલાંઓની અલજામની. ૬

( આદમી અને તેની દુનીયા )

---

## જીંદગીનો હિસાબ

( બેત )

હજારો ને લાખોના લખિયા હિસાબ;
કરોડો હકીકતનું ટિપ્પણ કીધું.
તે જમ જ્યારે જોવાને આવે સિતાબ,
જોય, સરવાળો કરતાં, તો ચોખ્ખું મીંડું. ૧

કરે બાદબાકી—એ શું ખાડો કે ખીણ?
આ લંબાઈ, પહોળાઈ, ઊંડાઈ અપાર.
પૂરે કોણ ખાડો, ભયાનક ને હીણ?
રચે કોણ પૂલ, થાવા ઉપર પસાર? ૨

ગુણાકાર કરતાં મુસીબત છે તે જ,
ગમે તે રકમથી મીંડાને ગુણે;
મળે નહિ નતીજો કદી પણ સહેજ,
નકામી એ મ્હેનતનો બદલો તુંને. ૩

ગમે ભાગ પાડે જો ઈનસાફી જમ,
અભાગિયાને ભાગે શું આવે સવાબ?

સિલકમાં મળે જ્યાં ન દમડીનો દમ,
ધણી-સાધને[1] તે શું આપે જવાબ? ૪

ભરી મુઠ્ઠી બંધ જીંદગીમાં લઈ ફરે,
જે જરને જવાહેર ને માલેતુજાર;
તે ખોલે ન મુઠ્ઠી જો જીવતો મરે—
ભરોંસો છે આખર એ જર થાશે યાર. ૫

વખત આવે મુઠ્ઠી ઢીલી આપોઆપ;
પડી જાતી ગર્દન, મીંચઈ જાતી આંખ.
ઉલટથી જતાં લેવા જરમાલ માપ,
મુઠ્ઠીમાં જુએ તો—નથી ચપટી ખાખ. ૬

બધા હાથ ખાલી, ને ખોટા હિસાબ:
ખરી છે દયા એક દાદારની;
રકમ તે જ છોડવશે જીંદગી કિતાબ,
કુમક તે જ ફક્ત કુલે નાદારની. ૭

(આદમી અને તેની દુનિયા)

## મારા રૂહનો પયગામ

અએ રૂહ! મારા તનના અજિજ મેહેમાન,
લઈ પયગામ ઉડજે તું એક બિનહેસાન;
ભલે ભલભલાની તું લેજે ઈજ્જત,
સબબ તારી પાસે સચઈ સલ્તનત;

1 ધીરનાર.

જો મારે તો મરવું છે જ્યારે અચૂક,
બેલાશક આ દુનિયાના મ્હોંપર તું થૂંક! ૧

જા, રાજાને કહે કે, આ તારો જલાલ,
તે ચળકે સડી ગયલા બળતણ મિસાલ;
જા, દસ્તુરને કહે—તારી વાઅજ ખુશાલ,
મગર તેથી ઉલટી જ છે તારી ચાલ;
ને રાજા કે દસ્તુરને લાગે જો દુઃખ,
તો રાજા ને દસ્તુરના મ્હોંપર તું— ૨

કહે ઉમરાને—તારાં ફતેહમંદ કામ,
તું બીજાની જેહેમતથી લાવે અંજામ;
ને રૂશ્વતથી રાખે તુંને લોક બહાલ,
કુવત તુંને આપે કુલ દંગા—દલાલ;
એ ઉમરા બી જો નહિ રહે ગૂપચૂપ,
બેલાશક તું ઉમરાનાં મ્હોંપર બી થૂંક. ૩

મળે જો તુંને કોઈ બુલંદ ઓદ્ધેદાર,
ચલાવે મુલકનો જે કુલ કારોબાર;
કહે તેને કે—લોભ જ છે તારી મતલબ,
ને ધંધો સદા તારો છે ફક્ત હસદ;
જવાબની જો મુખમાંથી કહાડે તે ફૂંક,
બેલાશક તે જુઠ્ઠાના મ્હોંપર તું થૂંક. ૪

કહે તેને જે બ્હાર રાખે જબરો દમામ,
વધુ પામવા ખરચે તું તારૂં તમામ;

કહે દોલતને—તું એમ કરે જે હરાજ,
તે કંઈ નહિ પણ દુનિયાની શાબાસી કાજ;
જો તેઓ જવાબની કાંઈ બતલાવે ભૂખ,
તો તેઓનાં મ્હોંપર બી જલદીથી થૂંક. ૫

કહે હજરાલને[1]—યકીનનો તુજમાં ન કસ,
કહે આશકને—ઈશ્ક તારો છે ફક્ત હવસ;
વખતને કહે—તું છે ખરે ફરતું ચાક,
બદનને કહે—તું છે જ કંઈ નહિ પણ ખાક;
કહે ત્હેને જવાબની તું પંચાતી મૂક,
ને નહિ તો તે દરયકના મ્હોંપર તું થૂંક. ૬

કહે ઘડપણને—દરરોજ તું થાતું ખુહાર,
કહે હુરમતને—નહિ તુંપર કોઈ ઉસ્તવાર;
જમાલીને[2] લાગે વખતની નજર,
ને લાગવગની જબરી લથડતી અસર;
જવાબ કોઈ બી દેવાને ચાહે અચૂક,
તો દેનારના મ્હોંપર સુખેથી તું થૂંક. ૭

અક્કલને કહે—તું તો કરે ધરપકડ,
નજીવી ચતુરાઇની બાબદ ઉપર;
કહે ડહાપણને—કોઈ વખ્ત એવો હશે,
કે જે વખ્તે તું ઢ્હોડડાહ્યું થશે;
જવાબ આપવાને જો થાયે ગરમ,
તો બંનેના મ્હોંપર તું થૂંક એકદમ. ૮

૧ ધરમઘેલો. ૨ ખુબસુરતી.

હકીમને કહે—તું તો છે ઉદ્ધત ઘણો,
ચતુર—પાર નહિ તારા ગુમાનનો;
સખાવતને કહે—તું ઘણી બેતમા,
ને કંકાસ—તું રહે કાયદા પેટમાં;
જવાબ કોઈ કરવાને ચાહે અદા,
તો દરયકના મ્હોં ઉપર થૂંકતો તું જા. ૯

નસીબા! રખાવટથી તું છે અપંગ,
ફીકો પડતો કુદરત! સદા તારો રંગ;
રે દોસ્તી! તું બાજીવખ્ત કેવી ખફા!
કહે ઈનસાફને—શું તારી ઢીલની જફા!
જો વાળવાને તેઓ કરે કંઈ જવાબ,
તો સર્વેનાં મ્હોં ઉપર થૂંકજે શિતાબ. ૧૦

હુનરને બી કહે—તું નથી ઉસ્તવાર,
જૂઠી ગણુતીથી દામમાં ફેરફાર;
ને મકતબને કહે—તું તો નાપાયદાર,
અંદર સર્વે પોકળ ને ભભકો છે બહાર;
જો હુનર ને મકતબ બી કચવાવે સુખ,
તો હુનર ને મકતબના મ્હોં પર બી થૂંક. ૧૧

ઈમાન! શહેર વસ્તીમાં તું નહિ મળે,
ને ગામડિયા વસ્તી ગુનાહ બહુ કરે;
મરદાનગીને કહે—તેં તો છોડી દયા,
ને નેકી! તું નીચોને સોંપે હયા;

જવાબમાં જો તેઓ કશું બી કહે,
તો ઝટ મ્હોં પર થૂંક્યા વગર ના તું રહે. ૧૨

હવે જ્યારે માની તેં મારી ફરમાશ,
ને જુઠ્ઠાની જાહર કીધી કુલ ડફાંસ;
—તો જો કોઈના મ્હોં પર જૂઠો કોઈને કહે,
તો ખંજરથી તે તુંને કરશે જબેહ—
ગમે તે મગર તુંને જખમી કરે,
પણ કોઈ બી જખમથી ન રૂહ! તું મરે. ૧૩

( જોશુઆ સીલવેસ્ટર ઉપરથી ભાષાંતર )

( સરોદે-ઇત્તેફાક )

---

## મારી ધર્મ-બ્હેન

જૂદો પડતાં માદરથી બેટો બેફામ—
વગર ફામનો, હું વગર હોશનો—
પુકારૂં કયું કરગરી નેક નામ,
બુજવવા ગરમ સોલો અફસોસનો? ૧

અરે કો ન આગળ, ન પાછળ બી કોઈ;
ન આજુ ન બાજુ, વખત આહુવે એન.
પિદર કયાં? કયાં માદર?—પૂછું જીવને રોઈ.
ખુદા કાં ન બક્ષે બિરાદર કે બ્હેન? ૨

જરૂર માવગરનાંને અકસીર હ્યાં,
છે જીંદગીની રાહુબર, વડી બ્હેનની.
નયતની નિગેહુબાન, જે છોટી મા
ભૂલાવે અસર બહુ જુદઈ–ઘેનની. ૩

વરસ ત્રીસથી બી વધુ વહી જતાં,
બીજી કંઇક સગઈ મેં આ જગમાં કરી.
મગર છે તે જૂદી—હતી ના હતી,
ગરજ જેની તે તે જ સારે ખરી. ૪

એ અરસામાં બહુ બહુ પડી છે જરૂર,
અરે બ્હેન! તારી!—ન ધારી તું આવ!
પીઠે ઊભી રહીને જગ્યા માની પૂર,
ને બચગીની હસ્તી ફરી તું વસાવ. ૫

નિખાલસ ને ફુલ્લું જે તારૂં જિગર,
તે છાયા નીચે મારી જૈફી ઉધાર—
જવાનીમાં જૈફ, બીજું બચપણ એ કર
તું ચંદરોજ તાજું, દઈ દિલને કરાર. ૬

ખિલેલા ને તરફ્ફદ તારા મગજ—
નો લાભ આપ ભેજા સુકાતાને હાલ;
કે ચાલુ અભ્યાસે ચવાતું, કવસ,
આ ભેજું ખિલવતું રહે તેના ખ્યાલ. ૭

ધરમ-બ્હેન! તારી શી ગાઉં સિફ્ત?
દયાવાન આયા દિયે જાતિભોગ;
મુફ્ત શી કરે દરદીની માવજત?
કલાકે કલાકે તપાસીને રોગ! ૮

મુંગે મ્હોંડે બેસી ખમે મુજ મિજાજ—
મરજના જે ઉભરા નિકળતા બહાર.
હસાવી રમાડી સુવાડે તું આજ;
ચમક પાછી દેખી રડે ઝારઝાર. ૯

હકીમોએ આપ્યો હવાલો તુને—
"દવા કરતાં અકસીર બહુ સારવાર."
હિમ્મત ભર સુખન તુજ હસી સહુ સુણે—
"હું જીવ મારો આપી બચાવા તયાર." ૧૦

વગર તુજ મદદ, બ્હેન! મારૂં શું થાત?
મુલક પારકે કોઈ પૂછે ન ભાવ.
ભલે લાગી ભોળી ભલી મારે હાથ—
પછી તો થવાનું જે હોયે તે થાવ. ૧૧

અજબ છે એ મળવું; શો સરજતનો છાપ?
તું નોરમન નુરાની, હું વતની ઈરાન.
તું ખ્રિસ્તિ, હું જરથોસ્તી—કેવો મિલાપ?
અજાણ્યા હું જુદ્દીનપર તું દિલફેશાન. ૧૨

મગર તાજુબીની બી પાછળ સબબ—
નક્કી કોણુ કહે તુંજ નસલ કોણુ હશે?
હું જાણી જરા બી ન થાઉં અજબ
જો જરથોસ્તી લોહી તારી રગમાં ધસે. ૧૩

ઘણી વાર જોયું તુજ દિલનું ખમીર
મેં ઉભરાતું જરથોસ્તી જેણે ભર્યું.
ઘણી વાર તારા વિચારો કબીર—
થી મન મારૂં પોતાનું ચમકી ફર્યું. ૧૪

તો કાં તું ન જરથોસ્તી તોખમની હોય?—
બુજર્ગીભર્યા જેના ફિલસૂફ બાપ
અસલ એ મજહબની કુલ ખૂબીઓ જોય—
છે સંજોગ એ કલ્પવામાં શું પાપ? ૧૫

મગજની, કે દિલથી, કે લોહીથી પણુ
તું જરથોસ્તી હોવી જરૂર જોઇયે.
સદા હમશરીક જીંદગીનો મુજને ગણુ—
તું હું બંને એક જ હવેથી છિયે. ૧૬

( આદમી અને તેની દુનિયા )

## પારસી કોમને એક અરજ

(લાવણી)

ઊઠો ઊઠો પારસી લોક! હવાં તો જાગો;
સૂતાં સૂતાં સંસાર થઈ જાશે નાગો!
અરે થયો, હવાં શો રહ્યો થવાનો બાકી?
આ પાક મજહબમાં પસરી રહી નાપાકી. ૧

જે મજહબ સત્યશિરોમણિ, પવિત્ર અસલથી,
જે સૂર્ય ચંદ્રથી જૂનો, જૂનો કહું જળથી[1]?
જે જૂનો અગ્નિ તારાથી, જૂનો વાદળથી—
માનવ, દાનવ, શું દેવ, જૂનો તે સકળથી. ૨

જે ધર્મધજા ઉડી રહી પૃથ્વિ ચોપાસે—
રૂમ, શામ, ચીન, તાતાર, જર્મીન આકાશે.
વળી મિસર, હિબ્રુ ને હિંદ મુલક જે ગજવે;
જે સત ઈશ્વિરની સત્તા સહુકને ભજવે. ૩

જે ધર્મ, નીતિ સંસાર, ન્યાયમાં મ્હેલો,
જે આત્મજ્ઞાનનો માર્ગ બનાવે સ્હેલો.
તે ધર્મ હવાં કાં પડ્યો આવી ગફલતમાં?
શો ભંગ પડ્યો રે, હાય, જરાથુશ્ત્ર સતમાં? ૪

---

૧ **અષેમ અને અહુનવર** બંદગી આ દુનિયાની પેદાશ આગળની ગણાય છે.

ક્યાં ગયા ઉપાધ્યાય, દસ્તુર ને દાવર ક્યાં?
મોબેદ અને બેહુદિન, મરતબ નાવર ક્યાં?
જે અસલ મજહબ દુનિયાના મહાત્મા માને;
અકબર ને સિકંદર કદર નમીને પિછાને. ૫

ક્યાં ગઈ ખાલેસ સાદાઈ, અશો સચ્ચાઈ,
આપઅખત્યારી ક્યાં ગઈ એ મજહબની, ભાઈ!
જે ગુણપ્રતાપે જુલમી રાજાઓ કંપે,
દુઃખ દઈ પ્રજાને કદી બેસી નહિ જંપે. ૬

જે ગુણથી દસ્તુર રાજ્ય કરે દુનિયામાં;
જે ગુણથી સિંહ ને વાઘની થાયે સામા.
જે ગુણ મોજેજા કરી બતલાવે ભારે—
શક્તિનો પાર નહિ, સત્ય જ્યાં આવે વ્હારે. ૭

શક્તિ ક્યાં? ક્યાં સત્તા છે, આત્મમોટાઈ?
જુવો દસ્તુરો, મોબેદો, આજના આંહિં.
અજ્ઞાની, આળસુ, પૈસાના પૂજારી;
ભૂખ્યા ઠાલી કીર્ત્તિના કોઈ ભિખારી. ૮

દારૂડિયા, સટ્ટાબાજ, વ્હેમી, કોઈ કપટી,
લંપટ, લુચ્ચા કો હશે, કો 'હાથે ચમટી.'
કરી ધર્મતણા ચોપાસ બજારૂ ધંધા,
પૈસાની રેલમાં સ્હેલ કરે એ અંધા. ૯

કોઈ કલાલ થઈને બેસે, રસોઈયા કોઈ;
કોઈ પેટ ભરે દોજખ દરવાજા ધોઈ.
કોઈ કારજ સાધે ઉંધાં ચતાં સમજાવી;
કોઈ તોડે થયલાં કાજ, લાંચ લઈ ભાવી. ૧૦

કોઈ ચીઠી ચપાટી કરે, ગાય કો ગીતડાં;
કોઈ વ્હેંચે ન્યુસપેપર, નાટકનાં ચિથરાં.
રોકાય એમ પારસી ધર્મ ઉપાધ્યા,—
ધર્મી બળદોપર અધર્મ બોજા લાધ્યા. ૧૧

શા હાલ ધર્મના ધર્મગુરૂ જ્યાં આવા ?
કજિયા, કંકાસ, કફોડા કાવાદાવા.
જે જજમાનો ત્યાં ફરે, ક્રિયા કરવાને,
મોટે ભાગે તે વેઠ પેટ ભરવાને. ૧૨

( ઝુલ )

જામા પીછોડી પહાન,
મ્હેરી કોઈ વાળે ઘાણ.
ચપલુસિયા ચુગલીખોર.
કોઈ જાણે ચાંચિયા ચોર.
મોંથી ભાવે કોઈ ભૂંકે;
જીવતાં મૂવાં નહિ ચૂંકે.
ગિધડા નસેસાલ તો ભલા,
મૂવાંની લિયે જે બલા.

પણ આ તો જીવતાં લૂંટે;
લૂંટતાં પણ લોભ ન ખૂટે.

એ મનુષ્યરૂપી ગિધડાથી હું ન્હાસું આઘો,
જોતાં જોતાં સંસાર થઈ જશે નાગો. ૧૩

હવે જુવો શેઠિયા આગેવાનના ખેલો-
બહુ થોડા શેઠિયા, બાકી વેઠિયા બેલો.
જેમ હાંકે બીજા, તેમ હંકાયા જાયે-
નીચી મુંડી, પુંછડી બે પગની માંહે. ૧૪

મૂકી પીઠ ઉપર બહુ ભાર પાપી દોલતનો,
અંધારે ગોથાં ખાય, માર્ગ ભૂલી સતનો.
નહિ સાથે લેઈ જવાય, આપે બચ્ચાંને,
નાદાનો ખરચી ખાય હજારો બ્હાને. ૧૫

બહુ દીઠા દાખલા એવા આપણે પોતે-
ધન દોલત ઊડી ગયાં રે જોતે જોતે.
રહી ગયા અસલ જે હતા, મતા સહુ ખરચી,-
કાછીયા, માછીયા, બટલર ને બાવરચી. ૧૬

દીઠી બહુ એવી શેઠાઈ જમાના બેમાં-
હવે રહેવા દો તકરાર, સાર નથી એમાં.
મન ભાવે તેમ દોલત ખરચો પોતાની;
ખોટી કીર્તિ પછી ભોગવશો ખરી હાનિ. ૧૭

પણ મહાભારત જે પંચાયતની પૂંજી,
ઉપયોગ કરો તેનો તો જોખમ બૂજી.
એ પૂંજીપર આધાર પ્રજા આખીનો;
શા માટે બગાડો ભવિષ્ય તેનો બાકીનો? ૧૮

હક પ્રજા માત્રનો વિગત જાણવી કુલે-
કયારે ને કેમ વાપરવી, ઉપજ કે મૂળે.[1]
કાં પ્રજા પૂછે નહિ—શું ખરચ્યું, શેં ખાતે?
કાં છૂપી રીતે ખરચાય એ બે ત્રણ હાથે? ૧૯

નહિ ખાતું એ કાંઈ મામામાસી કરવા-
કરી નોંધ નનામી, ને ઘરનાં ઘર ભરવા.
મોટાંનાં પેટ કાં ભરો, કાપી નાનાંને?—
ચુસી લોહી ભૂખ્યાનું પાવો આસુદાને? ૨૦

તમો વાલી કોમના, ચોખ્ખો રાખો હવાલો;
અહુર્મજદને મ્હોં બતલાવા વચન ઝટ પાળો.
હશે વ્હેમ લોકમાં-વાત આ સર્વે ખોટી-
પડી બહાર ખુલાસો કરો, કીર્તિ થશે મોટી. ૨૧

દાનત તો તમારી સાફ, વિવેક ન કાચો;
પાસામાં લઈને પ્રજા, અમલ કરો સાચો.
દોલત ગંજાવર પડી કટાયે આજે,
સંભાળી, સંમતિ લેઇ મૂકો વધુ વ્યાજે. ૨૨

૧ વ્યાજ કે મુદલ.

ઇતબાર કોમનો વધે જોઈ હિંમત એ;
વધુ વધુ આપવા રાજી—સમજો સિફ્ત એ.
વધે ચાલુ આવક યોગમથી, વ્યાજ બમણું જો;
શું કરી શકો નહિ કોમતણું તો ભલું જો!  ૨૩

દસ્તુર મોબેદના હાલ સુધારો, શેઠો!
એકલપેટઈનો સળો એ બેમાં પેઠો.
શું કરે બિચારા, કદરસનાશી થોડી?
ધંધાધાપામાં પડે, ધર્મ દઈ છોડી.  ૨૪

દુર્ગુણ બેહેદિનના લિયે મોબેદો ઝાઝા;
દર્દીની સાથ દર્દી બનશે સહુ સાઝા.
છે હજી અસલના ગુણ આથોરનાનોમાં;
મળી આવે ચાર કે પાંચ હજી પણ સોમાં.  ૨૫

એવાને ઈલ્મમાં ચુસ્ત કરો, કહું, પુરતે;
આગળ પડતો જે સવઈ, કરો દસ્તુર તે.
આપો તક બેહેદીનોને ઈલ્મ લેવાની;—
મોબેદ, ભલે દસ્તુર, બને તો થવાની.  ૨૬

દસ્તુરજાદો દસ્તુર બને તે નકામો,
જો ઈલ્મથકી ટક્કર ઝીલે નહિ સામો.
એ પછી કરો સંગીન સંસારસુધારો;
ગરીબાઈ ટાળી સુખ કોમનું સર્વ વધારો.  ૨૭

યોગમ વસ્તી ફેલાવો, વતન મૂકી ન્હાનું;
ખુદ હિંદમાં લો સંસ્થાન એક પોતાનું.
કરો સ્વરાજ્યસત્તા પ્રજાતણી હેઠળ રે,
નહિ ફરી ફરી એવી આવે શુભ પળ રે. ૨૮

બહુ બહુ કરવાનું રહ્યું, હું ક્યાં વિસ્તારૂં?
જાવતમાં ભવિષ્યનું ચિત્ર ફક્ત એ ચિતારૂં.
ઊઠો ઊઠો, શેઠ! તમે કોમના આગેવાનો;
ઝુકતાં ઝુકતાં વહી ચાલ્યો આખો જમાનો. ૨૯

(ઝુલ)

પણ શેઠની કમ્મરે લચક;
પગ હાથ તો પોચા પચક.
ચ્હેરો જુવો ફીક્કો ફ્ચક;
કોણ આપે એમને મચક?
જીવતાં જ, ખાંધિયા, સચક.

ફરી લોહી ક્યાનીનું, શેઠ, ખુદાશું માગો!
સૂતાં સૂતાં સંસાર થઈ જશે નાગો. ૩૦

હવે રહ્યો છે ત્રીજો વર્ગ, જુવાનો! તમારો—
જરથોસ્તી ભવિષ્ય ઉમેદનો એ જ સિતારો—
ઝગઝગતો ને ઠણઠણતો મરદ ઓરતમાં—
બેટાબેટી ઓલાદ વસે જ્યાં સતમાં. ૩૧

ઊઠો યાર! સુધારાતણા સેપેહસાલારો !
નર શેર, નારી સતીની તમે ફતેહ પુકારો.
ધસો ધસો ફરજમેદાન, ગરજ છે ભારી;
તમ ઉપર વધુ આધાર, પુરૂષ કે નારી. ૩૨

અફસોસ, પરંતુ, એબ તમોમાં પણ છે,
એકંદર લેતાં હજી જો તમને ધન્ય છે.
એક એબ દેખું તે નકલ ખોટી કરવાની;
મ્હોટાનું દેખી ન્હાનાએ મફત મરવાની. ૩૩

એ વાનર નકલે પડે સોસવું ત્યાં રે;
હજી પડશે, બારીક વખત આવશે ત્યારે.
ખોટી કેળવણી પુરૂષ સ્ત્રીની જે સરખી-
પોકળ, ફિસિયારીખોર—જાવ શું હરખી? ૩૪

જે સમય, સ્થિતિ, દીન ધર્મ, કશું નહિ દેખે;
ચાળાચસકામાં ચળે જે વાનર પેખે.
મૂકી નકલ ઠાલી, નક્કર ગુણ પકડો સહુના—
મેં ઠાઠ દીઠા છે ઘણા રે મક્કરવહુના. ૩૫

તું મડમ થતી મરી જાય-ભુંડણુ છે જાણે-
જબરાંને જોઈને નબળો જીવ કાં તાણે?
આ બાલનો ડૂચો કીધો પછાડી શાથી?
આગળ શું?-આલારીંછ કે વાવટાકાઠી? ૩૬

ઊંચી બુટની એડીથી આંખના તંતુ તૂટે,
કમ્મરની હાડકી ખીસી પેઢુમાં ખૂંચે.
આ ચટાપટાનું ચિથરૂં તને નહિ છાજે;
ચટપટ ઘરમાં ચોખાની કાલે આજે. ૩૭

સુખ માન કદી નહિ મળે નકલ કરવાથી–
નહિ સ્વર્ગ જવાયે વગર મોતે મરવાથી.
તુજ એબ, કહું, ખોટી કેળવણી લીધે;
સાચી કેળવણી લેઈ જા રસ્તે સીધે. ૩૮

નહિ તો, એ લાલચ મૂકી, હતી તેવી રહે.
ભોળી ને ભલી, નિર્દોષ જીંદગી સ્હેવી લે.
જો સુરત, ભરૂચ, નવસારી ગામડેવાળી,
હજી બ્હેન કેવી ઘરબાર સુખે છે રૂપાળી ! ૩૯

મૂકી બ્હેન હવે જુવો ભાઈ, નવા સુધરેલા–
"સુધરેલા" એટલે સર્વે વાતે ગયેલા.
ઘરમાં ગંદવાડો, બહાર ફરે રંગીલા;
થઈ સમીસાંજ કે નિકળે બાવરા બ્હીલા. ૪૦

નાજુક, નવરા ને હાથ પગે છે આખા;
મોટાઇયે મરે જ્યાં ખાવાપીવાના વાખા.
બહુ શરમ કામ ધંધાની, જન્મ ભીખારી;
નબળાપર શૂરા, જબરાથી જઈ હારી. ૪૧

ચચ્ચો મમ્મો જીભ ઉપર, નફટ હિચકારા,
બૈરાંપર જીવે–બળ્યા તમારા સુધારા.
"શું કરિયે? બાવાની જાહોજલાલી ગઈ તે?–"
"આદત સુખની મૂકતાં મૂકાતી નહિ તે?" ૪૨

એ શું બોલે, તું ભાઈ! જરથોશ્તી ઈરાની?
તુજ નસમાં લોહી કે ગટરનાં ગદલાં પાણી?
તુજ કયાની પુરાતન ખમીર ગયું કયાં બેસી?
અય હિંદવતનના જવાંમર્દ પરદેશી! ૪૩

થવું એમ હતું તો દેશવટો કાં લીધો?
હુરમતને ખાતર આજ સુધી નહિ બીધો.
નથી અસલ લોહી ધોવાયું, સુસ્ત થયું હોશે;
ઊઠ, હિલવ હાથ પગ, ગરમી આવતી જોશે. ૪૪

ઊઠ ઊઠ, બિરાદર! ટટાર થઈ જો સામું;
સંસારની કુસ્તી શીખવે પાક શાહનામું.
ઊઠ, બિદાર થા, આળસ મતલબની નિજથી;
સંસાર સિનાપર છોડ કીર્તિની કિશ્તી. ૪૫

લડ જમીન ઉપર—દપટાવ રખસ તું રણમાં;
દુશ્મનને માર–એકલપેટાઈ જે મનમાં.
જે જીતે પ્હેલે પોતાને ખરો પીલતન તે–
કરે કોમને અર્પણ સદા જ તન મન ધન તે. ૪૬

મ્હેલું સુખ કોમનું શોધી, બીજું જ કુટુંબનું,
છેલ્લું પોતાનું શોધ—જરૂર નહિ કહું હું.[1]
ઊઠો ઊઠો, પડો મેદાન, ફરજજંગ જીતો,
લ્યાનત તે પારસી લોહી, ભરાયે બ્હીતો. ૪૭

( ઝુલ )

મગજને રોકો રગડો ઘસો,
શરીરના સ્નાયુ સઘળા કસો,
કોમનાં ભલાં કાજ સહુ વસો,
આપ તો આવ્યા તેવા જશો,
હયાતી અર્થ બોળી નાંખશો:

જાતાં મ્હેલાં જીવ પરસુખસીકે ટાંગો;—
સૂતાં સૂતાં સંસાર થઈ જશે નાગો. ૪૮

( આદમી અને તેની દુનિયા )

---

## વગર ઊંઘની જીંદગી

( બેત )

ગુનાહ શા કીધા તુજ ગુલામે, ખુદા?
સદા ચાહી દાનત ને નઇયત સફા.
ન અદના કે આલાને ગણિયા જુદા;
ને દુશ્મન બી કટ્ટા મેં કીધા છે માફ. ૧

---

૧ એમ કરશે તો પોતાનું સુખ શોધવાની જરૂર પણ નહિ રહેશે.

છતાં કેમ રાહત ન જીવને જરા—
ન મન ર્‌હે સુખી કે ન તન ર્‌હે દરોસ્ત?
વગર ઊંઘની જીંદગીના આજે ખરા
સફા ફેરવું જો અવલથી તું દોસ્ત! ૨

વરસ દસની ઉમ્મરથી શોધું હું ખાબ;
ચુમાલિસ થશે, પણ નથી એક રાત
મને યાદ, જ્યારે ન ગણિયા હિસાબ
ગુજશ્તે દિવસના, ઘસી હાથે હાથ. ૩

વિચારો, બનાવો ને દેખાવો સહુ,
દિવસના રહે આવી સામે ઉભા,
ભયંકર રૂપે, ને વધીને બહુ—
લેબાસો લપેટી નવા ને જુદા. ૪

દિને ન્હાનાં મ્હોટાંનાં દેખીને દુઃખ
દુખી થાઉં પોતે; વળી રાતે એ જ
દેખાવો ધ્રુજાવે;—ઓ માતાની કુખ
મૂકીને આ બચ્ચું કમોતે મરે છ! ૫

અરે એને છોડવ, એ જીંદગી બચાવ;
રે ઊઠ, મારા જીવ! દેવો પડશે જવાબ
તે દાદાર દરગાહે;—જોયું તો લાવ
હવે છોડવી બચ્ચું મરતું સિતાબ. ૬

એ જ હરદમ છે હાલ: દેખી વિધવા દુ:ખી,
હું વિધવા બનું, લેઈ રંડાપો સર;
જોઉં લૂલી, કો લંગડી, કો અંધી, લૂખી,
ઘડીભર બનું તેવો હું બેખબર. ૭

સુણુતાં ગરજી સવાલ, પોતે ગરજી બનું;
કરૂં રાત દિન એ ગરજના વિચાર.
મટાડું ગરજદુ:ખ જો થોડું ઘણું,
તો રાતે જરા બી મગજને કરાર. ૮

ને નહિ તો એ દુ:ખ સ્વપ્ને આવી ધસી,
છાતી પર બેસે પથ્થરની લાદી મિસાલ.
જાય દુ:ખ પારકે જાણે ભેજું ખસી;–
એ રૈતના, રફીક, મારા બિસ્તરપર હાલ. ૯

દુ:ખી હાલથી શોધી છુટકારો, હું
વરસ વીસે થાકયો;–હવે જોઈ ભૂલ.
શું કરશે હકીમો ? ને ફિલસૂફો શું ?
બનાવટ મગજની જ્યાં છે દુ:ખનું મૂળ. ૧૦

હકીમું ને ફિલસૂફી, વિદ્યા, હુન્નર
શું શીખવે, સુધારે, શું સમજે મરજ ?
પૂરી કરવી સરજત, એ આદમને સર
સૂતાં જાગતાં દમ બ દમ છે ફરજ. ૧૧

મગર જે ફરજ તેજ અધિકાર અહીં,
તે સંસ્કાર છે સારી જીંદગીતણો.
સાર અજમાયશે મેં એ શોધ્યો સહી;
એ જ પાયો હવે મારી બંદગીતણો. ૧૨

વગર ઊંઘની જીંદગી બી બક્ષેશ છે
જાગતા જાવેદાન પાક દાદારની.
દુઃખ પોતે બી સુખનો છૂપો વેશ છે;
ને કોતાઈ છે મોટાઈ હું ગમખારની. ૧૩

હું કેવો સકર્મી! હું કેવો સુખી!
હજારો ને લાખોનાં દુઃખમાં તણાઉં.
એક જીવ મારો છે લાખ જીવતર રૂપી-
ન મ્હોટો છતાં મ્હોટા મનનો ગણાઉં. ૧૪

શુકર તુજ, ખુદા, જે તું બખશે તે બસ.
ન બક્ષે જે બસ તે બી પર્વત કે રજ.
વગર ઊંઘની જીંદગીને હસતો હું વશ,
કે ઊંઘ આવે ભર જ્યારે મટ્ટી કબજ. ૧૫

(આદમી અને તેની દુનિયા)

## આ દુનિયાના ઉપકાર.

(બેત)

વખત બે વખત હુંએ અહિં તહિં કીધા
જનમતકના ઉપકાર, આ જીંદગીમાં.
ઘણાંને બચાવ્યાં—શુકર અએ ખુદા!
કરૂં યાદ તેની હું હર બંદગીમાં. ૧

બચાવ્યાં ઉડી જાતાં રાજાનાં શીર;
ને ગાદી બચાવી છે બરબાદીથી.
મેં રાણીઓ રડતીને આપીને ધીર,
નવાજાવી જાગીર ને જર શાદીથી. ૨

ઘણાંઓની બર લાવી આપી ઉમેદ-
કદરદાની સરકાર દરબારમાં;
ઘણાંના ખુલી જાતા જીંદગીના ભેદ-
ને તાળાં દીધાં મેં આ સંસારમાં. ૩

કંઈક શાહુકારોને નાદારીથી
ઉગારી લીધા મેં ગરજને વખત;-
ઘણાં દર્દીઓ, જે મહામારીથી
ખસુસ મરતે, હાદેસા પડતાં સખત. ૪

ગરજને ગુનાહના ઘણા એવા ભોગ,
જે હમદિલી મારીના લઈ ચૂક્યા લાભ;
ગમે એવી મ્હોતાજ, ગમે એવા રોગ-
નીચે જેને ધરતી નહિ, ઉપર ન આભ- ૫

મેં તેવાંની સેવા બી કીધી સિતાબ,
બશારતથી તારી, અએ પરવરદિગાર !
ન ચ્હાયો કંઈ બદલો, ન ચ્હાયું સવાબ–
થયું તારી બરકતથી હતું જે થનાર. ૬

ભૂખ્યાં કંઇક જમાડું, ભુખ્યો રહીને હું;
મેં નાગાંને દિલપરનાં વસ્તર દીધાં.
રે રડતાંની સાથે હું બેસી રહું;
ન વરસાદ તડકાનાં બ્હાનાં કીધાં. ૭

અરે હું તે શું? મારાં બચ્ચાંનાં મુખ–
માંથી કહાડી નવાલા, બીજાંમાં મૂક્યા.
ભૂખે મારી મારાં, ભાંજી બીજાંની ભૂખ–
જે ખાધા પછી મારા મ્હોંપર થૂંક્યા. ૮

હા, થૂંક્યા તે જ મ્હોડાપર, જેની સિફ્ત–
થી મરતા બચ્યા મુજીઓ એક વાર.
જે હાથે જીવાડ્યા એ નકટા નફ્ટ,
તેજ હાથ ઉપર કરવત ફેરવવા તૈયાર. ૯

જે છાતીની હુંફમાં સુતા'તા એ સાપ,
તે છાતીમાં મારે હવે ઝેરી ડંખ.
વધુ લઈ વધુ માગે–"આપ, આપ, આપ,"–
એ જ દીઠા મેં દુનિયામાં ઉપકાર ઢંગ. ૧૦

કદી જોકે રાખી હતી નહિ મેં આશ;
મગર, બિનઅનુભવ, મને શી ખબર
જિગરપર આ ચોખા પડે બાર માસ,
મગજપર છુરીની ફરે ઝેરી ધાર? ૧૧

ખુદા જાણે, આપી મેં માગ્યું નથી;
તકાદો તો કીધો નથી કોઈપર.
છતાં કેવી નાલિશ એ બદખાહુથી?
ને બહોતાન કેવાં? સબર, જીવ, સબર! ૧૨

ખસુસ, યાર, એહસાન ન ચ્હાતો કદી
તવંગર કે મ્હોટાં કે આબાદથી;
મદદ જેને તારી પૂરી રહી સદી,
સદા રહેજે દૂર તેની ફરિયાદથી. ૧૩

જો એહસાન હો તો ગરીબોમાં હોય-
જે મતલબના પૂરા ન પામ્યા સવાદ.
પરહેજગારો તું સામે ઝાંખી ન જોય:
છિનાળો સતીથી હશે નેકજાદ. ૧૪

હું પોતે તો ઉપકાર એહસાન શું
સમજતો નથી, નહિ સમજવાનો બી.
ખુદા! મારી ઉમેદ બર લાવ તું-
જાણે મૂવો હતો ને હું મરવાનો બી. ૧૫

ફરજ જો અદા મેં કીધી હો, ખુદા!
ગરજ બીજી શી?—એક ફાટી ચદર—
ન ઉપકાર કોના, ન કોની અદા—
મળે ચાર ગજની જો સાદી કબર, ૧૬

નનામી, છૂપી, કોઈ બિયાબાનમાં,
કે પરવતની ઢળતી તળેટી ઉપર;
ગમે કોતરે, તુજ ખુદ માનમાં,
ફકત એ જ બોલો—**ઈલાહી શુકર.**[1] ૧૭

(આદમી અને તેની દુનિયા)



૧ આ છેલ્લી આઠ લીટીઓ મર્હુમ મી. મલબારી સીમલા ખાતેની કબર ઉપર કોતરાવી છે.—તંત્રી.

# શુદ્ધપત્ર

( મુખ્ય મુખ્ય ભૂલોનું )

ઉપોદ્‌ઘાત:

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૯ | હશે | હશે; |
| ૫ | ૭ | યુરોપની | યૂરોપની |
| ૮ | ૬ | બીજુ | બીજું |
| ૧૨ | ૧૦ | ૂદાવી | કૂદાવી |
| ૨૮ | ૪ | પ્રસંશાપત્રો | પ્રશંસાપત્રો |
| ૩૦ | ૧૭ | પ્રસંશાપત્રો | પ્રશંસાપત્રો |
| ૩૮ | ૬ | બને છે, | બને છે. |
| ૪૮ | ૭ | પ્રસંશાપત્ર | પ્રશંસાપત્ર |
| ૫૪ | ૨૧ | એમણે | એમનું |
| ૫૬ | ૭ | બયત | બય્‌ત |
| ૫૬ | ૧૦ | બયતો | બય્‌તો |
| ૬૯ | ૧૭ | શરણુ | શરણું |
| ૬૯ | ૧૮ | મ્હને સૌં કર્મો સમર્પી | મ્હને કર્મો સમર્પી સૌ |
| ૮૬ | ૯ | કહાડ્યું | કહાડ્યું |
| ૮૭ | ૬ | અનિષ્ઠ | અનિષ્ટ |
| ૮૮ | ૧૨ | હતી તે જુઓ. | હતી તે જુઓ, |
| ૮૮ | ૧૯ | થશે. | થશે, |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- |
| ૯૫ | ૨૧ | ૨૧ મી લીટી પછી નીચલું અવતરણ છપાતું રહી ગયું છે તે ઉમેરવું: "લેઈ થાઈ ખરે જ પવિત્ર ભૂલીશું દુઃખડું."— કુંજવિહાર ૩, ચકોરકૌમુદી: પૃષ્ઠ ૧૨. | |
| ૯૭ | ૨૧ | કુંજવિહાર ? | કુંજવિહાર—૧. |
| ૯૯ | ૬ | દુખાર્ત્તિ ચિંત્તામહિ | દુઃખાર્ત્તિ ચિંતામણિ |
| ૧૧૧ | ૩ | સંધાય | સધાય |
| ૧૧૮ | ૧૦ | આકાર | ઑકાર |

**મલબારીનાં કાવ્યરત્નો:**

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- |
| ૫ | ૭ | સાદા | સાદોં |
| ૬ | ૪ | ગંભાર | ગંભીર |
| ૮ | ૩ | પલા | પલીં |
| ૮ | ૬ | ભરાને | ભરોને |
| ૧૩ | ૨૧ | કવી | ચૂકવી |
| ૧૯ | ૬ | ભરોસોં | ભરોંસો |
| ૨૦ | ૩ | માગ; | માગ, |
| ૨૪ | ૧૮ | શ્યામનો | શ્યામને |
| ૨૮ | ૫ | મૂાકયાં | મૂકિયાં |
| ૩૦ | ૧૮ | બૉડે | પૉડે |
| ૩૪ | ૨ | લંટ્યો | લૂંટ્યો |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૬ | ૩ | (બે અલ્પવિરામ છે) | (તે નહિ જોઈએ) |
| પર | ૪-૬-૮-૧૦-૧૨-૧૪-૧૬-૧૮-૨૨ | ક્યા | કયા |
| પ૬ | ૧પ | રે ! સુધારકો | રે સુધારકો ! |
| ૬૧ | ૧૪ | માનવ | માનવ, |
| ૬૩ | ૧૯ | રૈયતસાર | રૈયત સાર |
| ૬પ | ૧૬ | ઋષિ કવિજન | ઋષિ કવિજન |
| ૬૭ | ૧૯ | નાંદાન | નાદાન |
| ૭૧ | ૧ | જીવીને કર્યું | જીવીને શું કર્યું |
| ૭૨ | ૨૪ | (ટીપમાં બીજી લીટીમાંનો 'મુ' ખસીને ઉપર ગયો છે) | (તે નીચે લાવીને 'મુસલમાન' શબ્દ વાંચવો) |
| ૮૮ | ૮ | નિકળી | નિકળી |
| ૯૨ | ૪ | શિર ઉપર | શિર ઉપર છે |
| ૧૨૧ | ૨૧ | (અલ્પવિરામ 'તારા' પછી છે) | (તે 'વારંવાર' પછી જોઈએ) |
| ૧૨૩ | પ | ભલાઈ, | ભલાઈ— |
| ૧૯૪ | ૧૦ | નાથ પાસ | નાથ પાસ તો |
| ૨૧૩ | ૭ | રહા | રહો |
| ૨૧૩ | ૨૦ | ધુંળ | ધૂળ |
| ૨૭૯ | ૧૦ | મલબારી | મલબારીની |